

ग्रन्थाङ्कः २२

श्रीमद्उपेन्द्रभगवत्स्मारकग्रन्थावलि—

# श्री
# सद्बोधमन्दार

## द्वितीय गुच्छ

પ્રથમાવૃત્તિ

श्रीमद् उपेन्द्राचार्यजीએ
શ્રેયસ્સાધકો તથા સજ્જનોપ્રતિ લખેલા પત્રોમાંનાં સદ્બોધક વચનો.

卐

मूल्यः रु. २-०-०

| સંવત | | ઈ. સ. |
| --- | --- | --- |
| ૧૯૯૭ |  | ૧૯૪૧ |

॥ ॐ શ્રી ॥

# પ્રસ્તાવના

નદીનાં સામસામાં તટો સેતુબંધથી સંયુક્ત થતાં તેમની વચ્ચે સુંદર, ગાઢ, વિપુલ વ્યવહાર ચાલે છે, તે પ્રમાણે દૂરસ્થિત વ્યક્તિઓનાં અંતઃકરણને સુશ્લિષ્ટ કરનાર અનેક સાધનોમાંનું પ્રબલ સાધન તેમની વચ્ચેનો પત્રવ્યવહાર છે. એ સાધન પરોક્ષ વ્યક્તિને એટલી સફલતાથી પ્રત્યક્ષવત્ કરે છે કે પત્ર લાવનાર મધ્યસ્થ વ્યક્તિ—ટપાલ ખાતાનો સિપાઇ—બીજી દૃષ્ટિએ સમાજમાં એક નિર્જીવ વ્યક્તિ છતાં, દૂરને સમીપ દર્શાવનાર પત્રનો વાહક હોવાથી પ્રિય જનની પંક્તિમાં આરૂઢ થઇ બેસે છે, અને જગત્માં ભાગ્યે જ એવો લાગણીહીણો મનુષ્ય હશે કે નૂતન વર્ષ જેવા માંગલિક પ્રસંગે જેનો હાથ ટપાલીને ભેટ આપતાં ખંચાતો હોય.

સાહિત્યના વિશાલ ખેડાણના વર્તમાન યુગમાં સર્વ સુસંસ્કૃત દેશોમાં પત્રસાહિત્ય એક અગત્યનું અંગ મનાય છે. ભાઈ તથા ભાઈ, ભાઈ તથા બ્હેન, મિત્ર તથા મિત્ર, પતિ તથા પત્ની—એમ વિવિધ સંબંધોને ઉજ્જવલ કરનાર અનેક પત્રસમુદાયો, દાખલાતરીકે, અંગ્રેજી સાહિત્યમાં ઊંચી પદવી ભોગવે છે. ગૂજરાતમાં પણ એ અંગ ધીરે ધીરે ખીલતું જાય છે એ હર્ષ પામવા સરખું છે.

સદ્ગુરુ અને શિષ્ય વચ્ચેનો પત્રવ્યવહાર તો જુદી જ કોટિનો ગણાવા યોગ્ય છે, કારણકે સદ્ગુરુશ્રીના કરકમલથી લખાયલાં પત્રોનું અંતિમ ગંતવ્ય સ્થાન નથી હોતું કચરાની ટોપલી કે ગાંધીની દુકાન, પરંતુ એ પત્રો આખરે

શિષ્યગણને કૃતાર્થ કરનાર દૈવી સામગ્રીથી ભરપૂર હોવાથી ઠેઠ સુધી વંદનાને પાત્ર રહે છે.

શ્રેયસ્સાધક અધિકારીવર્ગથી પ્રસિદ્ધ થયેલો **શ્રીસદ્બોધપારિજાતક** નામનો ગ્રંથ આધ્યાત્મિક ક્ષેત્રમાં મહામૂલ્ય વાચનસામગ્રીરૂપ છે પૂજ્ય શ્રી-જયંતીદેવીના ઉત્સાહમય સતત શુભ પ્રયાસના પરિણામે **શ્રીસદ્બોધ-મન્દાર–પ્રથમ ગુચ્છ**–ની પણ એ દૈવી દિશામાં પ્રસિદ્ધિ થઈ ચુકી છે. આજે એ જ સદ્ગ્રન્થનો દ્વિતીય ગુચ્છ પ્રકટ થાય છે એ ગુર્જરપ્રજાનું તથા ગુર્જરસાહિત્યવાટિકાનું અધિક સૌભાગ્ય સૂચવે છે.

પ્રથમ ગુચ્છની પેઠે આ ગ્રન્થના પણ વિવિધ વિભાગો નીચે પ્રમાણે રાખવામાં આવ્યા છેઃ—



આ વર્ગીકરણ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે વધારેમાં વધારે (૧૦૦ કરતાં વધારે પાનાં) પત્રો સાક્ષાત્ સંબંધ ધરાવનાર શ્રેયઃસાધકોને લખવામાં આવ્યાં છે, અને તેથી ઉતરતી સંખ્યા (આસરે ૪૦ પાનાં) વિદ્યાર્થીઓપ્રતિના પત્રોની થવા જાય છે. શરણાગતિસંપન્ન સાધકો વ્યવહારને અંગે સુખના પ્રસંગોમાં પોતાના સદ્ગુરુશ્રીપ્રતિ કૃતજ્ઞતા દર્શાવનાર પત્રો લખે, દુઃખના પ્રસંગોમાં પોતાનું દુઃખ તેમના ચરણમાં રહે એ સ્વાભાવિક છે, તેનાથી વિશેષ સ્વાભાવિક એ છે કે અધ્યાત્મ ક્ષેત્રમાં પોતાની સાધનાને અંગે તેમની કૃપાદૃષ્ટિ યાચે, વિવિધ વિઘ્નોના પ્રતિકાર અર્થે તેમનું દિવ્ય સાહાય્ય પ્રાર્થે, અને પોતાના વિવિધ અનુભવો તેમના પ્રતિ નિવેદન કરે. શ્રેયઃસાધકોની સંખ્યા મોટી, અને તેમની સાથેનો સંબંધ નિકટ–એ કારણથી તેમના પ્રતિના પત્રોનું વિપુલ પરિમાણ સહજ

સમજી શકાય છે; પરંતુ વિદ્યાર્થીઓપ્રતિનાં પત્રોની મોટી સંખ્યા ખાસ ધ્યાન ખેંચે એવી છે. પૂ. ભગવાનશ્રીનું વિદ્યાર્થીઓપ્રતિ અતુલ વાત્સલ્ય હતું; તેમના સમાન બની તેઓશ્રી તેમની સુખદુઃખસૃષ્ટિમાં ભાગ લેતા; વિદ્યામંદિરોના અધ્યાપકોથી સ્વપ્નમાં પણ જે શિક્ષણની આશા ન રાખી શકાય તેનો અખંડ પાવન પ્રવાહ તેઓશ્રી તરફથી તેમને મળતો; સામાન્ય સ્થિતિમાં વિદ્યાર્થીઓ જે મુખપાઠ પંદર દિવસમાં પણ કરી ન શકે તે તેઓ માત્ર બે ત્રણ દિવસમાં તેઓશ્રીના ઉત્તેજનના ચમત્કારિક પ્રભાવને લીધે કરી શકતા, અને રંગભૂમિ ઉપર સાર્વત્રિક ધન્યવાદને પ્રાપ્ત થતા. ઉપરાંત, યુવકોપ્રતિનો પૂજ્યશ્રીનો વ્યવહાર સિદ્ધ કરે છે કે **यन्नवे भाजने लग्नः संस्कारो नान्यथा भवेत्** । (નવા વાસણને આપેલો સંસ્કાર ફરતો નથી) એ શિક્ષણસૂત્રને આચારમાં મૂકી તેની સંપૂર્ણ સફલતા દર્શાવવા તેઓ અત્યંત ઉત્સુક હતા.

ભુક્તિમુક્તિના દુર્લભ આશીર્વાદનું વહન કરનાર નૂતન વર્ષનિમિત્તનો ઉપક્રમનો દોહરો કેવો ચમત્કારિક છે! અને સમસર્વત્ર વ્યાપક ઇષ્ટસત્તાના સાક્ષાત્કારથી થતો કૃતાર્થભાવ ઉપદેશતો ઉપસંહારનો દોહરો પણ કર્તવ્યરાશિનું કેવું રમણીય પિંડીકરણ કરે છે!

"મુક્તિ વસો દક્ષિણ કરે, ભુક્તિ વસો કર વામ;
ભાવી નૂતન વર્ષમાં, બનો ભૂલોક–લલામ."

(પત્ર ૧, પૃ૦ ૧)

"સમ સર્વત્ર જ ઇષ્ટ છે, એ જવ થાશે સ્પષ્ટ;
અદષ્ટ સરખું ઇષ્ટનું, થશે સ્વરૂપ તવ દષ્ટ."

(પત્ર ૩૨૮, પૃ૦ ૧૯૮)

પૂ. શ્રીના મોહક, સર્વાંગીણ–આનખાગ્ર હાસ્યનું જેમણે દર્શન કર્યું હશે તેના કારણરૂપે તેમને તેમના અંતર–ઉદધિમાં ઊછળી રહેલો સ્વયંભૂ આનંદ સમજાયો હશે. એ આનંદ આ ગંભીર કૃતિમાં પણ અનેક સ્થળે ડોકિયાં કરે છે.

"તમે કંઇ પારમાર્થિક ક્રિયા કરવાની દુકાન કાઢીને બેઠા નથી, કે જેને હોય તેને 'આવો, ભાઈ આવો' કહીને વકરો કરાવવાને તમે બોલાવો: તેમને ગરજ હોય તો આવે; અને એ નિશ્ચય જ્યારે તમે યુવકાગ્ર સેવશો, ત્યારે જ તેઓ તમારાપ્રતિ ધસડાઇ આવશે." (પત્ર ૮૩. પૃ૦ ૫૯.)

" ભવ " અને " ભાવ " શબ્દો ઉપર નીચેના વાક્યમાં કેવી રમુજ કરવામાં આવી છે!

" આ ભવોદધિમાં ત્યાંના ભાવોદધિની છોળોને અનુભવી અહિં આવવું થયું છે. ( પત્ર ૧૧૯, પૃ૦ ૯૧. ) વળી એ જ પત્રમાં અવતરણચિહ્નદ્વારા કાવ્યપંક્તિનો ઉલ્લેખ કરી કેવી સ્મિતજનક ચમત્કૃતિ ઉપજાવવામાં આવી છે!

" મારે ' વેણી ગુંથી ને માંહિ ફુલ હું તો ભૂલી ' જેવું થયું! તમારે ત્યાં આવી તમને પૂછવાનું ગોખતો ગોખતો આવેલો તે ભૂલાઈ ગયું! તમે પ્રથમ લખેલું તે હવે યાદ નથી. "

ભ્રમણાને વશ થયલા કોઇ પત્રના ગંદૂસ વિહારના નિમિત્તથી પૂજ્યશ્રી અનેરો આનંદ ઉપજાવે છે!

" તમારો કાગળ હું બપોરે કાગળ લખી રહ્યો હતો એ જ સંધિમાં મળ્યો. તમે સરનામું ' કારેલી બાગ ' એમ લખેલું, પણ તે અંત્યજાશ્રમમાં જઇને આવ્યો! પણ સાથે સાથે જરા વરસાદથી અભિષિક્ત થયો હતો, એટલે પવિત્રતામાં વાંધો રહ્યો નહતો! " ( પત્ર ૧૪૯, પૃ૦ ૧૦૫. )

બહારથી ગુલાબી પડબીંડિયું અને અંદર દુર્બલતાના સમાચાર એ વિસંવાદ હાસ્યના આવિષ્કારમાં કેવો ઉપયોગી થઇ પડે છે!

" હજી હું અહિં જ છું. ગુલાબી રંગના કવરમાં દુર્બલતાના સમાચાર વાંચી આશ્ચર્ય થયું. " ( પત્ર ૧૮૮, પૃ૦ ૧૨૧. )

હાસ્ય પ્રકટાવવામાં ફુટબોલ અને વાલપાપડી પાસે પણ કેવું કામ લઇ શકાય છે!

" હમણાં તો ફુટબોલના દડાની પેઠે આમથી તેમ અને તેમથી આમ ધક્કાધક્કી ચાલે છે... ... ... તમારી પ્રકૃતિ કેમ છે? હવે તો સ્વસ્થતા ઉપર હશે જ.—ભાઇ તો વાલપાપડી ખાતા થઇ ગયા છે. આત્માનો ઢગલો વાલનો ઢગલો પચાવી દે છે. એમને જયગુરુ, " ( પત્ર ૩૦૨, પૃ૦ ૧૮૭. )

ઇષ્ટસત્તાના અંતર્યામિત્વરૂપ વેદાંતનો ધુરંધર સિદ્ધાંત ઉપદેશતાં પૂજ્યશ્રી કહે છે—

" મુખ્ય સ્વરૂપે ઇષ્ટશ્રી આપણાથી લેશ પણ વિદૂર નથી. માત્ર આપણે જ અવિવેકથી ઇષ્ટશ્રીથી વિદૂર રહેતા હોવાથી આપણો...દોષ ઇષ્ટશ્રી

ઉપર આરોપીએ છીએ. આપણા હૃદયમાંથી, મૂર્ધમાંથી ઇષ્ટશ્રીએ પોતાની સર્વકલ્યાણમય સત્તાનો ક્યારે લોપ કર્યો છે?" ( પત્ર ૫, પૃ૦ ૩. )

પત્ર ૪૭માં ( પૃ૦ ૩૫ ) પૂજ્યશ્રી જગત્‌નું મિથ્યાત્વવગેરે ઉચ્ચ ચિંતનના વિષય સૂચવે છે, એથી સંસારને સ્વપ્નવત્ ગણવાના **શ્રીસદ્‌બોધ-પારિજાતક**ના ઉપદેશનું સ્મરણ થાય છે. એ જ દિશામાં વળી પત્ર ૧૩૫માં ( પૃ૦ ૯૯ ) સંસારને ખાલી રમકડાજેવો ગણવાનો શ્રેયસ્કર બોધ આપવામાં આવ્યો છે.

શરીરની સાથે જ સર્જાયલા વ્યાધિઓ, દ્રવ્યહાનિ તથા બીજી પ્રતિકૂલતાઓના પ્રસંગોમાં સેવવાયોગ્ય સદ્વિચારોનું ચિત્ર બહુ સફલતાથી આલેખવામાં આવ્યું છે. ( પત્ર ૪૭, પૃ૦ ૩૭–૮; પત્ર ૭૮, પૃ૦ ૫૬; પત્ર ૧૧૨, પૃ૦ ૮૧. )

"ચૈતન્યપ્રદેશમાંથી ગ્રહણ કરવા યોગ્ય આરોગ્ય સ્વતઃ આપણી પાસે જ છે—આપણામાં જ છે—એ નિશ્ચય નિત્ય સેવવો." ( પૃ૦ ૩૭. )

"પરમાત્મા હિતસ્વરૂપ છે, અને તેથી તેમની સત્તાથી જે જે પ્રસંગો હોય છે તે સર્વ હિતમય જ હોય છે." ( પૃ૦ ૮૧. )

પૂ. લેખકશ્રીના પરમ અર્ચનીય પિતાશ્રીનું મહાવાક્ય—"ઇષ્ટસ્મરણ કરતા પ્રસન્ન રહેશો"—પ્રતાપી પુત્રની સ્મૃતિમાંથી ખસે એ તો અસંભવ જ. પત્ર ૩૮ ( પૃ૦ ૨૮ ), તથા પત્ર ૩૦૫ ( પૃ૦ ૧૮૮–૯ ) એ સંબંધમાં બહુ ઉપયોગી છે.

"ટુંકી વાત–સત્તિ રીતે પ્રસન્ન રહેવું—જગત્ તો આપણને પ્રસન્ન રાખવા ન માગે, પણ આખરે એ જડ છે. આપણે ચૈતન્યમય બની પ્રસન્ન રહેવું. ( પૃ૦ ૨૮. )

"દુઃખને પોતાનામાંથી દેશવટો દેતી આપની રમ્ય મુખાકૃતિના દર્શનથી સંસ્કારને પામેલી આ વૃત્તિ આપનું સ્મરણ કરતી અને ઇષ્ટ ચિંતવતી ઘેર આવી." ( પૃ૦ ૧૮૮–૯. )

ઇન્દ્રિયનિગ્રહની તથા મનવશીકરણની આવશ્યકતા, તેમ જ ઇષ્ટચિંતન તથા સ્વરૂપભાવનાની જરૂર અનેક પત્રોમાં ઉપદેશવામાં આવી છે. સાધન સાધવાનો સદ્‌બોધ તો પૂજ્યશ્રીએ અવિશ્રાંત પરિશ્રમ લઈ આપ્યો છે. એ સંબંધના તમામ પત્રોનું સાધકે વારંવાર મનન કરવું જોઇએ. ( પત્ર ૫, પૃ૦

॥ ॐ ॥

॥ तत् सत् ॥

॥ श्री सद्गुरवे परमात्मने नमः ॥

# श्री सद्बोधमन्दार

( द्वितीय गुच्छ )



नूतनवर्षनिमित्तः—

१ मुंबई, आश्विनकृष्ण ३० ता. १७-१०-१९०६.

શુભસંપત્તિસમન્વિત બન્ધુઓ !

શાર્દૂલ

કામાદિ રિપુઓ કરી વશ સદા, સદ્દગુણુમાં વાધવું,
ધારી સંતત ઇષ્ટધ્યાન હૃદયે, કલ્યાણને સાધવું;
લેવું તે ગુરુજ્ઞાન જેથી જગમાં, ના રે' પુનઃ આવવું,
એ કર્તવ્ય લહી સુસિદ્ધ કરતાં આ વર્ષ વીતાવવું.

દોહરો

મુક્તિ વસો દક્ષિણ કરે, ભુક્તિ વસો કર વામ,
ભાવી નૂતન વર્ષમાં, બનો ભૂલોકલલામ.



૨ રવિ.

પ્રિય ભાઈ !....બન્ધુઓ !

નવીન વર્ષમાં ઈશ્વરાનુગ્રહથી સત્‌પ્રયત્નમાં વૃદ્ધિ પામી પરિણામે સત્ફલની સત્વર સિદ્ધિને સર્વ પ્રાપ્ત થાઓ એ જ શુભેચ્છા છે.



૩ વડોદરા, દીપોત્સવી, ૧૯૮૩.

પ્રિય બંધુઓ,

નવીન વર્ષ શાને માટે હોય છે ? જે જુનું-જીર્ણ થઈ ગયું હોય તેને કાઢી નાંખવા માટે, અને નવીન વસ્તુને પ્રકટાવવા માટે. કુદરત દર વર્ષે પોતાની સૃષ્ટિમાં આ કાર્ય કરે છે. તે પ્રમાણે મનુષ્ય પોતાની જીવનસૃષ્ટિમાં અશુભની નિવૃત્તિ અને શુભની પ્રાપ્તિને સાધે છે તો જ તે નવા વર્ષને સાર્થક કરે છે. તેને માટે જ નવું વર્ષ સફલ છે જે તે કાલમાં પોતાનામાં શુભનું સર્જન કરે છે. મંદતાની નિવૃત્તિ અને સત્પ્રયત્નની પ્રવૃત્તિ એ નવીન વર્ષના સિદ્ધિમંત્ર છે. તેને સાધતા જીવનની પ્રગતિ અનુભવશો. પરમાત્મ-સ્મરણ એ જીર્ણતામાંથી નવીનતા સૃજવા સમર્થ છે. તે સેવતા સુખાનુભવ કરશો.

સ્મરણ કરનાર સર્વને જય જય. એ જ.



૪ વડોદરા, દીપોત્સવી, ૧૯૮૬.

ભાઈ....ભાઇ....તથા........

સુખરૂપ હશો. નવીન વર્ષમાં તમે સઉ મનને વધારે શાંત, વધારે સદ્વિચારમય, વધારે સંયમી, વધારે ઈશ્વિરપરાયણ કરવા પ્રયત્ન કરશો. ઉત્સાહને વધારશો અને પરમાત્માવષે શ્રદ્ધાભક્તિ સેવતા પ્રભુની છાયામાં સુખરૂપ રહેજો. એ જ.



૫ સંવત્ ૧૯૫૪ આશ્વિનકૃષ્ણ ૩૦ રવિ. અમદાવાદ.

શ્રદ્ધાભક્તિઆદિ શ્રેય:સાધકને શોભા આપનારા દૈવી સુગુણોથી સમન્વિત શ્રી...........

શ્રી ઇષ્ટાનુગ્રહથી અત્ર કુશળ પ્રવર્તે છે. તે તરફથી પ્રસંગોપાત્ત આવતા પત્રોથી તત્રની પણ કુશળતા જાણી સંતોષ રહે છે.

આવતી કાલ નવીન વર્ષના આરંભનો દિવસ છે. આપણા વર્ષારંભક દિવસ મંગળમય ગણવામાં આવે છે. જેમ દિવસના આરંભકાલમાં એટલે પ્રાત:કાલમાં વૃત્તિમાં પાડેલા સત્સંસ્કારની સારી અસર આખો દિવસ રહેતી હોવાથી પ્રાત:કાળમાં ઇષ્ટસ્મરણાદિ સત્ક્રિયા કરવાનો આપણા લોકોમાં વિચારપૂર્વક પ્રચાર ચાલેલો છે, તેમ વર્ષના આરંભક દિવસમાં અન્ત:કરણમાં સદ્વિચારવડે પોષેલા સન્નિશ્ચયાદિ ભાવી આખા વર્ષને સત્ક્રિયામાં નિર્ગમન કરાવવામાં સહાયક થતાં હોવાથી સુપ્રજા આ દિવસને ઇષ્ટસમાગમમાં ગાળીને સન્નિશ્ચયાદિને પોષે છે. વિલક્ષણ સંકેતવશાત્ આપણને અધુના ઇષ્ટશ્રીના સ્થૂલ સમાગમનો સુયોગ પ્રાપ્ત નથી, એ વાર્તા ખરી છે, અને તેથી આ સુદિને આપણને એક પ્રકારનો અસંતોષ સ્ફુરવો સ્વાભાવિક છે, એમ છતાં ઇષ્ટશ્રીના મુખ્ય સ્વરૂપનો સમાગમ કરવાનું સુભાગ્ય આપણને પ્રાપ્ત હોવાથી આ સુદિને શિષ્ટાચારાનુસાર સર્વ લાભ પ્રાપ્ત કરવાને આપણે સમર્થ હોવાથી આપણે અસંતુષ્ટ હોવાનું લેશ પણ પ્રયોજન નથી.

મુખ્ય સ્વરૂપે ઇષ્ટશ્રી આપણાથી લેશ પણ વિદૂર નથી. માત્ર આપણે જ અવિવેકથી ઇષ્ટશ્રીથી વિદૂર રહેતા હોવાથી આપણો ઇષ્ટશ્રીથી વિદૂર રહેવાનો દોષ ઇષ્ટઉપર આરોપીએ છીએ. આપણા હૃદયમાંથી મૂર્દ્ધમાંથી ઇષ્ટશ્રીએ પોતાની સર્વકલ્યાણમય સત્તાનો ક્યારે લોપ કર્યો છે ? ઉલટું આપણે જ અનેક રજસ્ તમસ્‌ની અવિાહત ક્રિયાઓના પટ આપણા અન્તશ્ચક્ષુઓઉપર ધારણ કરી, સ્વયંપ્રકાશ ઇષ્ટસ્વરૂપને જોતા નથી. સુખસ્વરૂપ ઇષ્ટશ્રીના મંગળમય સ્થાનપ્રતિ પગ ભરવાને બદલે આપણે દુ:ખમય વિષયોપ્રતિ પગ

ભર્યાં જઈએ છીએ. મન, વાણી અને કર્મ, એ ત્રિપુટીવડે ઇષ્ટશ્રી પ્રતિ અનુસન્ધાન રાખવાને બદલે આપણે કોઇ સમયે તો એકલી વાણીને ઇષ્ટમાં સ્થાપી મનને અનિષ્ટ વિષયમાં સ્થાપીએ છીએ; અને કોઈ સમયે કર્મવડે ઇષ્ટપ્રતિ વ્યાપારવાળા રહીએ છીએ તો મનવાણીનો યથેચ્છ સ્વૈરાચાર થવા દઇએ છીએ. આ પ્રકારની આપણી કૃતિ ઇષ્ટશ્રીના મુખ્ય સ્વરૂપથી આપણને અસંબદ્ધ રાખે એમાં શું આશ્ચર્ય !

સોરઠા

ઇષ્ટ નથી જ વિદૂર, વૃત્તિ હૃદયે સ્થિર થતાં,
નિશ્ચય જુએ હજૂર, સંતત અભિમુખ જે રહે.
મૃગ કસ્તુરી કાજ, વનવન અટવાયે વૃથા,
સમીપ જગદધિરાજ, વિષયથી મન મિથ્યા ઝુરે.
જળમાં રહીને મીન, તૃષા તણી પીડા સહે,
પ્રભુ વિયોગે દીન, દુઃખી જીવ વૃથા રહે.

ઇષ્ટશ્રીના સ્વરૂપનો અલાભ રહેવાના હેતુઓનો સામાન્યતઃ વિચાર કરી આપણે હવે વૃત્તિને એવા નિયમમાં તથા નિશ્ચયમાં સ્થાપવી ઘટે છે કે જેથી આ વર્ષમાં તે યથાપ્રાપ્ત વ્યવહારકાર્યને સેવતાં શ્રીઇષ્ટદર્શનમાં આવશ્યક સાધનોના અ[illegible]માં જ સર્વદા તત્પર રહે.

ઘણા મનુષ્યો સાધનોનું નામ સાંભળી પેલા અડદ દેખી ભ્રાન્તિથી ભડકનાર કેસરપપ્પુની પેઠે વૃથા ભડકે છે, અને ઇષ્ટનું શરણ લીધું એટલે હવે આપણે સાધનો સાધવાની કશી અગત્ય નથી, આપણું તો શ્રેય સિદ્ધ જ છે, એમ વૃત્તિને અન્તરૂથી પરિતાપ પામતી છતાં ખોટું સમાધાન આપી સાધનોથી વિમુખ રહે છે, પરન્તુ આ તેમની કૃતિ સાધનના સ્વરૂપના અજ્ઞાનથી થતી હોવાથી આપણે તો સર્વદા હેય જ છે.

આપણા અત્યન્ત પ્રિયતમ ઇષ્ટપ્રતિ વૃત્તિને રાખવાનો યત્ન કરવો, તે યત્નનું નામ સાધન છે; અને ઇષ્ટપ્રતિ વૃત્તિ ન રાખી વિષયોનું રાત્રિદિવસ આરાધન કરવું, એનું નામ સાધન ન સાધવાં

તે છે. હવે સાધનો સાધવાની મારે કશી અગત્ય નથી એમ કહેનાર પ્રમાદી મનુષ્યોના વચનનું તાત્પર્ય કાઢીએ તો એ જ નીકળે છે કે મારે મારા પ્રિયતમ ઇષ્ટશ્રીને હૃદયમાં નિરન્તર નથી રાખવા, પણ વિષયોને રાખવા છે. આ તેમનો નિશ્ચય અને તે નિશ્ચયાનુસાર સાધનમાં અપ્રવૃત્તિ કેટલી અનર્થમાં દોરી જનાર છે, એ આપણે કે જેમને ઇષ્ટશ્રીએ, વિવિધ સત્ક્રિયાઓનો ઉપદેશ કરી તથા 'આલસ્યાદિ દોષ નિવારો' વગેરે શ્રુતિવચનો વડે સાધનોમાં જોડ્યા છે, તેમને કિંચિત્ પણ અજ્ઞાત નથી. માટે આપણે તો જ્યારે જ્યારે અવકાશ મળે ત્યારે ત્યારે સાધનોમાં એટલે જે ક્રિયાઓવડે આપણી વૃત્તિ આપણા પ્રિયતમ ઇષ્ટશ્રીમાં અનુસન્ધાયેલી રહે તેવી ક્રિયાઓમાં જોડ્યા કરવી એ જ યુક્ત છે.

ગીતિ

તન મન વાણી નિત્યે, ધીમન્તો સત્ક્રિયાવિષે જોડે,
ક્લેશ કર્મ દહી અન્તે, સદ્ગુણશય્યાવિષે સુખે પોઢે.
કૃતાર્થતા પામ્યાવિણ, વિરામવું સાધનથી ના પ્રજ્ઞે,
સાધનવિમુખ રહેવું, વર્તન એ સેવ્ય છે જગે અજ્ઞે.
અષ્ટ પ્રહર સાધનમાં, વૃત્તિ રહે એ ખરી ગુરુભક્તિ,
સત્ક્રિયા ન તે ત્યજતા. જેને ગુરુપદ પ્રકટી આસક્તિ.
અન્તર્બાહ્ય કરણ સઉ, સુસ્થિર થઈ રહે સદ્ગુરુસ્વરૂપે,
સકલ સાધનોકેરી, પરિસમાપ્તિ એ કહી મુનિ ભૂપે.

સર્વ સજ્જનોને ઇષ્ટસ્મરણ. સુખરૂપતાસૂચક પત્ર લખતા રહેશો. એ જ.



૬ દીપોત્સવી, ૧૯૭૪.

પ્રિય ભાઈ...........

સદા સર્વદા મનતણી, ઉન્નત ગતિ સધાય,
એવાં સાધન સાધશો, ભાવી વર્ષની માંહ્ય.

સર્વદા સુખરૂપ હો. એ જ.



૭ વડોદરા, બુધવાર, તા. ૧૮–૧૦–૩૩.

પ્રિયશ્રી....ભાઈ, ભાઈ....વગેરે.

તમારો પત્ર મળે છે. * * * તમે ઉપવાસ વગેરે હવે બહુ ન કરશો. તમે બીજું દેહકષ્ટ પણ ન કરશો. હવે તો આનન્દમાં જ રહેવું. તમે તો ઘણું કર્યું છે. ઉત્સવ પાસે આવ્યો. હવે જલદી આવી પહોંચશો. ક્યારે આવશો તે જણાવશો.

ઇષ્ટેચ્છા તો આ પત્ર નવીન વર્ષના દિવસે તમને મળશે. તમે સઉ ઇષ્ટકૃપાથી નવીન વર્ષમાં વિશેષ સુખાનુભવ કરો એ જ ઇચ્છા છે. પત્ર લખજો. એ જ.



૮ દીપોત્સવી, ૧૯૮૮. ૨૯–૧૦–૩૨.

ભાઇશ્રી...........

આજ અહિં આવવું થયું છે. તમારે ત્યાં બે ચાર વખત સ્નાન સંધ્યા કરવાનો પ્રસંગ બન્યો. ત્યાં રોજ તમારું સ્મરણ થતું જે અદ્યાપિ છે. ભાવી વર્ષમાં ઇષ્ટાનુગ્રહપૂર્વક લૌકિક અલૌકિક સત્ફલ અનુભવો, એ જ ઇચ્છા. પત્ર લખશો.



૯ વડોદરા, દીપોત્સવી, ૧૯૮૧. તા. ૧૭–૧૯–૨૫.

ભાઈ...........

સંસારના અનુભવે અને સચ્ચિંતનના સેવને તમે તમારા જીવનના ઉદયઅર્થે ઘટિત નિશ્ચયો બાંધ્યા છે, અને તે પ્રમાણે વહેતા તમે ઉત્કર્ષને સાધી રહ્યા છો. વિચારવાયોગ્ય ઘણું વિચાર્યું છે, જેથી તત્સંબંધી કશું કહેવાજેવું ન હોય–તમારા શુભ નિશ્ચયો ફલદ થાઓ અને ઇશપરમાત્માપ્રતિ તમારી વૃત્તિનો પ્રવાહ વારંવાર વળતો રહો એ જ ભાવ છે.



૧૦ વડોદરા, દીપોત્સવી, ૧૯૮૧.

પ્રિય ભાઈ...........

નૂતન વર્ષ એવો પ્રસંગ છે કે જ્યારે લાંબા વખતથી અસંબદ્ધ રહેલાં અંતઃકરણો પુનઃ હરેક નિમિત્તે સાક્ષાત્ સ્નેહબંધનને પામે: અને તેમાં દૂરસ્થ જનોને પત્રવ્યવહાર સુગમ સાધન છે.

મનુષ્યહૃદયની અભિલાષાઓ અનેક હોય છે, પરન્તુ જેમ જેમ તે વિવેક ધારણ કરે છે, તેમ તેમ ઘણી નિર્માલ્ય અને ક્ષણિક ફલદાયી અભિલાષાઓને પોતાનામાંથી નિવૃત્ત કરે છે, અને તેને સ્થાને વધારે ઉચ્ચ ભાવનાઓને જ ફલવતી થવા ઇચ્છે છે. પરન્તુ તે ઉચ્ચ ભાવનાઓ મનુષ્યના અંતઃકરણની ઉંડાણની અને સ્વેચ્છાની તથા તેને આવશ્યક લાગણી છે કે કેમ તેનો નિર્ણય એ ભાવનાને ફલિત કરવામાં જે પ્રયાસની જરૂર છે તે પ્રયાસપ્રતિ મનુષ્યના થતા વેગથી જણાઈ આવે છે. કેવળ સુખદ કલ્પના, કલ્પનાના પ્રદેશ માટે સુખ દે છે, પરન્તુ અનુભવના પ્રદેશમાં જે સુખાદિ પ્રકટાવવાનાં છે તેને માટે તો શુદ્ધાગ્રહવાળા અને સાંતત્યવાળા પ્રયત્નની જ અપેક્ષા છે. આ પ્રયત્નના પંથે તમે છો જ—ઉત્તરોત્તર તેમાં અધિક ગતિમાન્ થાઓ, અને પરિણામે ઉચ્ચમાં ઉચ્ચ અભિલાષ જે ઇશ્વરાનુભવ તેને સિદ્ધ કરવાપર્યન્ત પ્રયત્નવેગનો અખંડ અનુભવ કરતા સર્વોચ્ચ ધ્યેયને સાધો એ જ સ્નેહવાસના.

---

૧૧ વડોદરા, દીપોત્સવી, ૧૯૮૧.

ભાઈ...........

વ્યવહાર અને પરમાર્થ એ બંને જેના જીવનની બે બાજુઓ છે તેવા મનુષ્યો આત્મતૃપ્તિઅર્થે તે બંનેની સિદ્ધિને ઇચ્છે. વ્યવહાર તેના જીવનનું સ્થૂલ શરીર છે, પરમાર્થ તેના જીવનનું સૂક્ષ્મ શરીર છે. આ બંનેના અસ્તિત્વવડે પોતાનું અસ્તિત્વ માનનાર અભિમાની એ બંનેનું કુશળ અને ઉત્કર્ષ ઇચ્છે. પરન્તુ મન જ્યાં સુધી પોતાને મનરૂપે જુએ જાણે છે ત્યાં સુધી જ તેને ઉપરની વાસના વિદ્યમાન

રહે છે. એ મન પોતાને આત્મારૂપે નિશ્ચય કરતાં તે પોતાને વ્યવહાર કે પરમાર્થ કશાથી બંધાયેલો સમજતો નથી–તે પોતાને પોતાનાથી જ નિત્ય સિદ્ધરૂપે જુએ છે. આવી પરમ મુક્તત્વની સ્થિતિ એ જ પરિણામે ઇચ્છવાજેવી અને પામવાજેવી છે. ન પમાય ત્યાંપર્યન્ત વ્યવહારપરમાર્થની સિદ્ધિનિમિત્ત શુભેચ્છા આજના સરખા શુભ પ્રસંગે સેવ્ય છે.

સર્વ પ્રકારે સુખરૂપ હશો. એ જ.

૧૨ વડોદરા, દીપોત્સવી, ૧૯૮૧.

પ્રિય ભાઈ...........

તમારા સરખા વ્યવહારની ઉત્તરોત્તર ઉત્કૃષ્ટ સ્થિતિને સાધનાર તથા સદ્વિચારપરાયણને માટે નવું શું ઇચ્છવાજેવું હોય–છતાં સ્નેહભાવ શુભ સંકલ્પને પ્રકટાવવા સર્વદા તત્પર હોય છે. અંતઃકરણની ઉન્નત અવસ્થા એટલે વ્યવહારને સુગમતાથી, નિર્મલતાથી અવિકલપણે સાધવો અને યથાવકાશ ઇષ્ટસ્મરણમાં વૃત્તિ વહેવડાવવી–એટલા માત્રથી સિદ્ધિ થયેલી ગણાતી નથી, પરંતુ વિવિધ વાસનાના સૂક્ષ્મ અંતર્ગત સંસ્કારોને નિવૃત્ત કરવામાં અથવા તેને વધવા ન દેવામાં અંતઃકરણની જે સમસ્થિતિ જાળવવી પડે છે તે જ તેની ઉન્નત દશા છે. તે દશાપ્રતિ અંતઃકરણને પ્રેરતા પ્રસન્ન રહેશો. એ જ.

૧૩ વડોદરા, મંગળ.

પ્રિય ભાઈ...........!

તમારો પત્ર મળ્યો. પરમાત્માના અનુગ્રહથી નવીન વર્ષ તમારી શુભેચ્છાનુસાર હિતજનક થાઓ એ જ ઇચ્છા છે.

તમારાથી આ ઉત્સવ ઉપર ન અવાયું તેથી અસંતોષ રહે છે. ઇશ્વરેચ્છાઃ નવીન વર્ષે....ઉપર તમને સર્વને સંબોધીને પત્ર લખ્યો હતો, તે મળ્યો જણાતો નથી.

તમારા સર્વના પત્રો મળ્યા છે. ઉપરની જ શુભેચ્છા સર્વને અર્થે છે. ઉતાવળે એ જ.

૧૪ વડોદરા, દીપોત્સવી, ૧૯૮૧.

પ્રિય ભાઈ.......—,

તમે વ્યવહારમાં કષ્ટ વેઠી કશું કરશો નહિ. સહજ સ્વભાવે બને તે કરવું. *** ***

આ વર્ષમાં પરમાત્મકૃપાથી તમે સુભાગ્યને ભોગવો એ જ ઇચ્છા છે. તમે યથાશક્તિ સત્કાર્ય સાધો છો, અને સદ્દવૃત્તિપરાયણ રહો છો જેથી પરમાત્માનો અનુગ્રહ થાય એ સ્વાભાવિક છે. ઇષ્ટસ્મરણ કરતા આનંદ અનુભવજો.

આપણા મનને અનેક વિકારોથી હઠાવી સચ્ચિંતનવાળું રાખવું, તેને બલવાન્ બનાવવું, એ જ આપણું કર્તવ્ય છે.



૧૫ વડોદરા.

શ્રી...........

નવીન વર્ષમાં અંતઃકરણના વારંવાર દ્રષ્ટા બનતા, તેમાં વ્યર્થ ઉઠતા સંકલ્પોને છેદતા, તથા તેને બદલે પુનઃ પુનઃ ઇષ્ટના સંકલ્પને અંતરમાં ઉઠતો જોવા પ્રયત્ન કરજો અને પ્રસન્ન રહેજો.



૧૬ વડોદરા, દીપોત્સવી, ૧૯૮૬.

શ્રી ભાઈ...........!

સુખરૂપ હશો. પરમાત્મચિન્તનમાં મનને વધારે વેગવાળું કરવું, વ્યર્થ ઉઠતા મનના સંકલ્પને શમાવવા સાવધ રહેવું, જગત્ના ઉપાધિને બનતા પ્રયત્ને ટાળતા જવું, અને મનથી તો વધારે પ્રમાણમાં એનાથી અનાસક્ત અને ઉપરામ રહેવું અને પરમાત્માના સ્મરણમાં અધિક સુખપૂર્વક પ્રવેશવું—વગેરે કર્તવ્ય સાધતા નવીન વર્ષમાં સુખાનુભવ કરો.—વગેરે સઉ પ્રસન્ન રહો, સઉ સત્કાર્ય સાધો. પ્રભુવિષે આસક્ત અને આગ્રહી બનો.



૧૭ સુરત, દીપોત્સવી, સં. ૧૯૭૪.

પ્રિય ભાઈ........ !

નૂતન વર્ષ સુખદ હો:

સાચા પ્રભુના સ્મરણથી, પામો સઘળાં સુખ,
ઉત્સાહે પ્રભુને સ્મરો, થઈને અંતર્મુખ.
નિર્મલ હૃદયવડે સદા, સદ્‌ગુરુ સ્મરો સહર્ષ,
જેથી સાર્થક જાણજો, નૂતન આ શુભ વર્ષ.



૧૮ દીપોત્સવી. તા. ૩૧-૧૦-૧૩.

પ્રિય બહેન !

વિશુદ્ધ ભાવવડે સદા, ભજાય જો ભગવાન્,
અલ્પ પ્રયાસે સહજમાં, મળતું સુફલ મહાન્.
તેથી પ્રયત્ન સેવીએ, કરવા પ્રભુપદ સ્પર્શ,
તો તો સહજે થઈ રહે, સાર્થક આ શુભ વર્ષ.



૧૯ દીપોત્સવી. ૧૯૭૪. નવંબર ' ૧૮.

....પ્રિય શ્રી....બહેન !

આજ સુરત આવવું થયું છે. ઇષ્ટેચ્છા તો કાલે વડોદરે જવા ધારણા છે.

આવતી કાલનો દિવસ નૂતન વર્ષારંભનો છે. તમારાં સરખાં સત્પ્રવૃત્તિમાં રત ઉત્તરોત્તર તેના ઉત્તમ ફલને ભોગવો એ જ અભિલાષા છે.

આ સમગ્ર વિશ્વમાં ઇષ્ટાનુગ્રહપ્રાપ્તિરૂપ કર્તવ્ય એ કર્તવ્ય-શિરોમણિ છે. કેમકે તેની સિદ્ધિ જેનાથી પર કોઈ નથી એવા પદની આરંભમાં સુખદ કલ્પના દૃઢાવે છે, પછી એ પદની પ્રાપ્તિ કરાવી આપે છે અને પરિણામે તે પદમાં અભિન્નતા કરી દે છે.

આ કર્તવ્યને સેવવાપ્રતિ મનુષ્યનું લક્ષ જવું એ પણ એક મહત્ પુણ્યના હેતુરૂપ છે. તમારી વૃત્તિ સ્વભાવથી જ તે વસ્તુને લક્ષ કરી રહી છે, જેથી ઉત્તરોત્તર તેમાં વિશેષ વૃદ્ધિંગત થવાય એવા ક્રમને સાધતાં પ્રસન્ન રહેશો.

ભાવી વર્ષ તમને સર્વપ્રકારે સુખદ હો. તમારાં પૂજ્ય માતુશ્રી તથા ....બ્હેન....આદિ સર્વને સપ્રેમ કુશળ પૂછશો. એ જ.



૨૦ વડોદરા, દીપોત્સવી, સં. ૧૯૭૭.

પ્રિય શ્રી ....બ્હેન,

સુખરૂપ અને સ્વસ્થ હશો જ.

તમારાં સરખાંએ જીવનનાં કર્તવ્યને વિશેષ અંશે સિદ્ધ કર્યું છે, જેથી વસ્તુદષ્ટિથી તમારૂં જીવન શુભરૂપ છે. એ જીવનમાં પ્રાસવ્યની સિદ્ધિ અનુભવવાનો સુયોગ ઇષ્ટાનુગ્રહથી ભાવી કાલમાં તમને પ્રાપ્ત થાઓ એ જ આ વૃત્તિનો પ્રધાન ભાવ છે. સુખરૂપતા લખશો. સૌ૦....બ્હેન વગેરેને જય જય. એ જ.



૨૧ દીપોત્સવી, ૧૯૭૧.

સત્પ્રવૃત્તિશીલ, સાધ્વીહૃદયા, પ્રિય શ્રી....બ્હેન તથા.... બ્હેન !

સર્વ સુખરૂપ હશો જ........ઉન્નતિક્રમને સાધતા હશો જ.

તમારા સરખાં કે જેમણે ઇષ્ટશુશ્રૂષા તથા ઇષ્ટસ્મરણવડે જાણવાયોગ્ય જાણીને સાધવાયોગ્ય સાધ્યું છે અને સાધો છો, તેમને ભાવી વર્ષો સુખાભિવ્યંજક હોય એ સ્વાભાવિક છે.

આ નિ:સાર સંસારમાં સદ્વિવેકી મનુષ્યો સારરૂપ જણાતી પ્રવૃત્તિમાં પણ નિર્મમતાપૂર્વક વૃત્તિનો ઉદાસીન ભાવ ધરે છે, કેમકે તેથી તે પ્રવૃત્તિના અભિમાનજનક સંસ્કારો ઉદય પામતા નથી. અભિમાનમાત્રના મૂલરૂપ જે આ જીવત્વ તે જ મિથ્યા છે તો તેના વડે પ્રતીત થતું આ વિશ્વ પણ મિથ્યારૂપ હોય એ સહજ છે. પરંતુ આવી સ્થિતિને વિરલ જ પ્રાપ્ત કરે છે. તમે તેને પ્રાપ્ત છો એ ઇષ્ટાનુગ્રહ સૂચવે છે.

લોકદૃષ્ટિથી જોતાં તમારી બાહ્ય પ્રવૃત્તિ અત્યંત સારરૂપ અને હિતજનક મનાઈ છે તથા અનેક સ્ત્રિઓને અનુકરણીય છે, જેથી લોકદૃષ્ટિથી પણ તમે આદર્શ જીવનમય છો. આથી ઉભય દૃષ્ટિથી જોતાં તમે તમારા હિતના માર્ગમાં જ છો, જેથી આનંદ પ્રકટે છે.

સ્મરણ કરનારને જય જય. એ જ.



૨૨ વડોદરા, દીપોત્સવી, ૧૯૮૦. તા. ૨૩-૧૦-૨૭.

શ્રી....બ્હેન.

તમારો પત્ર મળ્યો. તમને ઉપાધિ આવ્યો છે તેથી અકળાશો નહિ. પરમાત્માનું સ્મરણ કરતાં શાન્તિ જાળવીને વિકળ થયા વિના, આવી પડેલું કાર્ય કરશો. પ્રભુની ઇચ્છાથી જે હિતકર હોય છે તે જ થાય છે. આ નિશ્ચય બધામાં કાયમ રાખવો.

મનને ઉંચા વિચારોમાં રાખતાં હોઈએ તો તે સંસારના પ્રતિકૂળ પ્રસંગોથી બહુ અકળાતું નથી. પરમાત્મામાં આપણી શ્રદ્ધા રાખ્યા કરવાથી મન શાન્તિ અનુભવે છે. તેથી સદ્વિચાર અને પરમાત્મામાં શ્રદ્ધાને વધારતાં આનન્દ કરજો.



૨૩ વડોદરા, દીપોત્સવી, ૧૯૮૧. ૧૩ : ૧૦ : ૨૫.

શ્રી....બ્હેન.

બહુ દિવસે પત્ર લખું છું. તમારાં પત્રો મળે છે. નૂતન વર્ષ ઉન્નતિકારક હો. મનુષ્યજીવન આપણને મળ્યું છે, તો જેટલું બને તેટલું સર્વોત્તમ કાર્ય કરવા ઉદ્યત રહેવું, એ જ આપણું કર્તવ્ય. મનુષ્યજીવન સફલ કરવા ઉત્સાહી રહેવું એ જ આજના નૂતન વર્ષભરનો ઉદ્દેશ હો. એ જ.



૨૪ વડોદરા, શુક્રવાર.

શ્રી....બ્હેન.

અત્યન્ત ભાવથી, અત્યન્ત નિવૃત્તિથી અને અત્યન્ત નિર્વિક્ષિપ્તપણે ઇષ્ટાનુસન્ધાનના આનન્દને નૂતન વર્ષમાં અનુભવવા તત્પર થાઓ, અને તેના આસ્વાદને લેતાં સંતોષભાગી બનો એ જ ભાવના.

---

૨૫ વડોદરા, મંગળવાર. ૧૯૧૬.

સદ્વૃત્તિસંપન્ન, સન્નિષ્ઠામય, પ્રિય ભાઈ....તેમ જ અન્ય પ્રીતિપાત્ર બંધુઓ !

તમારા તરફથી રજીસ્ટર્ડ પત્ર મળેલો, પરંતુ તે જ દિવસે મારે અમદાવાદ જવું થવાથી તમને ઉત્તર લખી શકાયો નથી, જેનો આજે જ યોગ આવે છે.

તમે બધાએ સદ્ભાવ તથા શ્રદ્ધાભક્તિપૂર્વક જે ઉદારવૃત્તિ દર્શાવી, તે તમારે અર્થે યોગ્ય અને પ્રશંસ્ય હોવા છતાં વ્યવહારમાં સંકોચ વેઠીને આટલું બધું કરવાની શી જરૂર હતી? તમારી અંતરવૃત્તિનો ભાવ એ કાંઇ ઓછું નથી. આવો મોટો ખર્ચ કરવાની સર્વને શી અગત્ય હતી ?

તમારૂં સર્વનું સામાન્યતઃ તો પ્રસંગોપાત્ત સ્મરણ થયાં જ કરે છે, પરંતુ પત્ર મળતાં કુશળતા આદિ જાણી વિશેષ સંતોષ પ્રકટે છે, તેમ સવિશેષ સ્મરણ પણ થાય છે, જેથી અવકાશે પત્ર લખતા રહેશો તો અધિક સંતોષાનંદ થશે.

એક પત્ર મેં ભાઇ....ઉપર લખ્યો હતો. તે કદાપિ તમારા સર્વના જોવામાં આવ્યો હશે જ. તેમણે મને પત્ર લખવામાં જે નિમિત્ત ઉપજાવ્યું હતું તે જ તમે બધાએ ઉપજાવ્યું છે, જેથી તે સંબંધમાં જ આ પત્રનો ભાવ હશે.

શાસ્ત્રમાં મનુષ્યની સર્વ પ્રકારની ઉન્નતિને અર્થે તથા તેના સાચા કલ્યાણને અર્થે કર્તવ્યના ત્રણ મુખ્ય માર્ગો નિશ્ચય કરાયા છે: ભક્તિ, યોગ તથા તત્ત્વવિચારરૂપ જ્ઞાનમાર્ગ. તે ત્રણના અંગ

રૂપ ક્રિયાના પણ ત્રણ પ્રકાર છે. દાન, ધ્યાન તથા જ્ઞાન. ભક્તિરૂપ અંગમાં જો કે ધ્યાન અને જ્ઞાનની અગત્ય નથી, એમ નથી, તેમ જ્ઞાન કે યોગરૂપ માર્ગમાં દાન તથા ધ્યાનની તથા દાન અને જ્ઞાનની અગત્ય નથી એમ નથી, પરંતુ અનેક પ્રકારના દીર્ઘ વિચાર કરીને ભક્તિરૂપ માર્ગનું મુખ્ય અંગ દાન ગણ્યું છે, યોગનું ધ્યાન, અને જ્ઞાનમાર્ગનું તત્ત્વવિચારરૂપ સાધન પ્રધાનપણે ગણવામાં આવ્યું છે.

આ ત્રણ માર્ગોમાં ભક્તિરૂપ માર્ગ અત્યંત રસમય માર્ગ છે, અને તેમાં કેટલાક અંશમાં યોગ્ય વિષયોમાં વૃત્તિને જોડવાની હોય છે, જેથી આરંભમાં તેમાં વિશેષ સુગમતા રહે છે. જો કે તેની પરાકાષ્ઠા તો **स्वस्वरूपानुसन्धानं भक्तिरेव गरीयसि** સ્વસ્વરૂપાનુસંધાનરૂપ ભક્તિ એ સર્વોત્કૃષ્ટ ભક્તિ છે. ભક્તિમાર્ગમાં પ્રવેશનારે પ્રાપ્તવ્યના લક્ષ્યરૂપે તો આ પ્રકારની જ ભક્તિનું સ્વરૂપ રાખવાનું છે, અને તેમ કરવા જતાં યોગ અને જ્ઞાન એ બંને સાધનો પણ અંતરંગ સાધનરૂપે સધાઈ જાય છે.

પરંતુ એ પ્રકારની પરાકાષ્ઠાએ પહોંચતાંપૂર્વે જે ભક્તિ સાધવાની છે, તેમાં દાનની અગત્ય સ્થાપી છે. તન, મન અને ધન આ ત્રણ વસ્તુઓનો ઉક્ત સાધનમાં ઉપયોગ દર્શાવ્યો છે. ત્યાં યોગમાં તન–શરીરની મુખ્ય અગત્ય ગણાઈ છે. હઠ સાધન સેવવામાં શરીરનું અનેક રીતે અર્પણ કરવું પડે છે. જ્ઞાનમાર્ગમાં મનની પ્રધાનતા છે. અને તેથી તે યોગથી પણ ઉત્કૃષ્ટ ગણાયું છે. અને સઉથી પ્રથમ સાધન જે ભક્તિ તેમાં ધનનો ત્યાગ, એની ખાસ ગણના કરવામાં આવી છે.

સઉથી સૂક્ષ્મ મન છે, અને તેથી તેનો સઉથી શ્રેષ્ઠ જ્ઞાન માર્ગમાં ઉપયોગ સ્થાપ્યો, તેનાથી સ્થૂલ જે શરીર તેને યોગમાં સ્થાન આપ્યું અને તેથી પણ સ્થૂલ જે ધન તેની ભક્તિમાં અગત્ય જણાવી.

ધન એ મનુષ્યનો અત્યંત પ્રીતિનો વિષય છે એ ખરૂં છે, પરંતુ શરીરકરતાં ઓછો છે. ધનનો ત્યાગ મનુષ્યને શરીર

અથવા મનના ત્યાગકરતાં વધારે સુગમ અને ઓછો કષ્ટકારી છે. શરીર ન છૂટવાસુધી જ ધનઉપર મનુષ્ય મમત્વ રાખે છે. પરંતુ શરીરઉપર વાત આવતાં ધનનો તે સારી રીતે ત્યાગ કરે છે. તે જ પ્રમાણે મનના ત્યાગકરતાં શરીરનો ત્યાગ સુગમ મનાયો છે, એનાં દૃષ્ટાંતો અનેક છે. શરીર જાય તો ભલે જાય, પણ મનથી બાંધેલા અમુક નિશ્ચયને તો ન જ છોડવો, એવા વિચારને વશવર્તી કેટલાકે શરીરનો ભોગ આપેલો પ્રસિદ્ધ છે. શરીર છોડવું સહેલું છે. શરીરથી અમુક નથી જ કરવું એમ ધાર્યું હોય છે તો તે બની શકે છે, પણ મનથી તે પ્રમાણે કરવું નથી બનતું. શરીરને એક જગાએ કલાક બેસાડવું હોય છે તો બેસાડી રખાય છે, પણ મનથી તે પ્રમાણે કરવું નથી બનતું—પ્રાણ છૂટે છે પણ મન નથી છૂટતું, પણ જન્મ–જન્માંતર તેનો સંબંધ રહ્યા કરે છે. એ બધું એ જ દર્શાવે છે કે મનુષ્યને મન એ અત્યંત પ્રીતિનો વિષય છે.

આમ હોવાથી પ્રથમ સાધન જે ભક્તિ તેમાં ધન જે મનુષ્યનો પ્રીતિનો વિષય છે, તેનો ત્યાગ કરવાનો કહ્યો. તેથી કઠિન માર્ગ જે યોગનો તેમાં અધિક પ્રીતિના વિષયરૂપ જે શરીર તેને નિયમસર વર્તાવવાનું અને **देहं पातयामि वा अर्थं साधयामि** એ નિશ્ચયને ધારણ કરી દેહના મમત્વને મૂકવાનું કહ્યું, અને ત્રીજા જ્ઞાનમાર્ગમાં મનનો અમનભાવ કરવાનો અર્થાત્ મનનું સ્વભાવસિદ્ધ લક્ષણ જે સંકલ્પવિકલ્પ કરવા તેનાથી તેને રહિત કરવું એ મનનો અમનભાવ અથવા ત્યાગ છે. એ ઉત્કૃષ્ટ પ્રકારે કરનારમાં જનક મહાસમર્થ ગણાયા છે. જનકની પાસેથી ગુરુએ જ્યારે સર્વસ્વ માગી લીધું, અને જનકે જ્યારે સર્વસ્વ આપ્યાનો સંકલ્પ કર્યો, પછી બીજી ક્ષણે તેના અંતરમાં ‘ આ રાજ્યના સંબંધમાં અમુક શું કરવું ’ એવા ભાવનો વિચાર સહસા ઉઠયો. પરંતુ તેની બીજી જ ક્ષણે તેણે વિચાર્યું કે મન તો મેં ગુરુને અર્પણ કરી દીધું છે, એ તો હવે ગુરુનું થયું; તે મનવડે હવે મારાથી કોઇ સંકલ્પવિકલ્પસરખો પણ કેમ જ થઈ શકે. આ વિચારની સાથે જ તે સંકલ્પમાત્રનો નિરોધ કરીને–ગુરુમાં એ મનને સ્થાપીને ઉભા રહ્યા.

સામાન્ય મનુષ્યને કઠિન જણાય પણ વિચારવાન્‌ને તો સમજાય છે કે શરીર અને મન એ બંને કરતાં ધનનો ત્યાગ સુગમ છે. મનુષ્યને શરીર અને મનનો જેટલો સંબંધ છે, એટલો ધનનો નથી. ધન તો એક જૂદી જ વસ્તુ છે. આંગળીઉપરના નખ પણ શરીરસાથે જેટલા સંબંધવાળા છે તેના કરતાં પણ ધન તો ઓછા સંબંધવાળું છે. તેથી મનુષ્ય જો ધારે છે, તો ધનનો સારી રીતે ત્યાગ કરી શકે છે. શરીર છે તો તેના પોષણ માટે ધનની જરૂર છે, અને તેથી તેની કિંમત છે. મન છે તો તેની વિષયેચ્છાને પોષવામાં ધનની જરૂર છે, અને તેથી તેની કિંમત છે. એ બે ન હોય તો ધનમાં અને ઠીકરીના કકડામાં કશો જ ભેદ નથી.

આથી પ્રથમ સાધનરૂપ જે ભક્તિ તેમાં ધનની આસક્તિને ત્યાગવાનું મૂકયું. ધનનો દાનરૂપે ત્યાગ એ તેનો સર્વોત્કૃષ્ટ પ્રકારનો ત્યાગ છે. ધનનો વ્યય તથા નાશ એ ત્યાગમાં ગણાતાં નથી; કેમકે વ્યય કરવામાં ધનને બદલે બીજી કોઈ વસ્તુ પાછી આપણને મળે છે, અને નાશ તો આપણી ઇચ્છાથી વિરુદ્ધપણે થાય છે; ત્યાં આપણે પરવશ છીએ. આથી આપણી ઇચ્છાપૂર્વક વ્યવહારાદિ સ્થિતિના કષ્ટપૂર્વક કરેલો ત્યાગ એ દાન છે.

ત્યાં આપણા વ્યવહારને સાધીને, અમુક અંશમાં ધનનો સંચય કરીને, છેવટે જે કંઇ બચે તે ધનનું દાન કરવું તે કનિષ્ઠ પ્રકારનું દાન છે. વ્યવહારને સારી રીતે સાધીને બાકીનું ધન આપવું તે તેથી ઉંચા પ્રકારનું દાન છે. અને વ્યવહારનું કષ્ટ વેઠીને પણ જે દાન કરવું તે ઉત્કૃષ્ટ પ્રકારનું દાન છે.

પરંતુ આમાં તો મુખ્યત્વે કરીને શરીરનું મમત્વ છોડવાને દાનનો પ્રકાર છે. પરંતુ મનનું મમત્વ છોડીને તેનું દાન તે આથી પણ ઉત્તમ મનાય છે.

ત્યાં મારા દાનથી લોકોમાં મારી ખ્યાતિ વધશે, અને અમુક સંમાન મળશે, એ મનની ઇચ્છાથી કરેલું દાન હલકું છે. હું આજે દાન કરૂં તો કાલે ઈશ્વર મને ઘણું ધન આપશે, અથવા પુત્રાદિ

અન્ય વિવિધ પ્રકારનું સુખ આપશે અથવા સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિ કરાવશે એ વગેરે મનના ભાવથી કરેલું દાન જો કે પ્રથમની ઇચ્છાપૂર્વક કરેલા દાનકરતાં સારૂં છે, પરંતુ તત્ત્વતઃ એ પણ હલકું જ છે. સર્વોત્તમ દાન તો કેવળ પરમાત્માપ્રીત્યર્થ, અને જેમ નિષ્કામપણે આપણી પ્રજાનું હિત કરવા વૃત્તિ થાય તેમ જ ધન એ પણ આપણને મળેલી વસ્તુ છે, અને તેનું હિત કરવું એ આપણું કર્તવ્ય છે, એવા ભાવથી થતું દાન સર્વોત્કૃષ્ટ મનાય છે.

તે જ પ્રકારે દાતાના સંબંધની સાથે જેને દાન કરવાનું છે તેમાં પણ વિવિધ પ્રકારનો વિવેક કરવાનો છે; તે સંબંધી વિશેષ વિચાર કરતાં અત્યંત વિસ્તાર થાય એમ છે. શાસ્ત્રમાં એક જ શ્લોકમાં દાનની શ્રેષ્ઠતા અને કોને દાન કરવું ઉત્તમ છે, તેની લક્ષણા કરાવી છે તે આ પ્રકારે:

**दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।**
**देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥**

અર્થાત્ દેશ, કાલ અને પાત્રનો વિચાર કરી, આપણે તેના ઉપર ઉપકાર કરીએ છીએ, એવો ભાવ ન રાખતાં જે દાન આપવામાં આવે છે, તે ઉત્તમ મનાય છે.

જેને દાન કરવાનું છે, તેને જેની અત્યંત અગત્ય છે, એ વસ્તુનું અત્યંત પ્રીતિથી કરેલું દાન તે શ્રેષ્ઠ છે. જેનો જળવિના પ્રાણ જતો રહે છે તેને જળનું દાન જેટલું ઉત્તમ છે, તેટલું તેના કંઠમાં હીરાનો મૂલ્યવાન્ હાર પહેરાવવામાં નથી.

પાત્રની ઉત્તમતાની સાથે પાત્રની અગત્યનો પણ વિચાર કરીને દાન આપવું એ અત્યંત વિહિત છે. નિષ્કામપણે ગુરુ ઈશ્વરને અપાતું દાન ભક્તિનું મુખ્ય અંગ છે. અને તેમાં પૂર્વે જણાવ્યું તેમ મનુષ્યના વ્યવહારાદિનું સંકોચ વેઠીને પણ ઉદાર ભાવપૂર્વક કરેલું દાન તે સર્વથી ઉત્કૃષ્ટ છે.

આ સંબંધમાં જ કેટલાક વિચારો ભાઇ...........ના પત્રમાં જણાવ્યા હતા તે જોવાથી તમને પણ સ્પષ્ટ થશે.

તમે સર્વ આ વિચારથી અજાણ્યા નથી પરંતુ તમે બધાએ કરેલી સત્કૃતિ આ ઉદ્‌ગાર પ્રકટાવતી હોવાથી સહસા લખ્યા છે

ત્યાં પ્રતિરવિવારે સર્વ મળીને સત્ક્રિયા કરો છો, જેથ વિશેષ સંતોષ પ્રકટે છે. સત્ક્રિયા સત્ફલને જ પ્રવર્તાવતી હોવાથ આનંદપૂર્વક કરતા સર્વ પ્રસન્ન રહેશો.

આ સમયે ઇશ્વરેચ્છા તો આપણો સાધનસમારંભ વડોદર પાસે ચાણોદ કરનાળીના તીર્થમાં થવા સંભવ છે. સ્થાન સા છે. તમારા સર્વનું ઘણા સમયથી આવવું નથી થયું તો અ વખતે જેને જેને અનુકૂલતા મળે તે તે આવવા વિચારો તો વિશે આનંદ થશે.

બહુ દૂર રહો છો જેથી વારંવાર મળવાનો યોગ હોતો નથી સમારંભનો ઉત્સવ નિવૃત્તિનો હોય છે, જેથી વિશેષ અનુકૂલત લઈ જેનું આવવું થાય તેની સાથે નિવૃત્તિથી વાર્તાનું બની શકે એવું હોય છે.

પરમાત્માનું સ્મરણચિંતન દુઃખમાત્રથી મુક્ત કરી પરમાનં રૂપ ફલની પ્રાપ્તિ કરાવનાર હોવાથી તેને સેવતા આનંદમાં રહેશો

સર્વની સુખરૂપતા જણાવશો. સ્મરણ કરનાર સર્વને સપ્રેમ જય જય કહેશો.

પત્ર લખતા રહેશો. એ જ.



विविध स्थलनिवासी

श्रेयस्साधकमंडळपतिः—

२६ વડોદરા, મંગળ. તા. ૯ : ૬ : '૩૧.

પ્રિય બંધુઓ,

તમારો પત્ર મળતાં બહુ સંતોષ થયો. તમે દરેક વખતે આશ્રમમાટે કર્યા જ કરો છો, એ કેવલ તમારૂં સૌજન્ય અને શ્રદ્ધાનો પરિણામ છે. તમે સંકોચરહિતપણે પત્ર લખ્યા કરશો. તમારો ભાવ કાંઇ અજાણ્યો નથી. પરમાત્મચિંતન કરો છો જાણી અધિક સંતોષ. એ જ.

२७ અમદાવાદ, બુધ.

પ્રિય ભાઈ........ભાઈ!

સઉ પ્રસન્ન હશે.

વિ. આ સાથે શ્રેયસ્સાધકપત્રિકા તમને મળશે. તેમાં મંત્ર-પર્વનો જે વિધિ લખ્યો છે તે વાંચજો અને સઉ આગ્રહપૂર્વક એનું પાલન કરવામાટે પ્રયત્ન કરશો. જરા કષ્ટજનક લાગે પણ તેથી અકળાશો નહિ. એક દિવસમાટે અકળામણ કેવી ? મચી જ

પડવું. જરા સહન કરી લેવું. જરા હરીફરીને છેવટે પૂરૂં કરવું. શરીર પણ સમજે કે અખંડ ખાવાપીવામાં જ રમત કરવાની નથી. જે જે મળે તેને આ સંબંધી જાગ્રતિ આપજો. રાતનો વખત છે તેથી ચાહ વગેરે પીવી હોય તો પીજો. બનતું અધિક સાધન કરજો.

તપપ્રયોગ કર્યો કે કેમ? પુરશ્ચરણ શરૂ કર્યું છે કે શી રીતે છે? બધી હકીકત લખજો.

પત્ર વડોદરે લખજો. તત્કાલ એ જ.

---

૨૮ વડોદરા, શનિવાર, તા. ૧૬–૧૨–૧૧.

શુભગુણસંપન્ન પ્રિય ભાઈ....તથા ઇતર સાધક બન્ધુઓ!

ભાઈ.......નો પત્ર તથા તાર મળ્યો.

ઇષ્ટપદાવલીન શ્રીમન્....નો સર્વ મંડલપ્રતિ જે કૃપાભાવ, ઉદાર વૃત્તિ તથા પ્રેમ અને સેવા હતાં તેનું સ્મરણ થવાથી આપણા સર્વને તેમની અત્યન્ત ખોટ અને વિયોગદુઃખ જણાય એ નિઃસંશય વાર્તા છે, તથાપિ હવે શ્રી ઇષ્ટસત્તા કે જેને આપણા ઉપર અખંડ વિરાજતી જાણીએ છીએ તેના પ્રતિ અભિમુખ રહી તેઓશ્રીના સ્મરણધ્યાનપૂર્વક યથાશક્તિ ઇષ્ટસ્મરણાદિ કર્તવ્યમાં જોડાઈ પ્રાપ્ત અધિકારમાં વૃદ્ધિ કરવી એ જ આપણે માટે અવશિષ્ટ છે.

શ્રી ઇષ્ટસત્તા બલવતી છે, અને તે આપણા શ્રેયને સાધવા સમર્થ છે, જેથી નિરાશા ત્યજી શ્રી ઇષ્ટસ્મરણમાં વૃત્તિ સ્થાપતા યોગ્ય કર્તવ્યપ્રતિ લક્ષ આપશો તથા પ્રસન્નતા સેવવાના ક્રમને ગ્રહણ કરશો. એ જ.

---

૨૯ વડોદરા, રવિવાર. તા. ૧૫–૧૦–૧૬.

શ્રદ્ધાભક્તિસમન્વિત, પ્રિય ભાઈશ્રી........

તમારો કુશલતાસૂચક પત્ર મળતાં વિશેષ સંતોષ થયો. લીલા અંગુરનું પાર્સલ મળ્યું હતું. આ વખતે જે દ્રાક્ષ મોકલી હતી

તે પૂર્વ કરતાં વધારે ઉત્તમ પ્રકારની હતી, પરંતુ વારંવાર એવો ખર્ચ કરવા પ્રયોજન નથી.

ભાઈશ્રી....અત્ર સહજ આવી ગયા. તેમના દ્વારા ત્યાંના મંડળની સત્પ્રવૃત્તિનું સ્વરૂપ જાણી વિશેષ સંતોષ થયો હતો. તેમ જ એ ભાઈની સદ્વૃત્તિ જાણી અધિક આનંદ પ્રકટ્યો હતો.

આજનો વિસ્તૃત પત્ર મળ્યો. આ પત્ર જોતાં એકાએક આશ્ચર્ય પ્રકટ્યું. ત્યાં આવવાનું, અને તે પણ આટલા અલ્પ સમયમાં એ એક ભગીરથ પ્રયત્નસરખું કાર્ય જોઈ વૃત્તિ તત્કાળ કોઈ નિશ્ચય ધરતી નથી. આવા લાંબા પ્રવાસે આમ સહજ સમયમાં નીકળવું કઠિનસરખું જણાય છે.

પ્રિય ભાઈ! તમારા સર્વનો સ્નેહ તથા મમત્વ તે તરફ બોલાવવા પ્રેરાય એ સ્વાભાવિક છે અને ઉચિત પણ છે, પરંતુ ત્યાં આવવાથી શું વિશેષ છે? પરમાત્માનું સ્મરણ તમારૂં સર્વદા હિત સાધે જ છે. ત્યાં આવવાથી તમે આનંદ માનો છો, પરંતુ તેની સાથે તમને ઉપાધિ પણ અત્યંત પડવાનો, અને સુખપૂર્વક નિવૃત્તિથી તમે સર્વ સાથે ભાગ્યે જ રહી શકો; એના કરતાં જેમને અનુકૂળ હોય તે સજ્જનો અવકાશના સમયે આ તરફ આવવા વિચારે તો તેમને સર્વને અધિક આનંદ થવો સંભવે છે.

તમારો સર્વનો શુદ્ધ પ્રેમ તે તરફ આકર્ષણ કરે એ સ્વાભાવિક છે, અને તમારી એ વિશુદ્ધ ઇચ્છાનો અનાદર કરતાં વૃત્તિ સંકોચ પામે છે, પરંતુ સર્વ વિચાર કરતાં તત્કાલ જ તે તરફ આવવા નીકળવું એ બહુ સંભવિતસરખું જણાતું નથી.

તમે તારથી ઉત્તર માગ્યો છે, પરંતુ તારમાં શું લખવું તે સ્પષ્ટ ન થવાથી પત્રથી વધારે અનુકૂળ પડશે ધારી પત્ર લખ્યો છે.

આથી તમારી સર્વની વૃત્તિ સમાધાનમાં સ્થાપશો. ભાઈશ્રી.... તરફથી આજે તાર પણ મળ્યો; તેમનો ઉચ્ચ ભાવ તથા સદાગ્રહ વૃત્તિને તે તરફ પ્રેરવા આકર્ષણ કરે છે, પરંતુ તત્કાળ કોઈ ખાસ નિમિત્ત નથી, તેમ અનિવાર્યસરખું પ્રયોજન નથી, તેથી વૃત્તિમાં

તત્કાળ આગ્રહ જણાતો નથી. તો તેમને પણ સંતોષ માનવા કહેશો. ઈશ્વરેચ્છા તો વળી આગળ ઉપર થઈ રહેશે. ભાવીમાં આ પ્રકારની વ્યવસ્થા રાખવા વિચારશો તો વધારે અનુકૂળ પડશે.

મારે ખાસ અન્ય પ્રતિબંધ નથી. તમારી સર્વની ઇચ્છાને અનુકૂળ વર્તતાં મને આનંદ પ્રકટે એમ છે, છતાં સર્વ વિચાર કરતાં તત્કાળ કરતાં કોઈ સમયે આ પ્રકારની વ્યવસ્થા રાખશો તો સર્વને આનંદજનક થશે.

ભાઈશ્રી....વગેરેને આ પત્ર બતાવશો. આશા છે કે અસંતોષ ન માનતાં વૃત્તિને સમાધાનમાં સ્થાપશો, તથા સંતોષસૂચક પત્ર લખશો.

સ્મરણ કરનાર સર્વ સજ્જનોને ઇષ્ટસ્મરણપૂર્વક જય જય. કુશળતા જણાવશો. પત્ર તત્કાળ અવશ્ય લખશો. એ જ.



૩૦ નાશિક, ગુરુ. ૧૧–૧૧–૩૨.

પ્રિય ભાઈ.......તથા ઇતર બંધુઓ,

તમારો પત્ર મળવાથી આ પુણ્યક્ષેત્રમાં તમારા સર્વનું સ્મરણ થયું એ અધિક સંતોષકારક થયું. શ્રાવણ માસમાં તમે સઉએ પુણ્યસાધન કર્યું તેથી વિશેષ આનંદ થયો. અહિં બે ત્રણ દિવસ રહેવું થશે.

સઉ સત્ક્રિયા તથા સદ્વૃત્તિપરાયણ રહેજો. અંતઃકરણના વારંવાર દ્રષ્ટા થતાં તેનાથી આપણને પૃથક્ જોવા જાણવાનો અભ્યાસ રાખજો. મનને સર્વ વ્યવહારોથી અસંગ રાખવાની સાવધાનતા રાખશો–નિરર્થક વાર્તાવ્યાપારોથી સઉ બચતા રહો. મનમાં ઉઠતા ક્લિષ્ટ રાગદ્વેષના ભાવોને તત્કાલ શમાવવા કાળજી રાખશો. ઇષ્ટચિંતન ભક્તિપૂર્વક સાધતા સઉ સુખાનુભવ કરશો. એ જ.



૩૧ સુરત, સોમવાર. ૭–૬–૨૯.

પ્રિય ભાઈ.......વગેરે આપ્તજનો,

તમારે ત્યાંથી સર્વની વૃત્તિનો અપૂર્વ ભક્તિભાવ અનુભવતા ....આવ્યા. તમારા સર્વના અન્તઃકરણના ભક્તિમય પ્રેમના વેગો જોતાં સર્વ મુગ્ધભાવને પામતા તમારા સર્વનું સ્મરણ કરી રહ્યા છે. તમે બધાએ અત્યંત શ્રમ લીધો, અને સર્વને અધિક સંતોષનું ભાન કરાવ્યું. તમારા સર્વના અન્તઃકરણના નિર્મળ પ્રેમને વિચારતાં અંતઃકરણ સ્વભાવથી સ્નેહવશ થતાં આર્દ્ર રહે છે. તમે બધાએ અકારણ આટલો બધો પ્રયાસ વેઠયો, અને તમારી ત્યાગ વૃત્તિનું ભાન કરાવ્યું, એ તમારી સુજનતાનો જ હેતુ માત્ર છે.

પરમાત્મસ્મરણ કરતા સર્વ આનંદાનુભવ કરશો. પ્રસંગે સરિતાના નિર્મલ અને એકાંત તટઉપર સર્વ મળી બેસી આનંદ-વાર્તા, સદ્વિચાર તથા સત્ક્રિયાને સાધતા પ્રસન્ન રહેશો. ઈશ્વરાનુગ્રહ અનુભવશો. પત્ર વડોદરે જ લખશો. એજ.



૩૨ વડોદરા, બુધ. ૨૮–૧૦–૩૧.

શ્રી........

પત્ર મળ્યો હતો. તપપ્રયોગમાં કેમ કોઈ બેઠા નહિ? હવે આ મંત્રપર્વ તો જરૂર કરજો. જરા અકળામણ થાય તોયે ગભરાવું નહિ. સાધનમાં કઠિનતા ન હોય તો સાધન શાનું? ૨૪ કલાકમાટે પણ મન ના પાડે તો એ મનનું સાંભળવું નહિ. બહુ દિવસ મનનું સાંભળ્યું–આપણું પણ તેને સંભળાવી, આનંદથી એક કલાક સાધન સાધી જ લેવું. પહેલું કઠિન લાગશે, પરંતુ કઠિન હોય તોયે કરવું જ એ નિશ્ચય ધરશો. બંને અને બીજા પણ બને તે બેસજો.



૩૩ વડોદરા, બુધવાર. તા. ૧૮–૧૦–૧૬.

પ્રિય ભાઈશ્રી........

ત્યાંના સમસ્ત મંડલતરફથી આજે પત્ર મળ્યો. તમારી સર્વની ઇચ્છાનુસાર તે તરફ આવવા વૃત્તિ થાય એ સહજ છે,

પરંતુ સર્વને આ સમયે અનુકૂલતા હોય એમ જણાતું નથી.

તમે સઘળાએ આ નિમિત્ત જે શ્રમ કર્યો હશે તે નિરુપયોગી જેવો જણાશે, પરંતુ તેવું માનવાનું કશું જ કારણ નથી. સર્વજ્ઞ ઈશસત્તા પરમેશ્વરપ્રીત્યર્થ કરેલા કાર્યને સારી રીતે જાણે છે, અને તે, કાર્યના ફલને પણ અવશ્ય પ્રકટાવે છે જ. આથી તમારો તે શ્રમ વાસ્તવ દૃષ્ટિથી તો સાર્થક જ છે, એમ જાણશો. તેથી તે નિમિત્ત લેશ પણ અપ્રસન્ન ન થશો. પરમાત્મસત્તા ભાવીમાં તેવો યોગ પુનઃ લાવવા સમર્થ છે, તો આથી નિરાશ ન થતાં ઈશ્વરેચ્છા જાણી વૃત્તિને સમાધાન આપશો.

તમારામાંથી કોઈને આગામી કાર્તિકી ચતુર્દશીઉપર આ તરફ આવવાનું થશે તો વિશેષ સંતોષ થશે. તમે ત્યાં ન્યૂન સંખ્યામાં હોવા છતાં પ્રેમથી અને સત્પ્રવૃત્તિબલથી મંડલની એક બલવાન્ સંખ્યારૂપ છો. તમારા સર્વની ઇચ્છાનુસાર આ સમયે નથી અવાયું તેથી અસંતોષ પ્રકટે છે, છતાં ઈશ્વરેચ્છા ગણી વિરમવામાં આવે છે.

ત્યાં સર્વને તમે યોગ્ય સમાધાન આપશો.

સર્વની સુખરૂપતા તથા વૃત્તિની પ્રસન્નતાસૂચક પત્ર લખજો. એ જ.

---

૩૪ વડોદરા, રવિ. તા. ૨૫–૯–૩૩.

પ્રિય ભાઈ....તથા ઇતર બંધુઓ,

પત્ર મળ્યો. તમે પ્રયત્નમાં જોડાયા છો એ આજે જાણી બહુ સંતોષાનંદ થયો. ખૂબ ઉત્સાહ અને આનંદથી બને તેટલું કરજો. આ શુક્લપક્ષ છે, તેમાં આપણે પણ રોજ ચંદ્રની પેઠે અભ્યાસમાં થોડા વધવું—અકળાવું નહિ, થાકવું નહિ, ખૂબ આગ્રહ ધરવો, નવ દહાડા તો જ્યાં ત્યાં કરવાનું છે. એટલામાં શા માટે દુર્બલ થવું? જેટલું બને તેટલું કરજો. અહિં....ભાઈ વગેરે આવ્યા છે. એ બધા પણ સારું કરે છે. રાત અને દિવસ બંને વખત દરેક થોડા થોડા સમય–પ્રહર–પ્રહર બેસી અખંડ મંત્રાભિષેક ચાલુ રાખે છે.

ગુરુવારે આવશો તે જાણ્યું. બને તે બધા આવે. શ્રેયસ્સાધકના અંકો મળતા હશે જ. સઉ તેને વાંચો છો ને ? એનું બનતું નિત્ય સેવન કરજો. આપણામાંના દરેકને ત્યાં એ હોવું જોઈએ. હવે તો મળીશું ત્યારે.

પરમાર્થપરાયણ બનતા જ રહેવું.



૩૫ વડોદરા, બુધવાર. તા. ૧૮-૧૦-૧૬.

અનેક શુભસંપત્તિસમન્વિત, પ્રિય બંધુઓ !

તમારા સર્વતરફથી સહીવાળો સુખદ પત્ર પ્રાપ્ત આજે થતાં અધિક સંતોષ થયો. તે પૂર્વે ભાઈશ્રી........નો તાર તથા પત્ર મળ્યાં હતાં.

તમારા સર્વનો નિર્મલ સ્નેહભાવ તે તરફ વૃત્તિને આકર્ષે એ સ્વાભાવિક છે, તથા તમારા શુદ્ધ આગ્રહ તથા પ્રેમને જોતાં તે તરફ આવવું ઘટે જ છે. પરંતુ તમે જાણો છો કે તે પ્રદેશ ઘણે દૂર છે, સમય ઘણો ઓછો છે, તેથી જે જે સજ્જનોને બોલાવવા ઇચ્છો છો તેમને રજા લેવા વગેરેની અનુકૂળતા લેવી એ સંભવિત જણાતું નથી, તેથી હાલ વિરમવું પડે છે.

તમારો સર્વનો અપૂર્વ વેગ જોતાં તે વેગને તોડી પાડવો એવું લેશ પણ નથી, પરંતુ આ સંસારવ્યવહાર એવો વિલક્ષણ છે કે જેમાં કેટલાંક કાર્ય તત્કાળ નથી પણ બનતાં.

પ્રિય સજ્જનો ! આથી તમારે સર્વને કોઈ પણ રીતે અસંતોષ માનવાનું લેશ પણ કારણ નથી. ઈશ્વરેચ્છાથી પુનઃ તેવો યોગ પ્રાપ્ત થશે જ. તમારા સર્વની ઇચ્છા છે તો વળી આગળ ઉપર ઘણા પ્રસંગ આવશે. આથી પ્રસન્ન રહેશો.

જે સત્તાબલથી આજે તમારા સર્વમાં આ કર્તવ્યસંબંધમાં આગ્રહ પ્રકટ્યો છે તે સત્તા સદા સર્વદા વિદ્યમાન છે, તો તે સત્તા પુનઃ યોગ્ય કાલે તેનો યોગ પ્રકટાવશે જ.

ભાઈ....એ ત્યાંના મંડળના સજ્જનોનો સ્નેહ દર્શાવ્યો હતો, તથા સુજ્ઞ શ્રી....ની આગ્રહી ઉત્સાહી વૃત્તિનું સ્વરૂપ પણ જણાવ્યું હતું, તે ઉપરથી તમે સર્વ આ નિમિત્તે ઘણો શ્રમ ઉઠાવ્યો હશે જ એમ જણાય છે, અને તેના પરિણામે તમને કદાચ આ પ્રસંગે ન આવી શકાવાથી ખિન્નતાનું ભાન થશે, પરંતુ વાસ્તવ દૃષ્ટિથી તેવી ખિન્નતા ધરવાનું કશું પ્રયોજન નથી. આ સંસારમાં મનુષ્યોની અનેક ધારણાઓ ધારેલા પ્રસંગે ફલીભૂત નથી થતી, પરંતુ અદૃષ્ટે ધારેલા કોઈ વિલક્ષણ સમયે જ થાય છે, અને તે પ્રસંગે તે થવાથી પાછળથી સ્પષ્ટ સમજાય છે કે તેમ થવામાં અધિક હિત જ હતું. આથી તેવા પ્રસંગમાં ઈશ્વરેચ્છા માની વૃત્તિને પ્રસન્નતાપૂર્વક સમાધાનમાં સ્થાપવી એ જ ઉચિત છે.

તમે સર્વ ત્યાં સહકારીપણે જે શ્રેયસ્કર કર્તવ્ય કરો છો, તે કર્તવ્યને અધિકાધિકપણે કરતા આનંદમાં રહેશો. અંતઃકરણની શુદ્ધિદ્વારા આપણા વાસ્તવ સ્વરૂપપ્રતિ લક્ષ કરતાં પરિણામે તદ્રૂપતા અનુભવાય એ જ કર્તવ્ય છે. એ કર્તવ્યની સિદ્ધિમાં આવશ્યક જે શ્રદ્ધા, ભક્તિ, ઈશ્વરાભિમુખતાઆદિ છે, તે તમને પ્રાપ્ત છે, તે ગુણોની ઉત્તરોત્તર વૃદ્ધિદ્વારા મૂલસ્વરૂપને અનુભવવું એ જ ઇષ્ટ મનાયું છે. તમે સર્વ તે અર્થે પ્રયત્નશીલ છો, અને તેમાં વૃદ્ધિંગત થયા કરો છો, તથા તેમાં પ્રતિબંધક થઈ પડનાર કારણોને શમાવી તેમાંથી અનુકૂલ હેતુઓના જ સંગી રહો છો એ વિશેષ સંતોષજનક છે. ઇષ્ટસત્તા તેનું ફલ આપવા સમર્થ છે.

પરમાત્માનું સ્મરણચિંતન કરતા પ્રસન્ન રહેશો. આ જગત્‌માં ઇષ્ટાભિમુખતાસહ વૃત્તિની પ્રસન્નતા, એ સમાન અન્ય કોઈ ઉચ્ચ સ્થિતિ નથી. તેથી તે સ્થિતિને અનુભવતા આનંદમાં રહેશો. સર્વની સુખરૂપતા તથા સર્વની વૃત્તિની પ્રસન્નતા જણાવનારો પત્ર લખશો, જેથી આ અંતઃકરણમાં પણ પ્રસન્નતાનું ભાન થાય.

તત્કાળ એ જ.



૩૬ વડોદરા, બુધ. ૨૮-૧૦-૩૧.

ભાઈ.......વગેરે.

શ્રેયસ્સાધક વાંચો છો ને ?

તપપ્રયોગ કેમ ન કર્યો ? હવે મંત્રપર્વ જરૂર કરો. શરીર ઈશ્વરમાટે જરાય ઉપયોગી ન થાય, અને માત્ર 'ખાતાંપીતાં ખબડદાર' જ રહે, એ શા કામનું ? એવા દેહમાટે મમતા શી ? એનું કહ્યું બહુ દહાડા કર્યું–એક દહાડો તો આપણું ધાર્યું એની પાસે કરાવો. જાગ્રત્ થાઓ–શિથિલતા ત્યજો....અને ઉમંગથી મંત્રપર્વ ઉત્તમ રીતે કરો. જીંદગીસુધી ઈશ્વરમાટે જ પ્રમાદ !! ના, ના–જાગી સઉને જગાવો–પણ બનતું જરૂર કરો. એ જ.

૩૭ વડોદરા, ગુરુવાર.

પ્રિય ભાઈ........

તમારા પત્રો મળ્યા.

તમે બધાએ ત્યાં જે શ્રમ લીધો તે હજી વૃત્તિમાં તાજો છે. ત્યાંનાં અનેક સ્મરણો સર્વની સ્મૃતિમાં હજી જાગ્રત્ છે. ત્યાંના આનંદનું ભાન હજી અંતરમાં સર્વને પ્રકટે છે. તમારી સર્વની સદ્વૃત્તિનું ચિત્ર મનઆગળ રહેલું છે. તમે બધાએ જે ઉત્સાહ બતાવ્યો તેનાથી સર્વને અત્યંત પ્રસન્નતા થઈ છે.

સર્વ ઇષ્ટસ્મરણ કરતા વૃત્તિમાં કર્તવ્યપ્રતિ વેગ રાખવા યત્નશીલ રહેશો.

આજે અધિક સમય ન હોવાથી વિશેષ નથી લખતો. પુનઃ બીજો પત્ર લખીશ. સ્મરણ કરનારને જય જય. એ જ.

૩૮ વડોદરા, બુધ. તા. ૧૪-૬-૩૪.

પ્રિય ભાઈઓ:

છેવટે કાર્ય થયું જાણી સંતોષ અને ઇષ્ટનો અનુગ્રહ–સઉને પરિશ્રમ થયો, છતાં બધું થઈ ગયું જેથી એક પક્ષે નિવૃત્ત. ક્લેશ

થયાની ચિન્તા નથી. ઘર બાંધતાં કાંઇ વાગે કે લોહી નીકળે, અને આવા પ્રસંગમાં સહજ ક્લેશ પ્રકટે એને શુકન ગણનારે ગણ્યા છે, તેથી કશી ફીકર કરવી નહિ. બહુ સમૂહમાં એમ જ થાય. હરિસ્મરણ કરી લેવું.

મારું હાલ તો અહિં જ રહેવાનું છે, છતાં નક્કી નથી. * * * ઇષ્ટેચ્છા તો ગમે ત્યારે મારું ત્યાં આવવું થશે જ. ટુંકી વાત–સઉ રીતે પ્રસન્ન રહેવું–જગત્ તો આપણને પ્રસન્ન રાખવા ન માગે પણ આખરે એ જડ છે. આપણે ચૈતન્યમય બની પ્રસન્ન રહેવું. સઉ સુખી હો: વિશેષ તો શું ?—ભાઇને જય જય કહેજો. પત્ર લખશો.



## श्रेयस्साधक भगिनीओप्रति:—



૩૯ વડોદરા, બુધવાર.

પ્રિય શ્રી....બ્હેન,

તમારો પત્ર મળતાં સંતોષ–અસંતોષ ઉભય થયાં. અધ્યાત્મ-ધન સંપાદન કર્યું તેથી સંતોષ પ્રકટ્યો અને લૌકિક ધનની હાનિ જાણુતાં અસંતોષ ઉપજ્યો; વધારા પડતા પદાર્થો જ્યારે નાશ પામે છે ત્યારે ઇતર જનોને સમાધાન આપવું પણ કંઇક સુગમ રહે છે, પરન્તુ નિત્યના ઉપયોગપૂરતા પદાર્થોનો પણ જ્યારે વિનાશ થાય છે ત્યારે વિચારશીલ મનુષ્યને સમાધાન આપવું પણ કઠિન પડે છે, તો તેવા પ્રસંગે સમાધાનમાં રહેવું એ તો અત્યન્ત કઠિન હોય જ. છતાં નરમસરખી જણાતી દોરડી પણ જ્યારે તંગ બને છે તો કેટલાએ ભારને તાણીબાંધી ઝીલી શકે છે, તો વિલક્ષણ નિગૂઢ સામર્થ્યને ધારણ કરી રાખનાર મન જ્યારે વિવેક-વિચારપૂર્વક તંગ બને છે તો ગમે તે વસ્તુને પોતાનામાં ઝીલવી તેને રમતરૂપ થઈ પડે છે. સદ્વિચારનું એ જ અદ્ભુત સામર્થ્ય છે કે મનને જરા પણ ઢીલું ન પડવા દે. તમે સદ્વિચારસંપન્ન છો એ આવા પ્રસંગે સહજ જણાઈ આવે એમ છે, અને તેથી તમારું અંતઃકરણ આવા પ્રસંગે સમાધાનને પ્રાપ્ત રહે એ જ સંભવે છે. આપણા આદર્શજીવનોમાટે તો જાણીએ છીએ કે તેવા પુરુષો

ઘરમાંથી લીધેલા પદાર્થોને ભયના માર્યા ફેંકી દઈ નાસી જતા ચોરની પાછળ દોડી તેને પુનઃ તે પોટલી બલાત્કારથી વળગાડે છે; જ્યારે આદર્શમાં આમ છે તો પછી આપણે પદાર્થને ત્યાગવા સમર્થ કદાચ હાલ ન થઈએ (જો કે તમે તો તેમ થઈ ચુક્યાં છો) પરન્તુ પદાર્થ આપણને ત્યજે, ત્યારે તો સમાધાનને પ્રાપ્ત રહીએ. આટલું જીવનમાં બનતું જાય, તો આપણે આદર્શપ્રતિ વાધીએ છીએ એ વાર્તા નિઃસંદેહ છે. પદાર્થ આપીને ત્યાગ બતાવવામાં તમે સિદ્ધિ મેળવી છે. આ વખતે પદાર્થ સ્વયં જવાથી ઉપજતા વિકારનો અનુભવ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે. પરન્તુ તમને તે ઉપાધિકારક નહિ જ થાય.

સાધનવર્ષનો ક્રમ તમે બહુ સંતોષકારક રીતે સાધ્યો છે જેથી તે નિમિત્તે તો સંતોષ જ રહે છે.

મનથી પ્રસન્ન રહેશો. પદાર્થો અણધાર્યા ચાલ્યા જાય છે, તેવી રીતે અણધાર્યા જ આવી મળે છે; માટે એમાં શોક મોહ ધરવાસરખું પ્રયોજન નથી. આપણું તે આપણું જ રહેવાનું છે, અને પારકું આપણું થવાનું નથી, એ નિશ્ચય છે પછી ચિન્તા શી અને કોની ? હરિઇચ્છા વિચારી સુખમય રહેશો.

સમારંભમાં અનુકૂલતા મળે તો આવી પહોંચશો. સુખરૂપતા લખશો.



૪૦ આતરસુંબા, ગુરુ.

પ્રિય શ્રી....બહેન,

તમારા તરફથી પત્રો પ્રસંગોપાત્ત મળતા રહે છે. *** છેલ્લો પત્ર મળતાં શુભ પ્રસંગ જાણી આનન્દ થયો. બંને શુભ પ્રસંગો ઇષ્ટકૃપાથી સુખરૂપતાથી થઈ જાય એ જ ઇચ્છા. આ નિમિત્ત કુટુંબીવર્ગનું સમાધાન થઈ ગયું હશે. આપણે નમી જઈ જ્યાં સુધી અનુકૂલ થઈ જાય ત્યાં સુધી તે કરી લેવા પ્રયત્ન કરવો.

ભાઈ....ત્યાં આવી ગયા હશે અને પ્રસન્ન હશે. સુખસમાચાર લખતા રહેશો. સઉ અનેક પ્રસંગે તમારું સ્મરણ કરે છે. સંભારનાર સઉને જય જય.

---

૪૧ વડોદરા.

પત્ર મળ્યો. હાલ તો ઈશ્વરનું નામ જ લેશો, અને તેમને અન્તરૂથી અનુકૂલતામાટે પ્રાર્થના.

---

૪૨ વડોદરા, બુધવાર.

પ્રિય બહેન શ્રી....બહેન,

પ્રિય શ્રી....ભાઈના દેહાવસાનના દુ:ખદ સમાચાર જણાવતો પત્ર તમારા તરફથી મળ્યો હતો તે વાંચતાં આશ્ચર્યસાથે ખેદ થયો. પંદર દિવસપહેલાં તો અહિં આવેલા, તે વખત તો પ્રકૃતિ સારી હતી. આનંદથી મળ્યા હતા. સંસાર આવો ક્ષણિક જ છે. એમણે તો અહિં છેલ્લા આવીને સઉને મળી લીધું. એમનું સ્મરણ તો નિરંતર રહેશે જ. એમનાં શ્રદ્ધાભક્તિ તથા ઉચ્ચ નિષ્ઠા, એમના હૃદયનો શુદ્ધ પ્રેમ, નિત્ય સ્મરણમાં રહે એવાં છે. એમણે તો આ જીવનમાં કલ્યાણ જ સાધ્યું છે.

તમારે વૃદ્ધાવસ્થામાં વ્યવહારદૃષ્ટિથી આ ઉપાધિ આવ્યો, પણ તમે સદ્વિચારવાળાં, ધૈર્યવાળાં છો, જેથી હવે તો પરમાત્માની ઇચ્છા વિચારી મનને સમાધાનમાં સ્થાપી સંતોષ સેવશો. હવે તો શ્રી....ભાઈનિમિત્ત બનતું સત્કાર્ય કરતાં એમનું ઇષ્ટ ચિંતવવું એ જ કર્તવ્ય છે.

હું હાલ કેટલાક દિવસથી પરગામ હતો, જેથી પત્ર લખવું બન્યું નહોતું, તેથી આજ વિલંબે લખું છું. કુશળપત્ર લખાવતાં રહેશો.

પૂજ્ય....શ્રીએ પણ આ સમાચાર જાણી ખેદ દર્શાવ્યો છે, તથા મનને સમાધાનમાં સ્થાપવા જણાવ્યું છે.

પત્ર લખશો— એ જ.

---

૪૩ વડોદરા, સોમ. તા. ૨-૬-૩૦.

પ્રિય બ્હેન,

તમારા હસ્તાક્ષર આ વખતના પત્રમાં જોતાં વધારે સંતોષ થયો. તમારી સદ્વૃત્તિ જોઈ અધિક આનંદ થાય છે. તમે સત્ક્રિયાઓ કરતાં રહેજો. રોજ થોડો સમય પણ ઈશ્વરચિંતનમાં, સદ્ગ્રંથો વાંચવામાં તેમ જ આપણાથી બનતું કોઈનું પણ હિત કરવામાં અથવા કોઈની સેવા કરવામાં ગાળતાં રહેજો. મનના દોષોને ટાળવા માટે સાવધાનતાથી આપણો બનતો પ્રયત્ન કર્યા કરવો, અને અખંડ આનંદમાં રહેવું.

કુશળતા લખતાં રહેજો. એ જ.



૪૪ વડોદરા, રવિ.

પ્રિય બ્હેન શ્રી........બ્હેન,

તમારા તરફથી કેટલાએ સમયથી કશો પત્ર કે સમાચાર નહિ અને તેથી તમારું સર્વનું કુશલ વિચારેલું. અચાનક.... ભાઈનો પત્ર એમને ઘેર આવેલો મને વંચાવ્યો ત્યારે તો એકાએક દુઃખદ સમાચાર જાણી વૃત્તિ સ્તબ્ધસરખી બની. પ્રકૃતિની મન્દતાનું પણ જરા જણાવ્યું હોત તો ઠીક થાત. ઇષ્ટેચ્છા.

તમને વ્યવહારવિચારે દુઃખ અને કષ્ટ પ્રાપ્ત થયું. તમે સંસારના સ્વરૂપને જાણો છો. કર્મની વિલક્ષણ ગતિના વિચારથી તમે રહિત નથી, યથાશક્તિ સદ્વિચારનું સ્વરૂપ પણ જાણો છો, એ વગેરે અનેક કારણથી તમે ધૈર્ય ધરી રહો એમાં આશ્ચર્ય નથી. છતાં સ્નેહ સમ્બન્ધ અને આપણો વિલક્ષણ સ્વાર્થ સદ્વિચારને ભૂલવી ક્લેશ, વિકળતા વગેરે ઉપજાવે છે. છતાં સત્સંસ્કારને પામેલું અન્તઃકરણ સર્વ પરિસ્થિતિમાંથી ઉપર તરી આવી સમાધાનમાં રહેવા પ્રયત્ન કરે છે.

હવે તો શાન્તિ જાળવશો. આવશ્યક વ્યવહાર કરી તેનાથી નિવૃત્ત થશો. જે ધર્મક્રિયા કરવી ઘટે તે શ્રદ્ધાભક્તિથી કરાવશો. શ્રદ્ધાપૂર્વક કરેલું સત્કર્મ નિશ્ચય સત્ફલ આપે છે.

* * * કોઈ વાતે મનમાં હીજરાશો નહિ. અને ત્યાં પણ જરૂર પૂરતું જ કાર્ય કરી લેશો. વ્યવહારના બધા પ્રસંગોમાં વિવેકથી વર્તી તેનાથી નિવૃત્ત થશો. — જતાં અહિં થઈને જવા વિચાર છે કે બારોબાર? આ તો તમારું જ ઘર જાણજો. અહિં આવવામાં કશો સંકોચ હોય જ નહિ. પત્ર લખશો.



૪૫ વડોદરા, શુક્રવાર. તા. ૧૧–૮–૨૫.

પ્રિય શ્રી........બહેન,

ઘણા સમયથી તમારા તરફના સુખસમાચાર જાણવા વૃત્તિમાં વેગ ઉઠતા, પરન્તુ અદ્યાપિ પત્ર લખવાનો યોગ ન આવ્યો. આજ—બહેને સ્મરણ આપ્યું કે આવતી કાલે તમારો જન્મદિવસ છે; આથી પત્ર લખવા આજે વૃત્તિ સહસા વેગવતી થઈ. આ જન્મને તમે સિદ્ધ કરી રહ્યાં છો, એટલું જ નહિ પરન્તુ અન્યને પોતાના જન્મનું સાર્થક્ય કરવા પ્રેરી રહ્યાં છો; આ બે કરતાં માનવ સામર્થ્યથી અધિક કયું બની શકે એવું કર્તવ્ય છે? કોઈ જ નહિ. શુદ્ધ નીતિપૂર્વક સત્પ્રયત્નશીલ જીવન એ જીવનની વ્યાવહારિક સિદ્ધિ છે, તે તમે પ્રાપ્ત કરી. તદુપરાંત ગુરુઈશ્વરના અનુગ્રહ તથા અન્તર્મુખતારૂપ સાધનને સેવવારૂપ પરમાર્થિકી સિદ્ધિ, તેને પણ તમે પામ્યાં છો; આથી વસ્તુતઃ કૃતકૃત્ય સરખાં છો. તમારાં નિર્મલ, પુણ્યમય અને અનુભવરૂપ જીવન દીર્ઘ કાલપર્યન્ત સુખદ આરોગ્ય અનુભવે અને કૃતપ્રયત્નના પુણ્યફલને ઉત્તમ પ્રકારે ભોગવે એ જ ઇચ્છા....બહેન ત્યાં હોય તો તેમને જય જય. ઇષ્ટ સ્મરણ કરનારને પણ તદ્વત્ સુખસમાચાર લખશો. પ્રકૃતિનું સ્વાસ્થ્ય જણાવશો. સર્વ તમારું સ્મરણ કરે છે. તત્કાલ એ જ.



૪૬ વડોદરા, રવિવાર.

પ્રિય બહેન........,

સુખરૂપ હશો.

ઈશ્વરેચ્છાએ આવતી કાલ તમારાં મંગલ લગ્ન થશે. પરમાત્મા

તમને ઉભયને સાચાં સુખ, શાન્તિ, સ્નેહ અને આનન્દમાં પોતાના અનુગ્રહસહિત સ્થાપો અને ચિરકાલ જીવનઉન્નતિ સધાવો એ જ શુદ્ધ ભાવે ઇચ્છું છું. વૃત્તિ તારા તરફ વહેતી નિરન્તર તારૂં ઇષ્ટ જ ઇચ્છે છે.

મનથી પ્રસન્ન રહેજે, અને મનને સદા શુભ માર્ગમાં વહેવડાવતાં સુખાનુભવ કરજે. પરમાત્મા તારા પ્રતિ નિરન્તર પ્રસન્ન હો!

કાલના મંગલ દિને પુનઃ તારૂં મંગલ ઇચ્છું છું.

પૂજ્ય........ના શુભાશિર્વાદ.

સઉને જય જય.



युवको–विद्यार्थीओप्रतिः—

---

૪૭ વડોદરા, શનિ. તા. ૨૩–૫–'૩૧.

પ્રિય ભાઈ.......,

કોઈ ખાસ કારણ વિના જ તમારું સ્મરણ વૃત્તિમાં થતું હતું, એ સંધિમાં તમારો પત્ર મળ્યો હતો, જેથી બહુ સંતોષ થયો. તમે ત્યાં કુશલતા મેળવતા જાઓ છો જાણી અધિક સંતોષ રહે છે. જમવાનું એક વખત રાખ્યું તે ઠીક કર્યું. એથી ગરમીની ઋતુમાં પ્રકૃતિ ઠીક રહેશે.

શરીર સંભાળજો. સાથે મન પણ સંભાળજો. વ્યવહારમાં રહેવા છતાં મનને ઉચ્ચ ચિંતન તથા નિશ્ચયપ્રતિ વાળવા અસાવધ રહેવું નહિ. જગત્ આખુંએ ગમે તેટલું સાચું અને નિકટ જણાતા છતાં આખર મિથ્યા જ છે, એ તો અંતરૂના ઉંડાણુમાં રાખવું જ. કશાથી અકળાવું કે હિંમત હારવી નહિ. પ્રતિકૂળતાથી હળી જવું. ગમે તે સંયોગોમાં પણ આપણે તેને પહોંચી વળીએ એમ છે, એવો નિશ્ચય રાખી નિડર રહેવું. અંતરૂથી નિડર અને બહારથી નમ્ર વિવેકી તથા પરગજુ બનવું. પરમાત્માને વારંવાર આપણા તરફ આકર્ષ્યા જ કરવા, તથા નિત્ય પ્રસન્ન રહેવું.

પત્ર લખશો, એ જ.

---

૪૮ સુરત, બુધ. ૮–૨–૨૮.

પ્રિય ભાઈ........

ભાઈ....ના પત્રથી ઑપરેશન વગેરે થઈ ગયાનું જાણ્યું હતું. ક્રમેક્રમે સુધારા ઉપર આવતું જાય છે, એમ પણ જાણ્યું, જેથી સંતોષ થાય છે. અતિ ઉપાધિજનક વ્યાધિ ન હોય તો તે ઇષ્ટ-સ્મરણમાં વધારે ઉપકારક થાય છે. એવા સમયમાં ઇષ્ટચિંતન અધિક અંશે થઈ શકે છે. એ યોગ તમને આવ્યો છે, તેથી પ્રવૃત્તિમાં પલોટાવાનો પ્રસંગ ન આવે ત્યાં સુધી ઇષ્ટસ્મરણ કર્યા કરશો. બાકી તો પ્રસન્ન અને નિશ્ચિંત રહેશો. મનુષ્યને પ્રાપ્ત થતા સંયોગો કાંઇ પણ સારૂં શિક્ષણ આપવા આવે છે. માટે જીવનમાં જે આવી મળે તેનો યોગ્ય ઉપયોગ કરી લેવો એ જ બુદ્ધિમાન્‌નું કર્તવ્ય છે.



૪૯ બન્ડકૉટેજ, પુના. ગુરુવાર. ૭–૯–'૦૫.

....પ્રિય મિત્રત્રયી !

તમારા પત્રો મળે છે. હાલ તો હવે અત્ર જ રહેવા ઠર્યું છે, અને તેથી આજે પત્ર લખ્યો છે.

....ભાઈને કામ વિશેષ હોય, પણ જો નિશ્ચિંત રહી કામ કરશો તો તેનો ઘણો શ્રમ જણાશે નહિ. વૃત્તિને ભાર હોય એમ માની કામ કરવું નહિ, પણ ચિંતારહિતપણે જે થાય તે કરવું. કોઈ કાંઇ કહે તો તે વૃત્તિથી ગણકારવું નહિ.

તમારે પણ અભ્યાસ વગેરેમાં પૂર્વોક્ત રીતે વર્તવું. ચિંતા સેવવી નહિ. આમ થશે તો માતાપિતા શું કહેશે, વગેરે વિચારો પ્રથમથી સેવવા જ નહિ. કારણ એ તમારા જ વિચારો માતાપિતાને તે કાર્ય કરવા જાગ્રત્ કરે છે. જેથી તમારે મિથ્યા ચિંતા ધરવી નહિ.

પ્રિય ભાઈ! જ્યાં સુધી મનુષ્ય જાતે પોતાની પ્રાપ્ત સ્થિતિ ફેરવવા યત્ન નથી કરતો, ત્યાં સુધી સાક્ષાત્ બ્રહ્મા પણ તેની સ્થિતિ ફેરવવા શક્તિમાન્ નથી. અમુક પુરુષ કૃપા કરે અને મારૂં દુ:ખ મટે એ વિચાર દુર્બલ છે. તેથી તેવા વિચારો ન સેવતાં

તમે જાતે જ તમને પ્રાપ્ત થતું દુ:ખ નિવારવા પૂર્ણ શક્તિમાન્ છો એ વિચાર સેવી તેને દૃઢ કરતા રહેવું. નિત્ય એ નિશ્ચય કાયમ રાખવો કે વ્યાધિ દુ:ખ વગેરે ખોટું છે. તેનું વસ્તુતઃ ચૈતન્ય પ્રદેશમાં અસ્તિત્વ જ નથી. અને આપણે તો ચૈતન્યપ્રદેશમાં જ છીએ, જેથી વ્યાધિની સત્તા કદી આપણા ઉપર ચાલે તેમ જ નથી. વ્યાધિ એ ભૂલ છે અને આરોગ્ય એ જ સત્ય છે.

વ્યાધિની સત્તા આપણે જ વધારી છે, તેથી તે આપણાથી જ દબાવી શકાય તેમ છે, અને તેથી તે દબાવવી જ જોઈએ. ચૈતન્ય-પ્રદેશમાંથી ગ્રહણ કરવાયોગ્ય આરોગ્ય સ્વતઃ આપણી પાસે જ છે–આપણામાં જ છે–એ નિશ્ચય નિત્ય સેવવો. શરીર સુખરૂપ હોય ત્યારે સેવવો એટલું જ નહિ, પણ વ્યાધિવાળું હોય ત્યારે પણ પૂર્વોક્ત નિશ્ચય જ ધારણ કરવો. શરીરમાં વ્યાધિ જણાય તોપણ તેની કશી જ સત્તા આપણા ઉપર નથી, એમ માનવું, અને આરોગ્ય જ છે એમ વિચારવું. વિકળ થવું નહિ. પ્રત્યેક ક્ષણે પૂર્વ નિશ્ચય જાગ્રત્ રાખવો. વ્યાધિ જોઈ દુર્બલ થવું નહિ, પણ તેના સામા જ થવું. એ આપણને કશું જ કરનાર નથી, એમ જાણવું. અને પ્રત્યેક ક્રિયા જાણે આરોગ્યમય છીએ એવી રીતે ધારી કરવી. મિત્રોઆગળ પણ દુર્બલતાના ઉદ્ગાર કાઢવા નહિ. તમે શુદ્ધ સ્વરૂપ છો, પછી શા માટે તમારે દીન થઈ અન્યઆગળ દુ:ખોદ્ગાર કાઢવા ? તમારા કરતાં બીજા કોનામાં વિશેષ સામર્થ્ય છે કે જે તમને શાંતિ આપે ? તમે સર્વશક્ત છો, જાતે જ તમારા પોતાનામાંથી શાંતિ, આરોગ્યઆદિ અનુભવો. વ્યાધિ એ વસ્તુ જ ખોટી છે. તેનો ત્રિકાળ સંભવ નથી. અને તેથી તેની અસર કદી તમારા પ્રતિ થવી સંભવિત જ નથી. અગ્નિમાં મલિન પદાર્થ ટકતો નથી, તેમ તમારા શુદ્ધ સ્વરૂપઆગળ કદી વ્યાધ ટકતો નથી. બલવાન્ આગળ નિર્બળનું શું ચાલે ? તમે તમારી શક્તિ પ્રકટ કરી નથી, ત્યાં સુધી વ્યાધિ વગેરેની સત્તા પ્રતીત થાય છે. તમારો વાસ્તવ કુંફવાટો થતાં વ્યાધિમાત્ર દૂર થશે. તમારી નિર્બલતા જ તમને દીન કરતી જાય છે. તમારામાં રહેલી સત્તાની અવગણના કરી અન્યની

સત્તામાં શ્રદ્ધા ધરવી અથવા અન્યની સત્તાને શ્રેષ્ઠ ગણવી, એના જેવી ભૂલ એક પણ નથી. દૃઢ આગ્રહ સેવવો કે આપણી જ સત્તા સર્વ કરવા સમર્થ છે, અને તેથી અન્યસમીપ તેને દીન કરવા જરૂર નથી. મન કોઈપણ કાર્યને સ્વીકારતું નથી, તો તે કાર્યની અસર શરીરને થતી નથી; વિષ પીવા છતાં મન તેને વિષરૂપ જાણતું નથી તો તે તેને અસર કરી શકતું નથી, અને અમૃતને જો તે વિષરૂપ ગણે છે, તો પછી અમૃતથી પણ વિષતુલ્ય હાનિ થાય છે. આથી મનના વલણઉપર જ સર્વ આધાર છે. તેને યોગ્ય માર્ગે વાળવું એ કાર્ય તમારૂં છે; અને તે તમારા વિના બીજા કોઈથી થનાર નથી. અને તે નથી થયું ત્યાં સુધી દુ:ખની પ્રતીતિ થવી છે. તેથી તેની નિવૃત્તિ કરવી, અર્થાત્ મનને ઇચ્છાનુસાર વર્તાવવું એ જ દુ:ખનો લય કરનાર છે. તેની પાસે તમે વ્યાધિના વિચાર કરાવશો, તો તે તેવા કરશે, અને તેવી પ્રતીતિ તમારામાં થશે. આથી તેના પ્રતિ અંકુશ સ્થાપી, તેને યોગ્ય માર્ગમાં વાળવા પ્રયત્નશીલ રહેશો.

'વ્યાધિ થોડા સમયમાં નિર્મૂલ થશે' એવા વિચાર ન કરતાં, આ ક્ષણથી જ વ્યાધિની નિવૃત્તિ થઈ છે એ વિચાર કાયમ રાખવો, અને કદી તેને ચળવા દેવો નહિ. પથારીવશ હો, તો પણ તેને ત્યજવો નહિ; નિરાશ થવું નહિ, પણ એ જ નિશ્ચય સેવવો. વૃત્તિને સાવધાન રાખવી. અસાવધપણામાં તે વ્યાધિના વિચારે ચઢી ન જાય તે સાચવવું. નહિ તો અમદાવાદના માણેકચોકની પેઠે તમારા કરેલા આરોગ્યના વિચારો પુન: વ્યાધિનો વિચાર પ્રકટતાં ગગડી પડશે. માટે ક્ષણે ક્ષણે સાવધ રહી વ્યાધિનું અસ્તિત્વ જણાય તોપણ આરોગ્ય જ નિહાળવું.

સ્વલ્પમાં એ જ કે અન્યની આશા પરિત્યજી તમે **સ્વાત્માશ્રયી** થાઓ. વ્યાધિને જોઈ દુર્બલ ન બનો. તમારાં જ કોઈ અયોગ્ય કર્મોનાં ફલરૂપે તે પ્રતીત થાય છે, અને તે તમારાં જ કર્મથી નિવૃત્ત થશે; અને તે કર્મ તે આ આરોગ્ય જોવાનો પ્રયત્ન જ છે. તેથી ઉત્સાહી થઈ તે વિચાર કાયમ રાખો. શિથિલ ન થાઓ. તમારા સામર્થ્યનો આ જ ઉપયોગ છે. તે કરો, અને વાસ્તવ

લાભ અનુભવો. પ્રિય ભાઈ ! તમારી પાસે જ વ્યાધિનિવૃત્તિની ઓષધી છે, છતાં શીદ વન વન ભટકો છો ? સાવધાન થાઓ, અને તે વાપરી સુખી થાઓ.

મને આમ થોડો અવકાશ મળવા સંભવ છે, જેથી તમારા પ્રતિ આરોગ્ય ભાવના થશે, અને તે તમારા સત્પ્રયત્નમાં સહાયક થશે. કુશલતા લખશો. વૃત્તિ કદી કોઈના સમીપે પણ દીન કરશો નહિ. શામાટે તેવું કરવું જોઈએ ? સમર્થ પુરુષ અસમર્થઆગળ દીનત્વ ધરે ? તમે અનુભવ કર્યો નથી, અને તેથી વ્યાધિને નિવૃત્ત કરવો કઠિન જણાય છે; વાસ્તવે તે સફલ છે; જેથી હિંમત ન હારતાં ધૈર્યથી ઉત્સાહસહિત પૂર્વોક્ત ભાવનામાં વૃત્તિને રમાડ્યા કરશો. એ જ.



૫૦ વડોદરા, બુધ. ૨૮–૧૦–૩૧.

શ્રી........

પત્ર મળ્યો. સંતોષ. હવે મંત્રપર્વ ઉત્તમ રીતે સાધો. ખાસ આગ્રહ ધરી એ માટે જેનાથી બને તે યત્ન કરે. બનતા અધિક જપ કરજો. બીજા ભળે તેમને ભેળવજો. ડૉ.—ત્યાં છે ? હોય તો તેમને આ પત્ર બતાવી આ મંત્રપર્વમાં બનતું કરવા કહેજો. આગ્રહ ધરશો તો સઉ સહેલું છે. મન કંટાળે તો કંટાળે, આપણે ન કંટાળવું. મન ના કહે, પણ આપણે હા કહેવું. મન તો કરનાર છે, કરાવનાર નથી. તે તો આપણે છીએ. બનતું ખૂબ કરો.



૫૧ વડોદરા, સોમ. તા. ૩–૯–'૦૬.

પ્રિય ભાઈ !

તમારૂં પત્ર મળ્યું.

તમને સદ્વિચારથી અધિક આનંદ રહ્યા કરે છે એ જાણી સંતોષ થયો. ઉત્તરોત્તર એમાંથી જ પ્રસન્નતાને અનુભવજો.

તમે ત્યાં તેડાવવા ઇચ્છો છો, પણ તેમાં વિશેષ ઉતાવળ કરવા પ્રયોજન નથી. પરમાત્મસત્તાથી અનુકૂલ સમયે જે થાય તે જોયા કરવું. આવવા ધાર્યું છે તો આવવું થશે જ.

આ વ્યવહારદશામાં આવી પડતી પ્રતિકૂલતાને અનુકૂલતારૂપે કરી લેવી એમાં જ બુદ્ધિમાનની બુદ્ધિનો ઉપયોગ છે. આથી ગમે તેવી સ્થિતિ પ્રાપ્ત થાય તેને અનુકૂલરૂપે જોવા અભ્યાસ પાડવો. પરમાત્મા તમારૂં હિત સાધો. એ જ.

---

૫૨ તા. ૧૯–૭–'૦૮.

પ્રિય ભાઈ!....

કાલે મુંબઈ જવું થાય છે. એક અઠવાડિયું ત્યાં રહેવું થશે. પત્રો તમારા મળે છે. નિશ્ચિંત તથા પ્રસન્નતા સેવતા રહેશો.

પરમાત્મા સર્વ અનુકૂલ જ કરે છે, જેથી જે સ્થિતિ આવી મળે તેમાં આનંદ અને હિતબુદ્ધિ સ્થાપ્યા કરશો.

ઉતાવળે એ જ.

---

૫૩ વડોદરા, બુધ. તા. ૨૮–૪–'૦૯.

પ્રિય ભાઈ.......

પત્ર મળ્યો. ઇષ્ટેચ્છા તો આવતા અઠવાડિયાના આરંભમાં તે તરફ આવવા ધારણા છે, જેથી સમક્ષ વાર્તા થશે, માટે ઇષ્ટસ્મરણ-પૂર્વક ધૈર્યથી કાળ ગાળશો.

ઇષ્ટસ્મરણ એ જ વ્યવહાર તથા પરમાર્થ સર્વને સુધારનાર હોવાથી તેને સેવતા આનંદમાં રહેજો. વિકળ થશો નહિ. ઈશ્વિર સર્વ સારૂં જ કરશે.

---

૫૪ વડોદરા, ગુરુ. તા. ૯ : ૭ : '૦૮.

પ્રિય ભાઈ!

પત્ર મળ્યું.

બાલકની સંભાળ રાખશો. બહુ **ઔષધના** રગડા ન રેડશો. તેમ દુધ વગેરે વારંવાર ન આપવું. ઈશ્વિરેચ્છાથી મટી જશે.

તમારે આવવું હોય ત્યારે ખુશીથી આવવું. બાલકની પ્રકૃતિ નરમ હોય અને ન આવવું હોય તો પરમ પ્રસન્નતાથી ત્યાં જ ઇષ્ટચિંતન કરતા રહેવું. કુટુંબસહિત આવવા અનુકૂલતા તથા વૃત્તિ હોય તો તેમ કરવું. આવવા ન બને તો તેથી અસંતોષ માનવો નહિ. આપણા ઇષ્ટ એક સ્થાને જ નથી. જેથી તેમની સત્તાવડે જે બને તેમાં સંતોષ માની રહેજો.

સમાચાર જણાવજો તથા આનંદમાં રહેજો. વિકલતા દુઃખને વધારે છે, તેથી તેને યથાશક્તિ અટકાવતા રહેશો.



૫૫ વડોદરા, શુક્રવાર. તા. ૧૯–૮–'૦૪.

શ્રદ્ધાભક્તિપરાયણ, પરમાત્માના અનુગ્રહપાત્ર, શુભ સંસ્કારી પ્રિય ભાઇ!

થોડા દિવસ ઉપર વૃત્તિને આર્દ્ર કરનાર તમારા હાથનું લખેલું પત્ર મળ્યું હતું. બીજે દિવસે........તરફથી પદ્યાત્મક પત્ર મળતાં, તમારા દુઃખનો વિચાર આવતાં, તેમની તમારા પ્રતિની મિત્રતરીકેની લાગણીનો વિચાર થતાં, તથા તમારા સરખા સરળ, શુદ્ધ અન્તઃકરણના કોમલ બાલકપ્રતિ દૈવની આવી ઇચ્છા–આ સર્વના એકે કાળે વિચાર સ્ફુરતાં હૃદય વિશેષ દ્રવીભૂત થયું હતું, તથા પરમાત્માપ્રતિ તમારા શ્રેયનિમિત્ત પ્રાર્થના કરી હતી.

પ્રિય ભાઈ! યદ્યપિ તમને પ્રાપ્ત થયેલું કષ્ટ દીર્ઘ સમયનું તેમ પ્રબલ પ્રારબ્ધવશાત્ હોવાથી એકાએક મુક્ત થવું ન સંભવે એ તમે જાણો જ છો, અને તેથી તમે જે ધૈર્ય ધારણ કરી રાખ્યું છે તે પરમેશ્વરની કસોટીમાં પાર ઉતારવા શક્તિમાન્ થશે જ. તમને એ જાણવું બાકી હોવું ઘટતું નથી કે આવા મહાન્ વ્યાધિ પરમાત્માની કૃપાઉપર તેના નાશનો આધાર રાખી રહ્યા છે, તેથી તેની નિવૃત્તિ તેમના દ્વારા જ થવી ઘટે છે. પરમાત્મા કોઈને નિમિત્તરૂપ કરવું ધારે છે તો તેના દ્વારાએ તે કાર્ય સિદ્ધ કરાવે છે. આથી મુખ્યત્વે કરીને તમારે કરવાનું કર્તવ્ય તેમના પ્રતિ નિરન્તર અભિમુખ રહી તેમના તરફથી આવતા આરોગ્યના પ્રવા-

હેને ગ્રહણ કરવો. વાસ્તવે હું જે પ્રવાહ તમારા તરફ મોકલું છું તે પણ તેમનો જ છે. આથી તમારે સ્વતઃ પણ તેમના તરફ લક્ષ રાખવું ઘટે છે. પરમાત્માનો અનુગ્રહ તો તમારા પ્રતિ નિરન્તર વહ્યા જ કરે છે, માત્ર તેને તમારે અભિમુખતા સાધી ગ્રહણ કરવાની જ આવશ્યકતા છે. અને હું જાણું છું કે તમે યથાશક્તિ કરતા હશો જ. * * * પ્રિય ભાઇ! દુઃખના વારંવાર પોકારો પાડ્યા કરવાથી જ દુઃખ શમતું નથી. દુઃખનો અવધિ આવ્યે જ તે મટે છે, અથવા જે રીતે અવધિ સત્વર આવે તે નિયમ ગ્રહણ કરાય ત્યારે વહેલો મટે છે, પરન્તુ કર્મજન્ય વ્યાધિ મટતાં કેટલોક સમય જાય એ સ્વાભાવિક છે.

પરન્તુ આથી તમારે એમ ધારવાનું નથી કે તમારો વ્યાધિ નિર્મૂલ નહિ થાય અથવા વર્ષોનાં વર્ષો તે નિવૃત્ત થતાં જશે. પરત્માની કૃપા તો અલ્પ સમયમાં નિવૃત્ત થશે. ચિન્તા કરશો નહિ. * * * તમને મારા પત્રથી શાન્તિ વગેરે લાગતું હોય એમ જણાય છે એવું તમે લખો છો, તેથી તમારા ઉપર અવકાશે લખીશ, પરન્તુ જ્યારે જ્યારે ન લખાય ત્યારે પણ વૃત્તિમાં અસંતોષ અથવા વ્યગ્રતા રાખશો નહિ. પ્રસન્નતાને વધાર્યા કરશો. * * * * પરમાત્મા તમારો વ્યાધિ સત્વર નિવૃત્ત કરો. કુશળતા લખશો.

* * * પ્રિય ભાઇ! નિરાશ થશો નહિ. વ્યાધિ નહિ મટે કે શું એવી શંકા આણશો નહિ. ઇષ્ટેચ્છાથી નિમૂર્લ થશે જ. ઉત્સાહથી ક્રિયા કર્યા કરશો. વ્યાધિ શા માટે નિવૃત્ત ન થાય? અધિક દિવસ થયા તેથી અડચણ નથી. પૂર્ણ આરોગ્ય મળતાં કદાચ હજી સમય જાય તો પણ ગભરાવાનું લેશ પણ કારણ નથી. પરમાત્માનો તમારા ઉપર અનુગ્રહ છે જ અને તેથી નિર્ભય જ રહેશો.

માતાપિતાને તમે જ સંતોષ આપ્યા કરજો. ચિન્તા કરવા પ્રયોજન નથી, એવું સૂચવજો. ઇષ્ટેચ્છાથી હવે સત્વર જ લાભ જણાવા માંડશે. પરમાત્મા યોગ્ય જ કરશે, તેથી પ્રસન્ન રહેજો.

પરમાત્માનું સાહાય્ય ગ્રહણ કરનાર કદાપિ નિરાશ થતો નથી, એ નિઃસંશય માનજો. માત્ર ધૈર્યની અગત્ય છે. પરમેશ્વરના અનુ-

ગ્રહથી તમને ધૈર્ય પ્રાપ્ત છે અને તે જ તમારો વ્યાધિ નિવૃત્ત થવાનું સૂચન કરનાર વાવટો છે.

વૃત્તિમાં નિરન્તર એટલું તો જાગ્રત્ રાખજો કે પરમાત્મા સર્વશક્તિમાન્ છે તેથી તેમની કૃપા પણ સર્વશક્તિમાન્ છે. અને તે તમને પ્રાપ્ત છે તેથી ભયનું લેશ પણ પ્રયોજન નથી. ઈશ્વર સર્વદા સર્વનું હિત કરે છે. તમે તેમના અભિમુખ થયા છો, તેથી અવશ્ય વિશેષ કરશે. તમે તેમના જ કરુણાના પાત્ર થયા છો, તમે તેમના અનુગ્રહપાત્ર છો, તેથી તમારું તે સર્વોત્તમ હિત કરશે જ એ નિઃશય છે.

સર્વેશ્વર સર્વદા તમને સાહાય્ય હો. વ્યાધિની નિવૃત્તિ ઇષ્ટ-સત્તાથી થશે જ, એ જ. તમારું નિરન્તર શુભ ઇચ્છનાર.



૫૬ વડોદરા.

ભાઈ........

તબીયત ઠીક હશે જ. નોકરીના અંગે કેમ ચાલે છે? અનુકૂલ રહેવાય તેમ રહેવું, ચિન્તા કરવી નહિ. પરમાત્માની ઇચ્છા હોય તો પ્રતિકૂલ પણ પ્રસંગ આવ્યે અનુકૂલ થઈ જાય. જે તે રીતે તેને સંતોષ આપવા મહેનત કરવી. તેની પ્રકૃતિનું સ્વરૂપ બને તે રીતે જાણી તેને અનુકૂલ થવા પ્રયત્ન કરવો. હકીકત જણાવજો. એ જ.



૫૭ મુંબઈ, રવિ. તા. ૩૧-૧-'૦૯.

પ્રિય ભાઈ!

તમારૂં નિત્ય વૃત્તિમાં સ્મરણ રહ્યા જ કરે છે. આથી એ નિમિત્તે તમારે અસંતોષ માનવા જરૂર નથી.

જે કંઇ પ્રસંગ આપણને આવી પ્રાપ્ત થાય છે, તે આપણા હિતના જ હોય છે એમ જ્યારે આપણી વૃત્તિ દૃઢપણે માને છે ત્યારે તે જ પ્રસંગ આપણને અધિક દુઃખરૂપ કે અસહ્ય સરખો થઈ રહેતો નથી. અને જ્યારે તેમ થાય છે ત્યારે જ જે દુઃખનો

કે કષ્ટનો પ્રસંગ હોય છે તે પલટાઈ સુખરૂપે થઈ રહે છે. આથી પ્રાપ્ત સ્થિતિને પ્રતિકૂલરૂપે ન ગણી તેમાંથી યથામતિ હિતને વિચારી પ્રસન્ન રહેવું.

વારંવાર તમને આ પ્રકારે લખવું એ નિષ્પ્રયોજન છે, છતાં સહજ સ્વભાવે લખાય છે.

ત્યાં ભાઈ....વગેરે કુશલ હશો જ. એ જ.



૫૮ વડોદરા, ગુરુ.

પ્રિય શ્રી....ભાઈ,

તમે મુંબઈ સુખરૂપ પહોંચી કાર્યથી પરવાર્યા હશો; મળશું ત્યારે વિશેષ હકીકત જણાશે. તમારા કર્તવ્યમાં ઈશ્વરેચ્છાથી અનુકૂલતા થઈ જાય એ ઇચ્છા. * * * વ્યવહારનાં ઘણાંએ કાર્યો અનુકૂલતા ન હોવા છતાં કરવાં જ પડે છે, તો પછી આવું એકાદ કાર્ય કરવામાં સઉ આગ્રહ ધરો તો કશું કઠિન નથી. બલાત્કારે વ્યવહાર આપણી બોચીને નીચી વાળી ઉપર ચઢી બેસી કાર્ય કરાવે છે અને આપણે કરીએ છીએ, તો આમાં શું કઠિનતા છે ? એટલા દ્રવ્યના ત્યાગથી બીજા અનેક પ્રસંગે, પ્રસંગે લાભ જ પામવાના. આપણે શું કેવલ સ્વાર્થસિદ્ધિમાટે જ જીવીએ છીએ? આપણા જીવનનો થોડોએ અંશ શું પરાર્થમાટે—પારકામાટે—ન જ જાય ? આપણા મનની દુર્બલતા આપણને આમાં રોકે છે—નહિ કે પરિસ્થિતિ. માટે સઉ મળ્યા છો તો હજી પણ આ સંબંધી નિશ્ચય કરશો. આ વિલક્ષણ વ્યવહારમાં ન ઇચ્છા છતાંય કેટલાંય જોખમનાં કામ કરવાં પડે છે, તો પછી આવા એક કાર્યમાં આગ્રહ સેવતાં વ્યવહાર જોખમાય એવું માનવા શું કારણ છે ? તમે સઉ વિચારશીલ છો. આટલો આગ્રહ ધરશો તો કાર્ય રમતજેવું છે.

સુખરૂપતા લખશો. આ સંબંધી ઘણા વખતથી લખવાનો વિચાર છતાં આજ પુનઃ વેગ આવવાથી જણાવ્યું છે. સઉ નિશ્ચયાત્મક વિચાર સેવશો. એ જ.



૫૯ વડોદરા.

પ્રિય શ્રી........ભાઈ,

તમારૂં ભાવ અને શ્રમપૂર્ણ આતિથ્ય સ્વીકારી આજ અઠવાડીએ પુનઃ અહિં સુખરૂપ આવવું થયું છે. તમને વારંવાર જે જે મહેનત પડે છે તેનો વિચાર અંતઃકરણને સંકુચિત કરે છે. તમે તથા ભાઈ........ઉપર બધો ભાર આવી પડે છે તેથી મન પ્રસંગે ગ્લાનિવશ થવા જાય છે. છતાં હરિઇચ્છાએ જે બને છે તે જોયા કરાય છે.

---

૬૦ વડોદરા, સોમ. તા. ૨૩-૧૧-૦૬.

પ્રિય ભાઈશ્રી........ભાઈ!

ત્યાંથી સુખરૂપ આવવું થયું હતું. બહેન........ની પ્રકૃતિના સમાચાર લખશો. તથા આરોગ્યના નિયમોનું આગ્રહથી પાલન કરાવશો. ખાવાનું ઓછું, આરંભમાં ખરી ભૂખ જણાતા સુધી ઉપવાસ, એ વગેરેથી સત્વર મટી જશે.

તમને સર્વને આ પ્રસંગે અધિક શ્રમ અને ઉપાધિ થયો હતો. તમારો વિશુદ્ધ પ્રેમ તમારૂં સર્વનું વારંવાર સ્મરણ કરાવે છે. તમારા સર્વના અપાર પરિશ્રમનું સત્ફલ પરમાત્મા આપવા સમર્થ છે.

---

૬૧ વડોદરા, શનિ.

શ્રી........ભાઈ.

....મળ્યા હશે.....નો તો ઉપાધિ થયો. હરિઇચ્છા. જોઈએ છીએ. આપસમાન બળ નહિ. એ શંખ કરતાં તમે દુર્બલ સારા—શંખ કરતાં શંખલી સારી! બનતી તજવીજ કરજો.

સાથેના મંત્રપર્વના લિસ્ટનો જવાબ લખજો.

---

૬૨ વડોદરા, મંગળ. તા. ૪–૫–૦૭.

પ્રિય ભાઈ........!

તમારો પત્ર મળે છે.

પ્રકૃતિ નરમ રહે છે જાણી અસંતોષ થાય છે. ....ભાઈને ....ના પિતા ઉંધું સમજાવે તો તેથી શી હાનિ છે? જેને પરમેશ્વરમાં સાચી શ્રદ્ધા છે તેનું કદાચિત્ પણ અહિત થતું નથી. અને 'મારૂં અહિત કદી થનાર નથી' એવો જેના અન્તઃકરણમાં દૃઢ વિશ્વાસ છે એ જ સાચી શ્રદ્ધા છે. આથી તે સંબંધી પણ વિચાર કરવા જેવું નથી.

પ્રિય ભાઈ! દુઃખના પ્રસંગે અનેક અનુકૂલ મનુષ્યો પ્રતિકૂલ થાય છે; આથી તેમાં આશ્ચર્યસરખું કશું નથી.

સદ્વિચાર સેવતા પ્રસન્ન રહેજો. પૂર્ણિમા ઉપર આવશો ત્યારે સમક્ષ થોડો સમય વાતો થશે.

હવે તમને વિશેષ શું લખવું? એ જ. હિતચિંતક.



૬૩ વડોદરા, મંગળ.

પ્રિય ભાઈ........!

પત્ર મળ્યો. તત્કાળ એકલું લાગે તેથી અકળાવું નહિ. આપણા સદ્વિચારને જ આપણો મિત્ર કરી લેવો. જેથી અગવડ નહિ જણાય. બીજા વિચારોમાં ભેદ હોય તેની ચિંતા નથી. બનતા સુધી એમને અનુકૂલ રહેવું. જેથી આપણું ત્યાં જવું સાર્થક થાય. અંતરૂથી આપણા વિચારમાં મગ્ન રહેવું, અને બહારથી અન્યના વિચારને મળતા રહેવું. એવી રીતે કરીને એ સર્વને અનુકૂળ કરી દેવા. પછી આપણા વિચારો ઉંચા હશે તો એ લોકો એની મેળે અનુકૂળ થશે. માટે એ સંબંધી યથાઘટિત યુક્તિથી વર્તવું.

આપણો સંગ એમને કરવાની ફરજ પડે એવું કરવું. ક્રમે કરી થશે. વાંચવાનું, હરવા ફરવાનું, પ્રકૃતિ સુધારવાનું, એવા કામોમાં કાળ ગાળવો. મનને આનંદમાં રાખવું.

શાંતિનાં વચન કહેવાથી ચિત્તની વ્યગ્રતા મટતી નથી. આપણા બળવાન્ સદ્વિચાર હોય તો જ તે મટે છે, અને તો જ તે કાયમ રહે છે. માટે યથાશક્તિ સેવતા રહેશો.

શો ઉદ્યમ કરવો કહે છે એ વગેરે જણાવજો.

સુખરૂપતા લખજો. એ જ.



૬૪ વડોદરા, સોમવાર. તા. ૩૧-૭-૦૫.

પ્રિય ભાઈ........!

બીજાં કાર્ય કરવા પહેલાં પ્રથમ આ તમારા પત્રનો ઉત્તર આજે લખું છું.

નિશાળમાં છોકરાઓ તમારી ચર્ચા કરતા તમને જણાય તો તમારે અંતરમાં વિકલ થવું નહિ. તેઓ તરફ તમારે દૃષ્ટિ સ્થાપવી જ નહિ. તમે જાણે જાણતા જ નથી, એમ વર્તવું. કોઈ બોલાવે તો હસીને સારી રીતે બોલવું. પરસ્પર નિર્દોષ હાસ્ય, સદ્ગુણી સુશીલ છોકરાઓની મૈત્રી વગેરે કરવાથી પછી તેઓ તમારા પ્રતિ દૃષ્ટિ રાખશે નહિ. જેમ નરમાશથી તથા ઓછું બોલશો તેમ તમારી હાલ ચર્ચા થશે, માટે તમારે તો અધિક વાચાળપણું તથા મોટો સ્વર અને સ્કુલનાં નિર્દોષ તોફાનો એ યોગ્ય છે. આનંદથી રહેવું. સર્વને મિત્રરૂપે ગણવા. તમારા સામું જોઈ કોઈ બે વાર્તા કરતા હોય તો વહેમાવું નહિ. નાકમાં સ્વર કાઢવો નહિ. સ્પષ્ટ ખુલ્લા સ્વરે તથા ગભરાટ કે ધ્રુજારી વગરનો મોટો સ્વર કાઢવાનો અભ્યાસ પાડવો. આવડતું હોય તે સઘળું કહેવું. પ્રસંગે ન સમજણ પડે તેમાં ઉભા થઈ શિક્ષકને પૂછવું. સ્વલ્પમાં બાહ્ય શરમ તથા ઓછું ઝીણું બોલવાનો ત્યાગ કરવો એટલે છોકરાઓ અટકશે. છોકરાઓનાં ચઢતાં લોહી જેની તેની ચર્ચા કરવામાં ચાલાક હોય છે. ગમે તેવાની પણ તેઓ તો હમેશ ચર્ચા કરવાના જ. જેથી ડરવું નહિ.

બપોરની રજામાં પણ એકલા એકલા ન ફરવું, બધાની સાથે

હળવું મળવું તથા હસવું બોલવું. ક્રમે ક્રમે તમારા પ્રતિ કરાતી ટીકા અટકી જશે.

પૂર્ણિમા ઉપર ન રહેવાયું તેથી ખેદ ધરવા પ્રયોજન નથી. ઇષ્ટેચ્છાથી યોગ્ય સમય આવતાં મળવું થશે જ. એવા એવા પ્રકારની ચિંતાઓથી મનને દુર્બલ કરવું નહિ. વીતી ગયેલા પ્રસંગોમાં જે આનંદ ઉપજાવે એને જ સંભારવા, બીજાને વીસારી દેવા.

નવરાશ મળે અને તમારાથી બને તો કવિતા જોડવાનો અથવા કાંઈ લખતાં આવડે તો લખવાનો અભ્યાસ પાડવો. તેમ કરવાથી મનનું વલણ ઉંચી સ્થિતિમાં થશે. ઉંચી જાતના અર્થવાળી કવિતા લખવી. પછી તેવું મન ઉંચું કરવા આગ્રહ રાખવો. આમ વિવિધ યુક્તિથી મનને સંતોષમાં રાખવું. તથા શોક દુ:ખ વગેરેનો સ્પર્શ થવા ન દેવો. ક્રમે ક્રમે એ થાય છે. ગભરાવું નહિ. **पुरुषसूक्त**નો પાઠ બને તો કરવો.

ઘરમાં પણ બહુ નરમ ન રહેવું. દબાયેલી વૃત્તિ રાખવાથી જે સ્થિતિ મેળવવા તમે ધારો છો, તે સ્થિતિથી વિરુદ્ધ પ્રકારનો વૃત્તિ ભાવ રાખે છે, માટે આનંદમાં રહી વાચાળ થવું. શરમ જેમ બને તેમ ત્યજવી. તમારી સ્થિતિનું તમારે સ્મરણ જ ન કરવું. બધા જેમ હસે બોલે છે, તેમ તમને પણ તે જ કરવા અધિકાર છે. દબાયલા, ગંભીર કે શરમાળ રહેવાનો હાલનો તમારો સમય નથી. આથી પ્રસન્નતા વગેરે ધારણ કરવી.

પરમાત્મા તમને ઈપ્સિત અર્પો. એ જ.



૬૫ વડોદરા, સોમ. તા. ૬–૬–૦૬.

પ્રિય ભાઈ....!

શ્રી....નો પત્ર મળ્યો છે. અવકાશે વિષય લખવા સૂચવશો.* *

દુ:ખીએ કે સુખીએ, વિદ્યાર્થીએ કે વ્યાપારીએ, જ્ઞાનીએ કે અજ્ઞાનીએ, વિષયીએ કે પામર વા ષંઢે, સ્ત્રીએ કે પુરુષે, જીવે કે મહાત્માએ, સર્વએ સરખી રીતે જો કરવાનું એક કર્તવ્ય છે

તો તે માત્ર ઇષ્ટચિંતન વા સ્વરૂપભાવના જ છે. કારણ તે સર્વને એક જ હોવા છતાં જે જોઈએ તે આપનાર છે. અને તેથી બીજી એવી કોઈ ક્રિયા નથી કે જે આ ક્રિયાના જેવું ફળ આપે. આથી પૂર્વ પુરુષોએ તેને શ્રેષ્ઠ ગણી સર્વને સમાનપણે ઇચ્છાનુસાર કરવાનો અધિકાર આપી પ્રાણીમાત્રઉપર મહદ્ અનુગ્રહ કર્યો છે. આ અનુગ્રહના અધિકારી સર્વ છતાં જ્ઞાતા વિરલ હોય છે. અને જ્ઞાતામાં પણ આચરનાર વિરલ હોય છે. આથી તે શ્રેષ્ઠ વિરલ પદમાં જ સ્થિતિ કરવા સાધકોનું કર્તવ્ય તથા લક્ષ્ય હોવું ઘટે છે.

પત્ર લખશો. એ જ.



૬૬ વડોદરા, ગુરુ. તા. ૨-૬-'૦૬.

પ્રિય ભાઈ........!

પત્ર તથા પહેરણ મળ્યાં.

........ને જ્વર નિઃશેષ નિવૃત્ત થયો હશે જ. અત્ર કુશળ.

પરમાત્માની કૃપાનું વર્ષણ અખંડ અને સર્વત્ર થતું હોવાથી મનુષ્ય જ્યારે તે જોવા જાણવા ધારે છે ત્યારે જોઈ જાણી શકે છે. ન જોવા જાણવામાં માત્ર તેની અભિમુખતા નહિ એ જ હેતુ છે. અભિમુખ જનોને ક્ષણે ક્ષણે તેનું ભાન થયા કરે છે. કારણ કે યથાર્થ અભિમુખ જનોનું તો વાસ્તવ જીવન જ એ છે. અને તેથી પરમાત્મા તેમને સંતત તેનું ભાન કરાવ્યા જ કરે છે. પરમાત્મકૃપાને ઇચ્છનારે અનેક કાર્યો કરવા છતાં, બેડાવાળી સ્ત્રી વાર્તા, તાલી વગેરે કરવા છતાં તેમાં જ ધ્યાન રાખે છે તેમ, તેણે પણ તેમના પ્રતિ જ એક વૃત્તિને અખંડ જાગ્રત્ રાખવી. પત્ર લખશો. એ જ.



૬૭ વડોદરા, ગુરુ. તા. ૧૧-૭-'૦૭.

પ્રિય ભાઈ.......!

પત્ર મળ્યું; અમારે ત્યાં ક્યારે આવવું થશે એ કંઇ નક્કી નથી. પરમાત્મસ્મરણથી પ્રસન્ન રહેજો. વૃત્તિમાં જ્યાં સુધી અસંતોષ

અથવા અનુકૂળપ્રતિકૂળ ભાવ છે, ત્યાં સુધી દુઃખનિવૃત્તિ થતી નથી, જેથી પ્રતિકૂળતાને પણ અનુકૂળ ગણી લેતા સંતોષથી રહેજો. એ જ.



૬૮ શુક્ર.

પ્રિય ભાઈ........!

આજે અત્યારે સાંજરે તમારો પત્ર મળ્યો. ઉત્તર સ્વલ્પમાં લખું છું.

વિકળતા ધરવા પ્રયોજન નથી. વૃત્તિ હોય તો ખુશીથી કરાંચી જવું. પિતાને અસંતોષ ન અપાય તો વધારે ઠીક છે; પછી હરિઇચ્છા. વૃત્તિ અહિં પ્રસન્ન રહે તેમ ન જણાતું હોય તો સુખપૂર્વક ઇષ્ટચિંતનથી પ્રસન્નતાથી પ્રયાણ કરવું. પરમાત્માની ઇચ્છા બલવતી છે. તમારી મતિમાં પરમાત્મા યોગ્ય જ નિર્ણય પ્રકટાવશે. એ જ.



૬૯ મુંબઈ, શુક્ર. તા. ૨૧-૨-'૦૮.

પ્રિય ભાઈ........!

પત્ર મળ્યો. પ્રકૃતિ નરમ જાણી અસંતોષ થયો. ઇષ્ટેચ્છાથી અલ્પ સમયમાં સુધરી જશે. ચિંતારહિત રહેશો.

સદ્વિચાર એ જ જગત્માં સુખનો ઉપાય છે. કોઈ પ્રકારના દુઃખમાં એ જ સુખનું તથા શાંતિનું ભાન કરાવનાર છે. આથી યથાશક્તિ તેને સેવવા એ જ વિવેકીનું કર્તવ્ય છે.

પ્રિય ભાઈ! તમારી અવિકલતા, ધૈર્ય, શાંતિ, સહનશીલતા, સદ્વિચારઆદિનું બળ વધતું જાય છે, એ જોઈ વિશેષ સંતોષાનંદ રહે છે. એ જ તમને ક્રમે કરી સુખના સ્થાનમાં સ્થાપી સુખસ્વરૂપ કરશે. નિત્ય ઉન્નતિના, પોતાના સામર્થ્યના, ઉત્સાહના વિચારો સેવો. એ જ આરોગ્યને આપશે. નિરાશાને કોઈ કાળે ધારણ ન કરો. વ્યાધિ એ તમારાથી હલકી સત્તા છે. તે ખોટી છે. તમે ખરા છો. ખરાઉપર ખોટાની સત્તા નથી. તમારી સત્તાને જાણો અને ધારણ કરો. અને વ્યાધિને એક ક્ષણમાં દૂર કરો. એ જ.



૭૦ વડોદરા, શુક્ર. તા. ૨૯-૭-'૧૦.

પ્રિય ભાઈ !

તમારો પત્ર વાંચતાં અધિક આનંદ થયો. ઇચ્છાનુસાર....ના જપ શ્રાવણ માસમાં કરતાં અડચણ નથી. જપકાલે દીપક રાખવો. બને તો એક વાર જમવું. નિષ્પ્રયોજન બોલવું નહિ. પ્રસન્નતાથી રહેવું. ખેદ વગેરે વૃત્તિની વિકળતાને ઉપજાવવી નહિ. વિશેષ કોઈ નિયમ નથી.

શ્રી....ભાઈ આદિને ઇષ્ટસ્મરણ. એ જ.



૭૧ વડોદરા, મંગળ.

પ્રિય ભાઈ !

કેટલાક કારણથી ઘણા દિવસથી પત્ર લખાયો ન હતો. તમારો પત્ર મળતાં સંતોષ થયો. સંયમાદિમાં અધિક કાળ ગાળો છો એ સંતોષજનક છે. આરોગ્યનિમિત્તે સંકલ્પ થાય જ છે. તમારો સદ્વ્યાપાર જ તમારા મનને સ્થિર અને શાંત કરશે. * * *

....ને જય ગુરુ. સર્વ કુશળ હશો જ.



૭૨ વડોદરા, ગુરુ.

પ્રિય ભાઈ !

પત્ર મળ્યો. પ્રકૃતિનો વિકાર મટી જશે. નિત્ય નિરામય આત્મસ્વરૂપને વારંવાર લક્ષમાં આણી આરોગ્યને વ્યાધિને સ્થળે સ્થાપ્યા કરવું.



૭૩ વડોદરા, મંગળ. તા. ૨૬-૭-'૦૫.

પ્રિય ભાઈ........

તમારો પૂર્વનો તથા આજનો-ઉભય પત્રો મળ્યાં. તમે લખો છો તે મારા લક્ષમાં જ છે. પરંતુ ક્રમે ક્રમે સુધરશે. ચિંતાનું

પ્રયોજન નથી. એમાં કસોટી કરવાનું નથી. પરંતુ સર્વએ પરમાત્માની સત્તાને માન આપવું ઘટે છે. આજથી નવીન પ્રકટેલી વિક્રિયા **અટકશે** જ: પરમાત્મા શુભ જ કરશે. કેટલા સમયમાં તે કરવું એ તેમના હાથમાં છે, પણ શ્રદ્ધા જ વિલંબ તથા ત્વરા કરે છે તેથી તેનો વેગ વધારતાં ઇષ્ટેચ્છાથી ધારેલું પરિણામ આવશે જ. કાર્ડમાં વિશેષ શું ? નિશ્ચિત રહેશો. પરમાત્મા દુઃખ અર્પશે તો તેને સહન કરવાનું બળ પણ અર્પશે જ. પરંતુ શુભ જ થશે.

ઇષ્ટના આશીર્વાદ. તત્કાળ એ જ.



૭૪ વડોદરા, બુધ. તા. ૨૪-૮-'૧૦.

પ્રિય ભાઈ........!

પત્ર મળતાં અધિક સંતોષ થયો.

તમને દિવસે દિવસે પ્રાપ્ત થતી અનુકૂલતા તમારા ધૈર્યનો પરિણામ છે. તમે સર્વમાં હિતબુદ્ધિ સ્થાપવાનો જે પ્રયત્ન સેવો છો, એ તમારૂં સર્વોત્તમ હિત કરવા સમર્થ છે. નિરંતર એ નિશ્ચયમાં જ વૃદ્ધિને સેવ્યા કરવાથી મનુષ્ય ઈપ્સિતાર્થને પામે છે.

તમને સાક્ષાત્ મળવાની વૃત્તિ થાય એ સ્વાભાવિક છે, છતાં હજી તેનો યોગ નથી આવતો, તેથી અદૃષ્ટમાં તેનો યોગ રચાવામાં કંઇક વિલંબ અથવા હેતુ હશે એમ માની પ્રાપ્ત સ્થિતિમાં પ્રસન્નતાને અનુભવશો. વૃત્તિની અભિમુખતા એ સ્થૂળ શરીરની નિકટતાકરતાં પણ અધિક નિકટતા છે, જેથી વિવેકીએ સદ્વસ્તુપ્રતિ વૃત્તિદ્વારા નિત્ય નિકટતા સાધવી એ યોગ્ય છે.

ભાઈ....આદિને જય જય.

ઇષ્ટચિંતન કરતા આનંદમાં રહેશો. એ જ.



૭૫ વડોદરા, મંગળવાર. ૨૨-૧૧-'૦૪.

પ્રિય ભાઈ!

પત્ર મળ્યું. * * * મનમાં કાંઈ ચિન્તા ઉપજે તો તેથી ગભરાવાનું પ્રયોજન નથી. તમારે તે ચિન્તાસાથે ન જોડાતાં બીજા જ વિચારો સેવ્યા કરવા.

વિચારો ખાળવા કદાપિ પ્રયત્ન કરવો નહિ. કેમકે અમુક વિચાર ન કરવા એમ જો મનને વારંવાર કહેવામાં આવે તો મન તેનું જ અખંડ ચિન્તન કરે છે, તેથી જે વિચાર આપણે તેની પાસે ન કરાવવા હોય તે વિચાર આવે તો બીજા કામમાં જોડાઈ જવું. અને સર્વથી ઉત્તમ ઉપાય તો એ જ કે કોઈ સારી પ્રતિમા હોય તો તે અને નહિ તો આકાશતરફ દૃષ્ટિ રાખી સારી રીતે breathing કરવાં. એથી તરત તે વિચારોનો વેગ શમી જતો તમને સમજાશે. ખાસ તેને રોકવાને મહેનત કરવા જતાં તે બમણા આવે છે. અને તેથી રોકાવાને બદલે અન્તઃકરણને વધારે વ્યથા ઉપજાવે છે. આથી બીજા વિચારોમાં જોડાવું એટલું જ આપણું કામ છે.

........તથા........ભાઈની ચિન્તા વૃથા છે. ચિન્તાનું પ્રયોજન નથી. ચિન્તાથી વ્યાધિ મટતા હોય તો તમારો જ વ્યાધિ ક્યારનો ન્યૂન થઈ ગયો હોય. ઇષ્ટ જે કરે છે તે યોગ્ય જ કરે છે, એ વિશ્વાસપૂર્વક પ્રસન્ન રહેવું અને આનન્દસહિત જે જે યત્ન બને તે કરવો એટલું જ મનુષ્યનું કર્તવ્ય છે. તેમણે તમારી કે પરીક્ષાની ચિન્તા કરવાની જરૂર નથી. આપણો વ્યવહાર તથા પરમાર્થ ઉભયનું વહન કરનાર ઇષ્ટ જ છે, એ નિશ્ચય સાધક જ્યારે પોતાના અન્તઃકરણમાં સ્થાપે છે ત્યારે જ તે ખરેખરો નિશ્ચિત થાય છે, અને એ નિશ્ચય સ્થાપવો એ તેમનું મુખ્ય કર્તવ્ય છે.

ઇષ્ટેચ્છાથી પરીક્ષાનું પરિણામ અનુકૂલ આવો એ જ વૃત્તિનો પ્રધાનભાવ છે, તથાપિ ઇષ્ટસત્તાને તે અનુકૂલ ન લાગે અને પ્રતિકૂલ પરિણામ આવે તો પણ ચિન્તાનું લેશ પણ પ્રયોજન નથી. પરીક્ષા એ જ ઉન્નતિનો માર્ગ નથી. વાસ્તવે સાધકનું તેથી

કાંઇ શ્રેય નથી, તેથી તે સંબંધી પણ ચિન્તા કરવા જરૂર નથી. નપાસ થવાથી ઈશ્વરના અપરાધી થવાતું નથી, અને તે અપ્રસન્ન થતા નથી તો પછી ભય શા માટે ધરવો ? સાધકે મુખ્ય સંભાળ એટલી જ રાખવાની છે કે એવું કર્મ ન થવું જોઈએ કે જેથી ઇષ્ટ અપ્રસન્ન થાય; આમાં તેવું કશું જ નથી, એટલે તે પક્ષે પણ ચિન્તાનું પ્રયોજન નથી.

યત્ન કરવા છતાં પ્રતિકૂલ પરિણામ આવે તો તેને ઇષ્ટસંકેત ગણી તેથી પ્રસન્ન જ થવાનું છે કેમકે નપાસ કરીને તેમણે તે મનુષ્યનો વિશેષ હિતનો માર્ગ સાધ્યો છે. આ વગેરે વિવિધ વિચારો સેવી ચિન્તાથી મુક્ત થવા કહેશો અને હજી તો પરિણામ જણાયું નથી ત્યાં સુધી આશા પ્રકટેલી જ રાખવી.

........નો પત્ર મળ્યો હતો. તે સર્વને આ પત્ર બતાવી ચિંતામુક્ત રહેવા સૂચવશો. ચિન્તાથી કોઈ લાભ નથી. તમારે માટે પણ તેમણે ચિન્તા કરવા જરૂર નથી. ઇષ્ટેચ્છાને આધીન થઈ શાન્તિથી જોયા કરવું તથા શુભ ચિન્તવવું, એ જ તેમનું કર્તવ્ય છે.

........એ કોઈની સ્થિતિ જોઈ અપ્રસન્ન થવું ઘટતું નથી. અપ્રસન્ન થવું એ કાંઇ મિત્રતા બતાવતું નથી. અને તેથી ઉલટું પ્રસન્ન રહેવું એ જ મિત્રતામાં કર્તવ્ય છે.

સર્વ આનન્દમાં રહેજો. દુઃખ જયારે ત્યારે જવાનું છે એ નિશ્ચય માની પ્રસન્ન થજો. અને જ્યાં સુધી હોય ત્યાં સુધી પણ તેથી ગભરાશો નહિ. પરમાત્મસત્તાને યોગ્ય લાગ્યું તે કર્યું છે, તો પછી તેથી આપણને અપ્રસન્ન થવાનો હક નથી.

ત્રણેક દિવસમાં તમને જણાતી વિક્રિયા શમશે અને પ્રકૃતિ સુધારા ઉપર આવશે.

સ્કુલ જવા વૃત્તિ ન થતી હોય તો જવા જરૂર નથી. વડિલ-તરફથી અત્યન્ત આગ્રહ હોય તો જતાં ખાસ વિરોધ નથી. અભ્યાસ

કરવો તમારે હાથ છે. પ્રસન્નતાથી વંચાય તેટલું વાંચવું. પત્ર લખશો. પરમાત્માની ઇચ્છાથી તમને સત્વર આરોગ્ય પ્રાપ્ત થાઓ.

........ને ઇષ્ટસ્મરણ. એ જ.

---

૭૬ મુંબઇ, ગુરુ. ૬-૯-'૩૪.

પ્રિય ભાઈ,

હું હાલ સ્પેશ્યલના વ્યવસાયના અંગે અહિં આવ્યો છું. એના ઉપાધિને લઈ તમને પત્ર નથી લખી શકતો. એ વિના બીજું કશું જ કારણ નથી. માટે નિઃશંક અને પ્રસન્ન રહેજો. તમારા પત્રથી મને મૂળથી સંતોષ જ પ્રકટતો રહે છે.

ઈશ્વરેચ્છાએ સ્પેશ્યલ નીકળશે તો તે તરફ પણ આવવા સંભવ છે.

પત્ર વડોદરા જ લખતા રહેજો. જ્યાં હું હોઇશ ત્યાં મળશે. મનને કોઈ વાતે સંકોચવશ કરશો નહિ. પ્રસન્ન રહેજો.

પત્ર લખશો. એ જ.

---

૭૭ વડોદરા, ગુરુ. તા. ૨-૯-'૩૪.

પ્રિય ભાઈ....

અમે તો સ્પેશ્યલ લઈ તમારે ત્યાં આવવાનો વિચાર કરી રહ્યા છીએ, ત્યાં તમે તો કાંઇ જૂદું જ વિચારો છો ! ! સ્પેશ્યલ-પ્રવાસમાં તમને મળવાનું થશે, જેથી તે પછી ઘટિત વિચારીશું. નિશ્ચિંત રહેજો. પરમાત્મા સઉ અનુકૂલ જ કરશે. કોઈ વિચાર-ભ્રમણાને વશ થવા જરૂર નથી-પ્રસન્નતા, શ્રદ્ધા, શુભાશા અને યત્ન સેવ્યા કરજો. આજ અમદાવાદ જાઉં છું. બહુ વ્યવસાયમાં છું, તેથી સ્વલ્પમાં છતાં સ્પષ્ટ જણાવ્યું છે-મળીશું પછી વાત. ત્યાં સુધી આનંદ કરો. એ જ.

---

૭૮ વડોદરા, શનિ. ૧૨-૮-'૦૫.

પ્રિય ભાઈ !

સર્વના પત્રો મળે છે. સમાચાર જાણ્યા. અધૈર્ય એ દુઃખથી છૂટવાનો ઉપાય નથી, એ જાણો જ છો, એટલે વારંવાર તમને શું લખવું ? વિકલતા એ દુઃખના સમયને વધારનાર છે, તેથી તેનાથી દૂર રહેવું. વ્યાકુળતા ધર્યે પણ દુઃખ તો જતું નથી, તો પછી શા માટે અંતઃકરણને વ્યાકુલતા સેવડાવી અધિક ખિન્ન કરવું ? ધૈર્ય ન રહે તો પણ બલાત્કારે ધૈર્ય રાખવું એ જ સાધકોનો ધર્મ છે. તમે તે જાણો છો, યથાશક્તિ કરો છો, અને તેથી તમને તે અસાધ્ય નથી. સહજ અધિક પ્રયત્ન થતાં તે સુગમ ભાસશે. પરમાત્મા તમને તેમાં અનુકૂલતા અર્પો.

વિ૦ પત્રને જેમ બને તેમ ટુંકા લખવા. દુઃખનું વર્ણન વિશેષ કરવું નહિ. માત્ર 'પ્રકૃતિ અસ્વસ્થ છે' એટલું જણાવ્યાથી અત્રથી કરવા યોગ્ય થશે. તમારી પ્રકૃતિ કેવા પ્રકારની અસ્વસ્થ છે એ મારે જાણવા જરૂર નથી. કારણ એ તમને આરોગ્યમય જોવામાં વિશેષ વિઘ્નરૂપ થઈ પડે છે. વળી એવાં વચનો લખવાથી તેનાં આંદોલનો દૃઢ તથા વિશેષ બળવાન્ થાય છે, માટે તેમ કરવા જરૂર નથી. જેમ બને તેમ સ્વલ્પમાં લખવું. મારે માત્ર તમારી પ્રકૃતિ અસ્વસ્થ છે કે સ્વસ્થ એટલું જ જાણવાની જરૂર છે. તેથી ટુંકામાં જણાવશો. વૃત્તિમાં દુઃખનું બહુ ચિંતન કરવાથી તે વિચારો આપણી આગળપાછળના વાતાવરણમાં દૃઢપણે ચોંટી જાય છે, અને તેથી તેવા વિચારો જેમ બને તેમ ઓછા પ્રકટાવવા. તમારૂં વિસ્તારવાળું વર્ણન વાંચવાથી તમને કે મને કાંઇ લાભ નથી, પણ ઉભયના કર્તવ્યમાં તે ખલેલ કરનાર હોવાથી પૂર્વોક્ત વચનો લખ્યાં છે. ઇષ્ટચિંતનસહ પ્રસન્ન રહેજો. અવકાશે અન્ય સમાચાર જણાવશો.

કુશલ હશો. એ જ.



૭૯ વડોદરા, ગુરુ. તા. ૨૨-૬-'૦૫.

પ્રિય ભાઈ !

તમારા સર્વનાં પત્રો મળ્યાં.

પ્રાપ્ત થતા પ્રસંગને શાંતિથી સહન કરવો તથા ઈપ્સિત સમયની આતુરતાથી વાટ જોવી એ જ દુઃખનો જય કરવાનો ઉપાય છે. એ જ.



૮૦ અમદાવાદ, શુક્ર.

પ્રિય ભાઈ....

કુશલ હશો જ. ત્યાં હાલ કામ ન હોય તો આ તરફ શા માટે આવતા નથી? ખાસ કામ ન હોય તો જરૂર આવજો. તમારો પત્ર થોડા દિવસપૂર્વે મળ્યો હતો. ક્લેશ વગેરે ચાલે છે એ જાણ્યું. મનુષ્યોનો સ્વભાવ જ એવો હોય છે જેથી એમાં આશ્ચર્યજેવું કશું નથી. વિવેકીએ સદ્વિચારવડે તે માટે મનને સમાધાનવાળું રાખવું એ જ કર્તવ્ય છે.



૮૧ શનિ, તા. ૩૦-૬-'૦૬.

પ્રિય ભાઇ !

પત્ર મળ્યો. * * *

સર્વને જય જય. પરમાત્મસત્તા સર્વ અનુકૂલ જ કરે છે અને કરશે. તેથી નિર્ભય રહેવું એ જ વિવેકીનું કર્તવ્ય છે.



૮૨ વડોદરા, શનિ. તા ૨૭-૬-'૦૮.

પ્રિય ભાઈ!

પત્ર મળ્યો.

તમારે ત્યાં પ્રકૃતિ નરમ રહેતી જાણી અસંતોષ થયો. આહારમાં સાવધાનતા રખાવશો. નિત્ય શરીરને શ્રમ પડે તેવી સાષ્ટાંગ અથવા એવી કસરત કરાવવી. દીર્ઘશ્વાસ પણ દિવસમાં બે ચાર વખત

લેવડાવવા. એથી આરોગ્ય થઈ જશે. તે જ પ્રમાણે પ્રસન્નતા રાખશો અને રખાવશો. દવાકરતાં કુદરતી પ્રયોગો વિશેષ લાભ કરશે.

તમારી નોકરીમાટે જાણ્યું. તત્કાલ ઉપાય નથી. ઈશ્વર અન્ય યોગ રચશે જ. પ્રાપ્તથી ઉત્તમ લાભ યથાશક્તિ મેળવવો.

પૂર્ણિમાપર આવવાનું જાણી સંતોષ થયો. દ્રવ્ય વગેરેની અધિક પ્રતિકૂલતા હોય તે નિમિત્તે ખાતરપર દીવેલ કરવા જરૂર નથી. ત્યાં આવવું થયે મળવું થાય જ છે, તો સંતોષથી ત્યાં જ રહેશો.

પરમાત્મસ્મરણ કરતા આનંદમાં રહેશો. સ્મરણ કરનારને જય જય. એ જ.



૮૩ વડોદરા, બુધ. ૧૮-૧૦-'૦૫.

સદ્‌વૃત્તિસંપન્ન, પ્રિય ભાઈ!

તમારૂં શુભેચ્છાને જણાવનારૂં તથા તમારી યુવકવર્ગની આગ્રહવાળી વૃત્તિને દર્શાવતું પત્ર મળ્યું, અને તેથી વિશેષ સંતોષ થયો.

પારમાર્થિક ક્રિયામાં તમારી ઉત્સાહવાળી વૃત્તિ જોઈ આનંદ થાય છે તથા તે ક્રિયામાં સહાયક એવી પ્રવૃત્તિ કરવાની તમારી જે ઇચ્છા છે તેથી પણ સંતોષ પ્રકટે છે. * * * કોઈને પણ બલાત્કારે તેની ઇચ્છાવિરુદ્ધ પારમાર્થિક ક્રિયામાં પણ આગ્રહ કરવો નહિ. કારણ એ પ્રકારના બલાત્કારથી કરેલી ક્રિયા કાંઇ અધિક સત્ફલને ઉપજાવવા સમર્થ નથી. જેના અંતઃકરણમાંથી તે ક્રિયા કરવાને વેગ પ્રકટયો નથી તેને તે ક્રિયા કરવા કરેલો આગ્રહ વ્યર્થ જાય છે. જેને આજે રવિવાર છે કે શનિવાર તેનું પણ ભાન નથી, તેવાને બલાત્કારથી બોલાવવા જરૂર નથી. તેમને પાલવે તો આવે. કેસની મુદતો, કચેરીનાં કામો, કાણમોકાણ કરવાનું, પાટે બેસવાનું અને એવી ક્રિયાઓ કરવાના દિવસો યાદ રહે અને રવિવાર યાદ ન આવે, તો શામાટે તેમને તે યાદ અણાવવો પડે? તમારી અને તેમની દિશા જૂદી છે. હવે તેમને પારમાર્થિક ક્રિયા, જપ

વગેરેનું અજીર્ણ થયું છે, અને તેથી તેમને કરેલો આગ્રહ ઉપયોગી નથી.

તમે કંઇ પારમાર્થિક ક્રિયા કરવાની દુકાન કાઢીને બેઠા નથી, કે જેને હોય તેને 'આવો ભાઈ આવો,' કહીને વકરો કરાવવાને તમે બોલાવો: તેમને ગરજ હોય તો આવે. અને એ નિશ્ચય જ્યારે તમે સર્વ યુવકવર્ગ સેવશો, ત્યારે જ તેઓ તમારા પ્રતિ ઘસડાઈ આવશે.

સંયમની ક્રિયા હમેશાં થોડાં મનુષ્યોએ જ કરવાની છે અને તેથી તમારા....મનુષ્યો તેમાં ભાગ ન લે તો તેથી ઉલટો તમને લાભ જ છે. તમને જપ કરવાની વૃત્તિ થાય તો તત્કાલ આસન મારી બેસી જવું. ભલે વૃદ્ધ વ્યાવહારિક વાર્તા કર્યા કરે. તેઓ અનિયમિત રહે તેમાં તેમને હાનિ છે, અને તેથી 'કાજી દુબલે કયોં, તો સારા શહેરકી ફીકરાં' એવું તમારે શા માટે રાખવું? જેને રુચે તે બેસે અને ન રુચે તે ભલે વાતો કરે. જેમને રુચે તેમણે બેસવું. આખી દુનિયાઉપર પગમાં કાંટા વાગે માટે ચામડું જડાવવાની ઇચ્છા રાખવી તેના કરતાં આપણે પોતે જ આપણા પગઉપર જોડા પહેરી લેવા, એટલે ચિંતા જ નહિ. તમે અન્યને આ માર્ગે વાળવાની દ્રાવિડી મહેનત કરવા કરતાં આપણે જ માત્ર આપણને રુચે તે માર્ગે જવું એટલે થયું.

તમારે બરાબર સમય થાય એટલે મળવું, અને સમય થાય એટલે કોઈની પણ વાટ જોયા વિના આરતિ કરી વેરાઈ જવું, એ સર્વથી ઉત્તમ માર્ગ છે. જેઓને આવવું હોય તેમણે સમયસર આવવું જ જોઈએ. એક પ્રસંગે સર્વને આરતિ વગેરેનો સમય જણાવી દેવો, પછી ત્યાં સુધીમાં આવવું હોય તો તે આવે.

તમારી શુભેચ્છાને આ પ્રકારે અટકતી જોઈ અસંતોષ માનશો નહિ. જેમના દુર્બળ સંસ્કાર હજી પારમાર્થિક ક્રિયામાં વેગ પ્રકટાવવા તૈયાર નથી થયા તેમને વ્યર્થ શામાટે બલાત્કારે જોડવા? ભલે તેઓ જેમાં સુખ માને તેમાં ભ્રમે. તમને સુખ લાગે તેમાં તમારે રમણ કરવું.

મનુષ્યને કોઈ પણ પ્રકારની પરતંત્રતા રુચતી નથી. જેમ બને તેમ સ્વતંત્ર રહેવા પ્રત્યેક મનુષ્ય ઇચ્છે છે. નિરુપાયે ક્વચિત્ પરતંત્ર સ્થિતિ આવી પ્રાપ્ત થઈ હોય છે તો તે સહન કરે છે. પણ તેનો પ્રયત્ન તો તે સ્થિતિથી મુક્ત થવાનો જ હોય છે. આથી ગમે તો પારમાર્થિક ક્રિયામાટે પણ કરેલું બંધન કોઈ કોઈને ન રુચે એ સ્વાભાવિક છે, અને તેથી તેમાં તેમને આગ્રહ કરવો જરૂરનો નથી.

સંક્ષિપ્ત ઉત્તરથી સંતોષ સેવશો. આટલા લખેલા પત્રોથી નવીન કશું લખવાનું રહ્યું નથી, અને તેથી મારા તરફથી પત્ર મેળવવા ઇચ્છા થાય તો પૂર્વે લખેલા એક એક વાંચતા રહેજો.

અભ્યાસ સર્વનો ચાલે છે જાણી સંતોષ થાય છે.

ભાઈ....ને તથા અન્ય સ્મરણ કરનાર યુવકવર્ગને સપ્રેમ જય જય.

કુશળતા લખશો. ઇષ્ટચિંતનથી પ્રસન્ન રહેતા કાળને વ્યતીત કરશો. એ જ.

---

૮૪ વડોદરા, સોમ. ૭–૮–'૩૩.

પ્રિય ભાઈ શ્રી.......,

તમે મોકલાવેલા....પહોંચ્યા હતા. એનું શું પ્રયોજન હતું ? ત્યાર પછી પણ તમારો એક પત્ર મળ્યો, અને એ રીતે તમારું સ્મરણ વૃત્તિમાં જાગ્રત્ રહે છે. તમારી ઈશ્વરનિમિત્તની ઉત્સુકતા તમારા હૃદયના શુદ્ધ અધિકારને સૂચવે છે. ઈશ્વરસ્મરણ તથા નિર્દોષ નિષ્કલંક વ્યવહાર એ ઈશ્વરના અનુગ્રહના હેતુરૂપ છે. વિષયાભિમુખ રહેતા અંતઃકરણને વારંવાર સાવધ કરી ઈશ્વરાભિમુખ કરતા પ્રસન્ન રહેવું. તે માટે સદ્વિચારસેવન એ મુખ્ય સાધન છે. આપણા જીવનને ઉન્નતિના તથા સંયમના સહાયક થાય, તેવા સદ્વિચાર, સદાચાર તથા સત્સંગ સેવતા સુખમય રહેશો. કુશલતા જણાવશો.

શ્રેયસ્સાધકપત્રિકા જોતા રહેશો તો કંઇક ઉપયોગી વિચાર મળશે. સુખરૂપતા જણાવશો. એ જ.

---

૮૫ વડોદરા, શનિ. તા. ૧૦-૨-'૩૪.

પ્રિય ભાઈ,

M. O. મળ્યો.

વારંવાર એનું શું પ્રયોજન ? આ વખત સાધનસમારંભનો ઉત્સવ અહિં છે. તમે તે પ્રસંગે આવો તો સારૂં. પ્રયત્ન કરજો. તમારા પત્રો મળવાથી તમારૂં સ્મરણ રહે છે. ઇષ્ટપ્રતિ વૃત્તિનું અનુસંધાન અનેક ઉપાધિને ટાળે છે, તેથી તે સેવતા સુખાનુભવ કરશો. એ જ.

૮૬ વડોદરા, બુધ. ૨૨-૧૧-'૦૫.

શુભગુણસંપન્ન પ્રિય ભાઈ!

તમારા પત્રો પ્રસંગોપાત્ત મળ્યા કરે છે.

તમે ચતુર્દશીપર આવનાર છો જાણી સંતોષ થયો છે.

તમારા મિત્રનાં લગ્ન હોવાથી તેઓથી પણ નહિ અવાય એમ જણાવે છે. ઇષ્ટેચ્છા. પ્રાપ્તસ્થિતિમાં સંતોષ સેવવો એ જ સાધકનું મુખ્ય લક્ષણ છે. અન્ય જીવોની પેઠે તેણે પણ વિકલતા સેવવી, અને વૃથા દુઃખના ઉદ્ગાર કાઢયા કરવા એ ઘટતું નથી, કારણ તેણે જાણવું ઘટે છે કે પ્રાપ્ત થયેલી સ્થિતિ પોતાનાં જ કર્મનું ફલ છે, તે માટે તે ભોગવવું જ જોઈએ. તેમાં ઉદ્વેગ ધર્યો અર્થનો નથી. તત્કાલ એ જ.

૮૭ વડોદરા, શુક્ર. તા. ૧૯-૭-'૦૭.

પ્રિય ભાઈ!

પત્ર મળ્યું.

ઔષધમાટે જે વિચાર રાખો છો તે અનુકૂલ છે. સર્વત્ર વ્યાપક તત્ત્વ કે જે પરમ અને નિત્ય નિરામય છે, તેમાં વારંવાર પ્રવેશી નિરામય થતા રહેશો. આરોગ્ય જ સર્વત્ર છે. એથી બીજું કશું ક્યાંહિ નથી, તો પછી નકામો વ્યાધિનો કલ્પનામાત્ર ભય શેનો ? એ જ.

૮૮ વડોદરા, મંગલ. તા. ૧૭-૭-'૦૬.

ભાઈ....ભાઈ!

તપશ્ચર્યામાટે ચિંતા કરશો નહિ. ગૌરાંગજેવું થવાનું હશે તો તે કંઇ આમ પ્રસિદ્ધપણે થવાનું જ નથી. અને જ્યાં સુધી આમ પ્રકટ થાય છે, ત્યાં સુધી તેવા વિચાર કરવા અગત્ય નથી.

ગૌરાંગજેવી વૃત્તિનો ઉદય કરવા જેવો જો કાલ આવશે, તો પછી તે કંઇ અન્યનો વિચાર કરનાર નથી. તેવી વૃત્તિ જાણે છે કે પરમાત્મા સર્વનું યોગક્ષેમ વહે છે, અને તેથી તેને સર્વનો એક ક્ષણમાં ત્યાગ કરતાં લેશ પણ સંકોચ રહેતો નથી. પણ તેના વિચાર હાલ કરવાના નથી.

એ કંઇ મોટી વાર્તા ન હતી, તેથી સમક્ષ કહ્યું ન હતું. તમને એ વાર્તા ક્યાંથી જાણવામાં આવી? તમે જેવું ગંભીર રૂપ ધાર્યું છે તેવું કશું જ નથી. એ જ.

---

૮૯ સુરત, ગુરુવાર. ૨૬-૪-'૨૯.

પ્રિય ભાઈ....,

તમારો પત્ર મળતાં સંતોષ થયો. તમે લખેલી હકીકત જાણી. તમે નવો યત્ન આદર્યો એ પણ જાણ્યું. પરીક્ષા તો થઈ ગઈ હશે. પરિણામ ક્યારે જણાવાનું? તમારી ઇચ્છા સફળ થાય એ જ ઇચ્છા છે. આપણને કેટલીક વખત પ્રતિકૂલસરખું આવી પ્રાપ્ત થાય છે, તેનો જો યોગ્ય ઉપયોગ કરીએ છીએ—એમાંથી આપણને શીખવાનું શીખી લઈએ છીએ—તો પછી એ પ્રતિકૂલ રૂપે કાં તો રહેતું નથી અને કાં તો પ્રતિકૂલ ટળી જાય છે. આથી ઇચ્છાનુકૂલ મેળવવામાટે યત્ન કરવો, છતાં પ્રાપ્તથી અકળાવા જરૂર નથી. એમાંથી મળે એટલો લાભ લેવો. આપણને દોરનાર સત્તા આપણા હિતની વધારે જાણકાર હોય છે. આથી એક તરફથી અનુકૂલ વસ્તુમાટે યત્ન અને બીજીતરફથી પ્રાપ્તમાંથી યોગ્ય વિચારપૂર્વક આપણો ઉત્કર્ષ સધાય એવું લઈ લેવું એ જ સુશીલનું કર્તવ્ય છે.

૯૦ વડોદરા, સોમ. ૧૭-૬-'૨૯.

પ્રિય ભાઈ,

તમારા પત્રો મળેલા. વ્યવસાયને લીધે તરત પત્ર લખી શક્યો નથી. ત્યાં હવે બધું અનુકૂલ પડી ગયું હશે.

ત્યાંનાં હવાપાણી તમને અનુકૂલ જણાતાં હશે જ. યથાવકાશ પરમાત્માનું સ્મરણ કરતા રહેજો. મનના વ્યર્થ આવેશોને અધીન ન બનતાં વિવેકવૃત્તિને જાગ્રત્ રાખી શાંતિ સુખ અનુભવતા રહેશો, અને સચ્ચિંતનશીલ રહી અંતઃકરણના અધિકારને વધારશો. એ જ.

---

૯૧ વડોદરા, ગુરુ.

....પ્રિય ભાઈ!

તમારો પત્ર મળ્યો. *** *** તમારો પૂર્વે દોષ પડ્યો પણ ન હતો, આજે છે પણ નહિ. જેથી વ્યર્થ દોષનું અનુમાન કરી ન લેશો. *** *** પ્રિય ભાઈ! તમને બોધ દેવાજેવું હવે કાંઇ નથી. તમે યથાશક્તિ સાધો છો, જેથી સંતોષ રહે છે. પરમાત્મા તમને ફળ આપો એ જ ઇચ્છા છે.

કોઈ વાતનો અસંતોષ રાખશો નહિ. ગભરાશો મુઝાશો નહિ. સંતોષથી આનંદમાં રહેજો. પરમાત્મા આનંદમાં છે, તમે પણ તેમાં રહેતાં તે રૂપ થશો. એ જ.

---

૯૨ શુક્ર, તા. ૨-૯-'૧૦.

પ્રિય ભાઈ!

તમારો પત્ર મળ્યો. પિતાની પ્રકૃતિ નરમ જાણી. યોગ્ય ઔષધઉપચાર સેવ્યા જશો. તેમના હિતની ઇચ્છા એ જ તમારૂં કર્તવ્ય છે. બાકી યથાશક્તિ સેવા કરવી, એ શિવાય અન્ય કર્તવ્ય તમારે કરવાનું નથી.

સર્વ સુખરૂપ તથા પ્રસન્ન છો, જાણી અધિક આનંદ રહે છે. નિરંતર રહો. એ જ.

૯૩ સુરત, ગુરુ. ૨૫–૩–'૦૯

પ્રિય ભાઈ!

તમારા પત્રો પ્રસંગોપાત્ત મળે છે.

....ની હકીકત જાણી. યથાશક્તિ તે નિમિત્તે મન તથા શરીરવડે સ્વપ્રયત્ન કર્યા કરવો એ જ ઉત્તમ ભાસે છે. પરમાત્મા તેમાંથી જ હિત પ્રકટાવશે.

તમને ઉદ્યમ કરવા આગ્રહ કરવામાં આવે છે, તો જો કોઈ અનુકૂળ લાગે તો સેવવો. ન બની શકે તો ઇષ્ટચિંતન કર્યા કરવું. હૃદયને વજ્રવત્ રાખી કોઈ કાંઇ કહે તો તેને મનથી હસી કહાડતાં સદ્વિચારમય રહેવું. અન્યના કહેવાથી લાગણી ધરવા પ્રયોજન નથી. તેઓ આપણી ખરી સ્થિતિ ન જાણતા હોવાથી પોતાની મતિઅનુસાર અનુમાન કરી કહે તો તેનું આપણે કંઇ લગાડવા પ્રયોજન નથી. આવી વૃત્તિથી પરમ પ્રસન્ન રહેશો, તથા ઇષ્ટ-ચિંતનપૂર્વક આનંદમાં કાળ ગાળશો.

મારૂં તે તરફ કદાચ આવવું થશે તો તો મળાશે. તમારા સરખાને લીધે જ તે તરફ આવવું થાય છે અને તેથી અન્યને પણ લાભ થાય છે.

સુખરૂપતા જણાવશો. એ જ.

૯૪ વડોદરા, શુક્ર. તા. ૨–૨–'૩૧.

શ્રી....ભાઈ....

વ્યવસાયને લીધે પત્ર ન લખી શક્યો.

કશી ચિંતા ન કરશો. બધું અનુકૂલ થશે. મનના કેટલાક વેગ મનના બળને લીધે નહિ, પણ દુર્બલતાને લીધે પ્રકટે છે અને તેથી તે સફળ થતા નથી, તેથી વિકળ ન બનશો. મનના મિથ્યા વેગને હસી કાઢજો. કોઈ સારા મિત્રની સોબતમાં રહેજો, નવરા રહેશો નહિ. સ્વાસ્થ્ય જણાવશો. સમારંભ અહિં છે. તમારૂં સ્મરણ થાય છે. બહુ જ ઉતાવળે.

ભાઈ....ને જય જય. ગઈ વખત તો સમારંભમાં હતા.

૯૫ નાશિક, ગુરુ. ૧-૯-'૩૨.

પ્રિય ભાઈ શ્રી....ભાઈ,

હાલ પંદરેક દિવસથી નાશિક છું. પત્ર અહિં જ મળ્યો, જેથી સંતોષ થયો. આ પુણ્યક્ષેત્રમાં તમારું સ્મરણ થવાનો યોગ આવ્યો એ વિશેષ સંતોષાનંદજનક. અહિંથી એક બે દિવસમાં નીકળવું થશે. પત્ર વડોદરા જ લખતા રહેશો. મનને ખૂબ સ્વસ્થ-શાંત અને પ્રસન્ન તથા સદ્વિચારપૂર્ણ રાખવા યત્નશીલ રહેશો. જે ભાવ આપણી વૃત્તિને ઈશ્વરાભિમુખ કરી ઇતર સંકલ્પથી નિવૃત્ત કરે તે જ વાસ્તવ સદ્વિચાર છે. તેને સાધતા પ્રસન્ન રહેજો. મન તથા શરીરને સત્ક્રિયાપરાયણ રાખ્યા કરજો. શરીર તથા મનના વ્યર્થ વ્યાપારો આપણને વધારે અનર્થ અર્પે છે.

ભાઈ....ને ઇષ્ટચિંતન. એ જ.



૯૬ વડોદરા, મંગલ. તા. ૧૮-૧-'૦૬

પ્રિય ભાઈ!

તમારા પત્રો મળે છે. ....માં તમારૂં જવાનું થયું જાણ્યું. તમને તે રુચતું હશે જ. રુચતું હોય તો નિર્ભયપણે તેમાં પ્રવેશ કરવો. રુચિ એ જગત્માં મનુષ્યને પ્રતિકૂલતામાં પણ અનુકૂલતા કરી આપે છે, તેથી રુચિને જાળવીને કાર્ય કરવું. ના રુચિ પ્રકટતી હોય ત્યાં પણ વિવેકવિચારથી રુચિ પ્રકટાવ્યા પછી તે અરુચિકર કાર્ય પણ પ્રિય લાગે છે, આથી તેવો પ્રસંગ પ્રાપ્ત થતાં હરેક નિમિત્તથી પ્રાપ્ત પ્રસંગમાં રુચિ ઉપજાવવાના અભ્યાસવાળા થતા રહેવું. તત્કાલ એ જ.



૯૭ વડોદરા, શનિ. તા. ૧૮-૮-'૦૬.

પ્રિય ભાઈ!

તમારો છેલ્લો પત્ર મળતાં અધિક સંતોષ થયો. ખાસ લખવા પ્રયોજન ન છતાં તે પત્રને લીધે જ આ કાર્ડ લખ્યું છે.

તમે જે નિર્મલ આગ્રહ કોઈ કાર્યનિમિત્ત પ્રસંગોપાત્ત જણાવ્યો છે, તે દોષવાળો નથી; જેથી તમારે તે સંબંધી ચિંતા કરવા પ્રયોજન નથી. તમારે વિકલ થવા પ્રયોજન નથી; ઇષ્ટેચ્છાથી તે તરફ આવવું થશે જ. ઉત્સાહથી સત્સંકલ્પને સેવ્યા કરજો.

પરમાત્મપદે પહોંચેલા મનુષ્ય પણ સ્વતંત્ર હોઈ શકે. સાંકેતિક તનુ પણ સ્વતંત્ર હોય જ. તેઓ કેવલ પરેચ્છાને અધીન ન જ રહે. તેમને અનુકૂલ જણાય તો અન્યની ઇચ્છાનો સ્વીકાર કરે. તેઓએ સ્વીકાર કરવો જ જોઈએ એવું તેમને બંધન નથી. સાંકેતિક પુરુષ કુદરતના નિયમને તોડતા નથી. તેઓનો અવતાર કુદરતને અનુકૂલ હોય છે, અને તેમની પ્રવૃત્તિ પણ કુદરતને અનુકૂલ જ હોય છે. કુદરતના નિયમનો ભંગ કરવા તેમને કોઈ કારણ જ હોતું નથી. પરંતુ આપણે કે જેઓ કુદરતના સ્વરૂપને યથાર્થ જાણતા નથી તેઓ તેમની કોઈ કોઈ પ્રવૃત્તિને કુદરતના નિયમથી બહારની પ્રવૃત્તિરૂપે ગણીએ છીએ. કુદરતના શા નિયમો છે તેનું જ્ઞાન મહાપુરુષોને જ હોય છે. તેથી તેઓ આપણી ઇચ્છાથી વિરુદ્ધ વર્તે અથવા ગમે તેમ કરે તો પણ કુદરતને અનુકૂલ જ રહે છે. કારણ કુદરતને જ તેઓ કરે છે. કુદરત સર્વદા તેમને અનુકૂલ રહે છે.

ઉત્સાહથી પ્રકૃતિને બલવાન્ ધાર્યાં કરશો. નિર્બલ થશો નહિ. ઇષ્ટ અનુકૂલ જ કરે છે. એ જ.

---

૯૮ વડોદરા, મંગલ. તા. ૯–૭–'૦૭.

પ્રિય ભાઈ !

તમારો પત્ર મળ્યો.

ઇષ્ટેચ્છાથી જે બનવાનું હશે તે બનશે. ચિંતાથી થનાર ન થનાર નથી. તેથી જે થાય તેને દ્રષ્ટારૂપે રહી જોતા પ્રસન્ન રહેશો. મિથ્યા વિચારો પ્રકટાવ્યા ન કરશો. એમાં હર્ષશોકજેવું કશું નથી.

પરમાત્મા અનુકૂલ જ કરશે. બાહ્ય સાધન જશે. પરમાત્મા કંઇ તમારા જનાર નથી, તો પછી શી ચિંતા ?



૯૯ વડોદરા, બુધ. તા. ૩-૭-'૦૭.

પ્રિય ભાઈ!

તમે આરોગ્યસ્વરૂપ છો.

**તમે આરોગ્યસ્વરૂપ છો.**

**તમે આરોગ્યસ્વરૂપ છો.**

તમે મુક્ત અને સ્વતંત્ર છો.

તમને વિશ્વમાત્રમાં કોઈ પ્રતિકૂલ નથી. વિશ્વમાત્ર તમને અનુકૂલ છે. સર્વત્ર સુખ, સુખ અને સુખ જ વ્યાપ્યું છે. તેના ભોક્તા તમે સુખસમુદ્રના મધ્યે છો.



૧૦૦ વડોદરા, શુક્રવાર. તા. ૨૦-૭-'૦૬.

ભાઈ....ભાઈ!

સાંકેતિક તનુમાં જ ગૌરાઙ્ગને પણ ગણવા ઘટે છે. સાંકેતિક તનુના ગમે તે સંકેત હોય. ગૌરાઙ્ગના જવામાં શિષ્યોનો દોષ નહોતો. શિષ્યોનો દોષ હોય વા ન હોય પણ સંકેતને અનુસરનાર પુરુષ અવશ્ય સંકેતને પાળે જ છે.

રામ લક્ષ્મણાદિને સાથે લઈ ગયા, પણ તેમાં સંકેત જ હતો. તેમની કેવલ સાવધાનતાને જ લીધે નહોતા લઈ ગયા.

મારી સાથે તમારે પણ આવવાનો સંકેત હશે તો અવાશે જ!!!



૧૦૧ વડોદરા, મંગલ. તા. ૧૪-૮-'૦૬.

પ્રિય ભાઈ!

તમારા પત્રો પ્રાપ્ત થાય છે. તમારો ત્યાં આવવા સંબંધીનો પ્રેમ જોઈ અધિક સંતોષ થાય છે. પરંતુ આ સંસારમાં એક એવો નિયમ જ પ્રતીત થાય છે કે કોઈ પણ મનુષ્યથી અન્ય મનુષ્યની ઇચ્છાનુસાર સ્વતંત્રપણે વર્તી શકાતું નથી. અને તેમ હોવાથી જો કે વૃત્તિ ત્યાં આવવા હોય, તો પણ સમયે સમયે એવા પ્રસંગો આવી પ્રાપ્ત થાય છે કે જેથી મુક્ત થઈ ધાર્યા

પ્રમાણે ત્યાં આવવું કે ક્યાંઈ પણ જવું એ બની શકતું નથી. આમ હોવાથી ક્યારે આવવું થશે એ જો કે નિર્ણીત નથી, તો પણ ઇષ્ટેચ્છાથી થોડા સમયમાં તે તરફ આવવા વિચાર થયા કરે છે. પરમાત્માની ઇચ્છાએ કરીને જ્યારે અનુકૂલતા થાય ત્યારે ખરી.

અત્ર કુશલ છે. ત્યાંના સુખસમાચાર જણાવશો. આનંદથી કાળ વીતાવતા મહાકાલસ્વરૂપ પરમાત્માનું ધ્યાન ધરતા સુખરૂપ રહેશો. વિનાપરમાત્મકૃપાએ કાંઇ પણ બનતું નથી એ તમે જાણનાર પરમાત્મકૃપા કે જે પ્રાપ્ત જ છે તેને પ્રકટ અનુભવવાના પ્રયત્નને પોષણ આપતા પ્રસન્ન રહેજો. પરમાત્મા સર્વદા સારૂં જ કરે છે, અને કરશે.



૧૦૨ વડોદરા, રવિ. તા. ૫-૧૧-'૦૫.

પ્રિય ભાઈ........

આજે પત્ર મળવાથી સંતોષ થયો. પરમાત્મા તમારા પ્રયત્નનું સત્ફલ પ્રકટાવો.

પરીક્ષાથી નિવૃત્ત થયા. હવે સારી રીતે વિશ્રાંતિ લેજો. નિદ્રા તથા કસરત પણ કરજો. ચિંતા ત્યજી દેજો. પરમાત્માઉપર આધાર રાખી નિશ્ચિંતપણે શુભ પરિણામને ઇચ્છતા કાળને વ્યતીત કરશો.

....ભાઈને પણ હરેક પ્રયત્ને શરીર સુધારવા કહેશો. નિત્ય ખુલ્લી હવામાં ફરવા જજો, અને આનંદવાર્તા કરતા સુખરૂપ રહેજો.

મનુષ્યે જન્મ પામી જે મુખ્ય સાધવાનું છે તે અંતઃકરણની પ્રસન્નતા જ છે. નિર્મલ તથા નિષ્પાપ પ્રવૃત્તિવડે તે પ્રસન્નતા સાધવાની છે. નિર્દોષ પ્રવૃત્તિ કરતાં લેશ પણ ભય ન ધરવો. આપણું અંતઃકરણ જેથી પ્રસન્ન રહે તે જ કરવું. માત્ર તેથી કોઈ ખાસ હાનિ છે કે કેમ તે વિચારવું. વિવેકવિચારથી તે ન જણાય તો નિઃશંકપણે તે માર્ગે ચાલવું. જે તે રીતે પ્રસન્ન રહેવું.

પત્ર ન લખાય તેથી અસંતોષ માનશો નહિ. તમારૂં સ્મરણ થયાં જ કરે છે. પરમાત્મસ્મરણથી પ્રસન્ન રહેશો. એ જ.



૧૦૩ બંડ ક્રૉટેજ, પુના. તા. ૧૩-૯-'૦૫.

પ્રિય ભાઈ!

પત્ર મળ્યું.

વિસ્તારથી પત્ર બેએક દિવસમાં તમને મળશે, જેથી ચિંતાતુર રહેશો નહિ. ઇષ્ટેચ્છાથી ધૈર્ય સેવશો-કસોટીમાં ઉતરેલું સોનું અધિક સ્વચ્છ થાય છે, તેમ જે પુરુષોની પરમાત્મા કસોટી કરી સ્વચ્છ કરે છે, તે વિશેષ ઉત્કૃષ્ટ થાય છે. આથી સંતોષથી તેમની કસોટીમાં આનંદ સેવતાં તેમના અભિમુખ રહી પ્રસન્નતા સેવવી એ જ આપણું મુખ્ય કર્તવ્ય છે.

તમે તેવા જ કર્તવ્યપરાયણ છો, જેથી સંતોષ રહે છે. પરમાત્મા નિત્ય હિત જ કરે છે, અને અતઃપર કરશે, જેથી તેવું જાણનાર કોણ અજ્ઞ અધૈર્ય સેવે ? પરમાત્મસ્મરણ કરતા પ્રસન્ન રહેવું. સર્વ કુશલ છે. એ જ ઉતાવળે.

---

૧૦૪ વડોદરા, મંગલ. તા. ૯-૯-'૦૬.

પ્રિય ભાઈ!

પત્ર મળ્યું.

અનેક ઉપાધિને લીધે પત્ર લખાતા નથી. ચિંતા કરવી નહિ. અકળાવું નહિ. આપ્ત મનુષ્યસાથે પ્રેમથી વર્તવું. વિરોધ બતાવશો નહિ. તેના દોષ તેને કહેવા નહિ. તેનાં સહજ યોગ્ય કાર્યનાં વખાણ કરવાં. પ્રીતિ બતાવવી. તત્કાળ સઘળું કાર્ય કરવા આગ્રહ ન કરવો. ભુખ્યા રહેવું નહિ. તમારે તમારી જ ચિંતા ઉપયોગની કરવી. બીજાની કરવી જ નહિ. તેને ફાવે તે તે કરે. કષ્ટ વેઠવું નહિ. ખાવું, પીવું, આનંદ કરવો. સંકોચ વેઠવો નહિ. અસંતોષ કશી વાતનો પ્રકટાવવો નહિ. કાદવમાંથી કમલ પ્રકટે છે, સુંદર ઇન્દ્રવારણામાંથી ધુમાડા નીકળે છે. તમારી પ્રતિકૂલતામાંથી કાળે કરી અનુકૂલતા પ્રકટશે. પ્રાપ્તનો અભાવ અને અપ્રાપ્તની ઇચ્છા એ

ન્યાયે તમને તમારા ગૃહનું સુખ હવે ઠીક લાગે છે. પણ સંતોષથી રહેવાથી બધે જ સુખ મળે છે. સાંજરે ફરવા બને તો જવું. આનંદમાં રહેવું. કલેશતરફ પુંઠ ફેરવવી. પરમાત્મસ્મરણ કરવું. એ સમાન સુખનું સાધન બીજું કોઈ નથી. એ જ.

૧૦૫ વડોદરા, ગુરુ. તા. ૨૫-૧૧-'૦૬.

પ્રિય ભાઈ!

પત્ર મળ્યું.

પત્રમાં લખેલી હકીકત જાણી. પ્રત્યેક સ્થિતિમાં સંતોષથી રહેવું એ આપણી ભક્તિ છે; જેથી આનંદમાં રહ્યા કરવું. બને તેટલું કરવું, ચિંતા કરવી નહિ. એ જ.

---

૧૦૬ વડોદરા, મંગલ. તા. ૧૭-૧૦-'૩૪.

પ્રિય ભાઈ,

તમારો પત્ર મળ્યો.

હું હાલ ઘણા વ્યવસાયમાં છું, જેથી લાંબું લખી શકું એમ નથી. તમે તમારા નિમિત્ત જે વિચાર જણાવ્યો તે સ્તુત્ય છે, છતાં ઘણી દિશાએથી તેને વિચારવાની જરૂર છે, તો હાલ તેને નિશ્ચયરૂપે જ રાખવો. એથી વધારે આગળ ઉપર થઈ રહેશે. પ્રતિજ્ઞાની હાલ ઉતાવળ શી છે? મને સહજ ભાવે જે વિચાર આવ્યો તે લખ્યો છે. ઇશ્વરેચ્છાએ મળવાનો યોગ આવશે ત્યારે વાતચિત થશે. તેથી અદ્યાપિ જેમ નિશ્ચયરૂપ હતો તેમ હાલ તો રહેવા દઈ તેને અનુસરશો. પછી આગળનું કર્તવ્ય આગળ. જો કે આ માટે તમે પૂછ્યું નથી છતાં આ લખ્યું છે....તમારા પ્રતિના મમત્વના અંગે જ. તો યોગ્ય વિચારી સુખી થશો. શ્રેયસ્સાધક મળતાં હશે જ.

બહુ ઉતાવળે લખ્યું છે. એ જ.

૧૦૭ વડોદરા, શુક્ર. તા. ૨૪-૫-'૩૩.

પ્રિય ભાઈ!

અહિં બે દિવસ પૂર્વે જ આવ્યો. તમને પત્ર લખવાના વિચારમાં હતો ત્યાં આજે જ તમારો પત્ર મળ્યો. ઈંદોર તમારી તપાસ કરાવેલી. તમે ન મળ્યા: હરિઇચ્છા. તમારું સ્મરણ ત્યાં ઘણી વખત થયેલું. ફરી ઈશ્વિરેચ્છાએ મળાશે. અસંતોષ સેવવાનું કારણ નથી. પરમાત્મચિંતન કરતા પ્રસન્ન રહેજો. અંતઃકરણને સદ્વિચાર તથા સદ્વ્યાપારથી નિત્ય ઉજ્જ્વલ કરતા રહેજો. શ્રદ્ધા, ભક્તિ, શાંતિ આદિ દિવ્ય ગુણોને ચિંતવતા તેમાં મનને રમાડતા રહેજો. પરમાત્મા સઉ ઇષ્ટ જ કરશે. એ જ.

---

૧૦૮ વડોદરા.

ભાઈશ્રી........

તમારૂં સ્મરણ તો ઘણીએ વખત થાય છે, પણ પત્ર નથી લખાતો, તેથી મનમાં સંકોચ કે સંશય ધારશો નહિ.

પ્રસન્ન રહેજો. પરમાત્મસ્મરણસહ સદ્વિચાર-સદાચાર સેવતા પ્રસન્ન રહેજો. પત્ર લખતા રહેશો. એ જ.



## विद्यार्थिनीओप्रति:—

૧૦૯ અમદાવાદ, રવિ. તા. ૭–૧૦–૩૪.

પ્રિય બ્હેન....

હું ભૂલતો ન હોઉં તો આ તારો પ્રથમ જ પત્ર મળે છે, અને મારો પણ તારા પ્રતિ આ પહેલો જ પત્ર કદાચ હશે. તેં જાતે જ પત્ર બધો સ્વતંત્રપણે લખ્યો હોય તો તો ધન્યવાદ પૂરો જ છે. હું તો તને, તું દેખાય છે તેના કરતાં ઘણી કુશળ મારા મનથી જોયા કરૂં છું. તારા પોતાનામાં ઘણી ઉત્તમતા મને તો લાગ્યા જ કરે છે. માત્ર એ વસ્તુતરફ તારો પોતાનો આગ્રહ બંધાય તો અંતરૂની શક્તિ બહાર આવ્યા વિના રહે જ નહિ. તારામાં રહેલ ઈશ્વરદત્ત કુદરતી શક્તિનો વિચાર કરતાં આશ્ચર્યચકિત થઈ જવાય છે. અને એનો વિકાસ થાય તો એક અદ્‌ભુત ચમત્કૃતિરૂપ વસ્તુ બને એમ મને વારંવાર સમજાય છે. પણ તારો ખરો ઉત્સાહ જોઈએ, અને આગ્રહથી થોડો પણ રસભર્યો પ્રયત્ન જોઈએ. અનેક બાબતોની તારામાં શક્તિ છે, અને તેને ઉત્તમ રીતે તું કેળવી પણ શકે એમ છે. બીજાના જેટલી તારે મહેનત પણ કરવી પડે એમ નથી. જરા સમજીને અને સાચા હૃદયથી પ્રયત્ન કરે તો અવશ્ય તારામાં ઘણી સારી વસ્તુ પ્રકાશી ઉઠે. આપણું મન એક જ દોષથી નથી બગડતું. મનમાં કાંઇ હોય અને ઉપરથી એથી જુદું જ

ન બતાવીએ તો, તેમ આપણે મનથી માઠું ન લગાડનાર થઈએ, મિથ્યા અભિમાની કે મિથ્યા આડંબરી ન બનીએ, તો જરૂર આપણું મન સુધરે. થોડો પણ સાચો પ્રયત્ન કરીએ તો અવશ્ય થોડો પણ સાચો લાભ થાય જ. આપણે બીજાને બતાવવા સુધરવાનું નથી, આપણે આપણી ખાતર સુધરવાનું છે, એ વિચાર મનમાં રાખી યત્ન કરીએ તો જરૂર વિકાસ પામીએ. આપણાથી ઉંચી વસ્તુસાથે જ્યારે આપણે હૃદયનો સાચો સંબંધ બાંધી તેમાંથી શુદ્ધભાવે કાંઇને કાંઇ મેળવવા મહેનત કરીએ છીએ તો જરૂર આપણા મનમાં ધીમો પણ સારો ફેરફાર થાય જ છે. બહારના સારા બતાવવાની આપણે મહેનત કરવાની નથી, પણ અંદરના સારા થવા જેટલી મહેનત આપણે કરીશું તેટલા પ્રમાણમાં આપણે **સાચા સારા** થઈશું. ખૂબ ઉત્સાહ રાખો, ખૂબ આગ્રહ રાખો, જેમાં તેમાંથી કાંઇ પણ સારૂં સારૂં મેળવવાનું શીખો. આપણા અંતરમાં શું ખોટું છે તે જોતાં રહેવું. ધીમે ધીમે પણ તેમાંથી થોડું ઓછું કરવા પ્રયત્ન કરવો. બીજાના ખોટાની આપણે જરૂર નથી. સઉમાંથી કાંઇ પણ સારું મેળવી આપણા હૃદયમાં તેને સંઘરવાની અને તે સારાને આપણા અંતરમાં રમાડવાની ટેવ પાડવી. આપણા દોષોને સરલપણે કહી દેવા, બનતો સારો પરિચય રાખવો, પુસ્તકો પણ જરા સારાં વાંચવાં, થોડો વખત પણ રોજ સારૂં વાંચવા અને **વિચારવા**ની ટેવ રાખવી, કોઈમાં પણ આપણા અંતરનો વિશ્વાસ રાખવો: આવી આવી બાબતો આપણા મનને જરૂર સુધારે છે; સાચા ભાવથી બનતું સારૂં કરવું. કશાનું અભિમાન ન રાખવું. મનમાં કોઈ વાતનો ઉંડો બળાપો ન રાખવો.

ઈશ્વરને, જેવી આવડે તેવી રોજ આપણા મનથી પ્રાર્થના કર્યા જ કરવી. કશાથી દુર્બલ કે નિરાશ ન થવું. રોજ શું સારૂં કરવું, અને આજ શું સારૂં કર્યું, તેનો દિવસમાં વિચાર કરવો. થોડું પણ રોજ કાંઇને કાંઇ સારૂં કર્યા વિના ન રહેવું. જે સારૂં કરવું તે બહુ રસપૂર્વક, શ્રદ્ધાપૂર્વક, ભાવપૂર્વક અને આનંદપૂર્વક કરવું. બીજાને બતાવવા ખાતર નહિ, આપણા મનને સુધારવા

ખાતર કરવું—આ બધું આપણને સુધારનાર છે. થોડાં પણ રોજ ભજનો ગાવાં, તેનો અર્થ સમજવા પ્રયત્ન કરવો.

ભારતીસ્તોત્રના પાઠ હરતાં ફરતાં પણ મનથી બને તેટલા કર્યા કરવા. બનતી કોઈની સેવા કરવી. ઘરમાં કે મનમાં પણ બનતા સુધી નકામા વિચાર ન કરવા. મારે કાંઇ પણ સારૂં કરવું જ છે એવો આગ્રહ રોજ રાખી તેને વધારતા જવો. હજી કોઈ રીતે બગડ્યું નથી. તમે ધારશો તેવાં થશો. ફક્ત ખરેખરૂં ધારવું એટલું જ કામ છે. તમારામાં શક્તિઓ છે, તેને સારી રીતે વિકાસ પમાડો. તમારી આ અવસ્થા ઘણું મેળવી શકવાની છે. જરાક નિશ્ચય પ્રકટાવે તો તારાથી ઘણું થઈ શકે. તમારા અંતરૂમાં તો ઘણુંએ બળ છે, તમારા હૃદયમાં ઘણુંએ ઉત્તમ રહ્યું છે, અને તે મેળવી શકાય એમ છે. પણ માણસ બેદરકાર રહેવાથી જ મળી શકે એવી ઘણી વસ્તુ નથી મેળવતો. તારા હૃદયની ઉત્તમતા અને સત્યતાથી જે કાંઇ બોલે તેની બીજાઉપર પણ અસાધારણ અસર થાય છે. અને એમ કરવાથી આપણે આપણું અને બીજાનું હિત કરી શકીએ છીએ.

હજી વખત વહી ગયો નથી. સાચા મનથી પ્રયત્ન કરો અને ઘણું પામશો. તમારા—તમને જે અનુકૂલતા જોઈએ તે પૂરી પાડવા તૈયાર છે. તેનો બને તેટલો લાભ લો. વધારે સારા શા માટે ન થવાય ? એ નિશ્ચય રાખી જરા પણ પ્રયત્ન કરતાં રહો. નકામા વિચારને મનમાં જ અટકાવતાં જાઓ. જરાએ નવરા પડ્યા રહેવાનું ન રાખવું—નવરૂં મગજ અનેક અનર્થ કરનાર નકામા વિચારની જાળ રચે છે, અને આપણને તેમાં બાંધે છે. નકામા વિચાર, એ વ્યસનની પેઠે નુકસાન કરનાર છતાં, કર્યા કરવા ગમ્યા જ કરે છે. તેથી જરા અઘરૂં પડે તોપણ મનમાંથી તે દૂર કરવા પ્રયત્ન કરવો. હમણાં બધું કરી શકશો, પછી એટલુંએ થવું કપરૂં પડે એમ છે. કરનાર તો ઈશ્વર છે, પણ નક્કી માનજો કે જરા સાચી મહેનત કરશો, મનથી સાચાસાથે સાચો સંબંધ

રાખશો તો જરૂર જીવન સફલ કરશો. તને તો પિતાના સારા સંસ્કાર પણ મળ્યા છે, અને હજી પણ મળે છે. માટે ખૂબ ઉત્સાહથી થોડું પણ રોજ સારૂં કર્યા જ કરવું—વધારે શું લખું? વખત પણ નથી. સાચા ભાવથી સારા થવા ઇચ્છનારને ઈશ્વર સાહાય્ય કરે છે.

પત્ર લખજે. ઘણું લખી કહાડત, પણ ઘણું કામ છે. તારા પત્રથી બહુ જ સંતોષ થયો છે. ફરી લખજે. સુખી હો. એ જ.



सज्जनोमतिः—

૧૧૦ વડોદરા, ગુરુ.

બહુશુભસંપત્તિસમન્વિત પ્રિય ભાઈશ્રી....ભાઈ,

....અહિં આવ્યાનું મેં જાણ્યું હતું. આજે જ તમારો પત્ર મળ્યો, અને તેમાં ધાર્યાપ્રમાણે વ્યવસ્થા થઈ ગયાનું જાણી સંતોષ થયો. જેમના દ્વારા સ્વીકારેલું તેમના દ્વારા નિવૃત્તિ થવી એ આપણામાં વધારે યોગ્ય મનાયું છે, અને એ જ પ્રમાણે થયું તેથી વધારે સંતોષ માનવાસરખું છે. જે થયું તે ઠીક જ થયું. થોડો વખત તમારે જરા કષ્ટ વેઠવું પડ્યું, પરન્તુ આમ વિધિસર થવાથી મનને વધારે સમાધાનજેવું ગણાય. મને શ્રમ પડવાનું તમે લખો છો, પરન્તુ મેં તો કશું કર્યું જ નથી. તમે સ્વતંત્ર પરિશ્રમે જ બધું કર્યું છે; માત્ર તમને પત્ર લખ્યા ખરા! પરન્તુ તે કાર્ય થવા ખાતર નહિ પણ ગમે તે કારણથી હો—પણ તમારા પ્રતિ અંતરૂનો કાંઇ મમત્વનો હેતુ એ પ્રવૃત્તિ કરાવતો હતો. તમારી સુજનતા ઘણા વખતથી હું જોતો આવ્યો છું. તમારૂં સરળ, સ્વચ્છ અને છતાં વિવેકપૂર્ણ અન્તઃકરણ સ્વભાવથી જ વૃત્તિને તમારા પ્રતિ આકર્ષે છે. તમારા પ્રતિના ભાવને તમારા આગલ જ વ્યક્ત કરવો, એ તમને સંકોચ પમાડનાર છે, જેથી એ સમ્બન્ધી વિશેષ મેં કદી લખ્યું નથી અને લખતો નથી. પૂર્વે તો તમારાં માતાપિતાથી પરિચિત હતો; હવે કેટલાક વખતથી તમારાથી પરિચિત થતો આવું છું. કોઈ કોઈ દ્વારા મેં તમારા સદ્‌ગુણવિષે શ્રવણ કરેલું

પરન્તુ હવે તો અનુભવ કરવાનો પ્રસંગ આવ્યો છે; અને તેના અંગે ગમે તે હેતુથી તમારા પ્રતિ હૃદયનું મમત્વ સ્વભાવથી જ વળતું હોવાથી પત્ર લખતાં સંકોચ ધર્યો નથી. બાકી તમારું કાર્ય તો તમારા વડે જ તમે કર્યું છે.

તમે ધર્મસંબંધી લખ્યું તે ઉચિત છે. એને માટે મને પૂછાવો છો ! સૂચના કરૂં ? વાચન એ મનુષ્યના અન્ત:કરણમાં અમુક વિચારને સ્થાપનાર તેમ જ સ્થિર રાખનાર છે. છતાં જે અજ્ઞાત સંસ્કારરૂપે દ્રવ્ય આપણને મળ્યું છે કે જેના પ્રેરાયા આપણે પ્રેરાઈએ છીએ, અને જેની સત્તાનીચે આપણી વિવિધ પ્રકારની ગતિઆગતિ થયા કરે છે, એ સંસ્કારકોષની વિશુદ્ધિ અને એમાંના દુષ્ટ સંસ્કારનો ક્ષય કેવલ વાચનવડે થાય એમ લાગે છે? મનુષ્ય પોતાની બુદ્ધિઉપર વાચનવડે અમુક પ્રકારના પટ આપી શકે, પરન્તુ બુદ્ધિના પ્રેરક સંસ્કારો જે પ્રકારના હોય છે તે પ્રમાણે જ બુદ્ધિની પ્રવૃત્તિ થાય છે, અને તેથી જ **जानामि धर्मं न च मे प्रवृत्तिः । जानाम्यधर्मं न च मे निवृत्तिः ।** આદિ વચનો મનુષ્યના અન્તર્ગત સંસ્કારબલનું માહાત્મ્ય વા પ્રાધાન્ય સૂચવે છે. આથી વાચનમનનવડે બુદ્ધિને સુસંસ્કારી કરવાની અનિવાર્ય જરૂર છે, પરન્તુ તે બુદ્ધિને ઉપરથી ઉજ્જવલ કરે, પણ તેના ભીતરમાં સંસ્કારજન્ય જે માલિન્ય હોય છે તેને નિવૃત્ત કરવામાટે તો વધારે સૂક્ષ્મ સાધનની અગત્ય છે.

આને માટે મહાપુરુષો કહે છે કે કોઈ પણ વસ્તુના વિસ્તારવાળા ચિન્તનવડે મન વિસ્તારવાળું બને છે, પરન્તુ તે પોતાના ધર્મ વા સ્વભાવને નિરુદ્ધ કરી શકતું નથી. અને મનુષ્યની અન્તર્ગત સૂક્ષ્મ કામનાઓ જ્યાંપર્યન્ત સંસ્કારરૂપે વિદ્યમાન છે ત્યાંપર્યન્ત એ મનુષ્યનું જીવત્વવૃક્ષ કોઈ કાલે પણ ફરી ફરી ફુટયા વિના રહેવાનું નહિ. આથી તેનો નિ:શેષ લય કરવામાટે જેના દ્વારા જીવત્વની વિદ્યમાનતા રહે છે, એ સંસ્કારબલ વા કામનાને શુષ્ક યા દગ્ધ કરી દેવાની જરૂર છે. જ્યારે એ દગ્ધ થઈ કેવલ નિ:શેષભાવ પામી જાય છે, ત્યારે પછી તેને પુન:

અંકુરિત થવાનો પ્રસંગ રહેતો નથી. અને આ પ્રકારે વાસનાના સંસ્કારો લય થતાં મનુષ્યનું નિર્વાસન ચિત્ત બને છે, અને તે ચિત્ત બહિર્ વ્યાપારવાળું રહેવા છતાં બાહ્ય પ્રદેશમાંથી કોઈ વસ્તુવિષયક વાસનાયુક્ત સંસ્કારને ગ્રહણ કરતું નથી. ત્યારે તે ચિત્ત અતિ નિર્મલ થયું ગણાય છે. તે સમાહિત બન્યું કહેવાય છે. અને એ જ ચિત્ત મનુષ્યને જીવન્મુક્તત્વના હેતુરૂપ થઈ પડે છે.

મનની આવી–એક પ્રકારથી કહીએ તો શુષ્ક અવસ્થા તે પ્રાપ્ત કરવામાટે મનને બહારના વિષયના પોષણની જરૂર નથી પરન્તુ અન્તર્ગત જે સૂક્ષ્મ વાસનામય સંસ્કારો છે તેને દગ્ધ કરવાની જરૂર રહે છે. આ દગ્ધ કરનાર જ્ઞાનાગ્નિ છે. ( **ज्ञानाग्निः सर्वकर्माणि** ઇ૦ ) પરન્તુ તે જ્ઞાન આ બાહ્ય વાચન વા મનનમાત્ર નથી; એક પક્ષથી તે તેનું પોષક વા સહાયક છે, પરન્તુ દિવ્ય અગ્નિરૂપે પ્રકટનાર જ્ઞાન તે છે જે સ્વભાવથી જ પ્રકટવાની સાથે જીવત્વની સિદ્ધિના આંતર હેતુઓને દગ્ધ કરવા મચી પડે છે. પતિવ્રતાના પગમાંથી કે હાથ ઘસવાથી તેમાંથી સ્વયમ્ભૂ અગ્નિ ઉત્પન્ન થઈ તેના દેહને બાળે છે, તેમ આપણા અંતરાશયમાં આ જ્ઞાન સ્વયમ્ભૂ પ્રકટ થઈ તે અન્તર્ વાસનામય સંસ્કાર જે જીવત્વના હેતુરૂપ છે, અને જે કશાથી દગ્ધ થતો નથી, તે એ સ્વભાવથી ઉત્પન્ન થયેલા જ્ઞાનઅગ્નિવડે ભસ્મ થઈ જાય છે. આ પ્રકારનો સ્વયમ્ભૂ જ્ઞાનાગ્નિ માત્ર કોઈ વસ્તુના બાહ્ય ચિંતનવડે જ થતો નથી, પરન્તુ તેની સાથે મન જે અત્યંત વ્યાપૃત છે, તેને નિરુદ્ધ કરવાવડે જ ઉત્પન્ન થાય છે. એ મન બીજા શબ્દોમાં કહીએ તો આત્માસાથે જ્યારે પુનઃ પુનઃ જઈને ઘર્ષણ પામે છે ત્યારે તેમાંથી દિવ્ય જ્ઞાનાગ્નિ પ્રકટે છે. આત્માની સાથે મનનું આ ઘર્ષણ કરવાના વિધિને જ શાસ્ત્રો ધ્યાન કહે છે. ધ્યાનવડે મન આત્મારૂપ વસ્તુસાથે વારંવાર સંસ્પર્શ પામવા જાય છે, અને એમ ઉત્તરોત્તર જતાં તે વધારે અને વધારે સૂક્ષ્મ બને છે; કારણ જેમ જેમ તે આત્માને સંસ્પર્શવા જાય છે, તેમ તેમ તે પોતાના અન્તર્ગત વાસનાના સંસ્કારોને દગ્ધ કરતું જાય છે. મનની સ્થૂલતા

એ વાસનાઓની અધિકતા છે; મનની સૂક્ષ્મતા એ વાસનાઓની નિ:શેષતા છે. આથી મન આત્માને સ્પર્શતાં નિર્વાસન થતું વધારે સૂક્ષ્મ બનતું જાય છે, તે એટલા અવધિએ કે છેવટે જ્યારે તે આત્માસાથે સાક્ષાત્ સમ્બન્ધ પામે છે ત્યારે તે સ્વયં નષ્ટવત્ થઈ રહે છે—દેખવા માત્ર જ—દગ્ધ રજ્જુસમી—તેની સ્થિતિ રહે છે, અને તેવું મન જીવત્વને પુન: સજી શકતું કે જીવત્વમય થઈ શકતું નથી. અને તેમ જ્યારે નથી થતું ત્યારે તે મન પરમ પ્રશાન્ત અને નિત્ય નિર્વિક્ષિપ્ત રહે છે. તે કાલે તે પરમ આનન્દમય, અને પરમ પૂર્ણરૂપે પોતાને આત્મામય અનુભવે છે. મનની આવી નિર્વાસન સ્થિતિ થવામાં મુખ્ય સાધન ધ્યાન છે. અને તેથી જ પ્રસંગે જ્ઞાનકરતાં ધ્યાનની વિશિષ્ટતા શાસ્ત્રોમાં કહેવાઈ છે. અવિદ્યાના વિસ્તારને અટકાવનાર શાસ્ત્રચિન્તન મનન આદિ છે, પરન્તુ અવિદ્યાને નિર્મૂલ કરનાર ધ્યાન માત્ર છે.

આથી શાસ્ત્રચિન્તન વા મનનની સાથે ધ્યાનનો પ્રયોગ પણ તમને અનુકૂલ જણાય તો સાધવાનો અભ્યાસ રાખશો. ધ્યાન વિના આંતર અગ્નિ જે દુ:ખમાત્રના મૂલ કારણને નિર્બીજ કરનાર છે, તે ઇતર કોઈ ઉપાયે પ્રકટતો નથી. તમારું વિશુદ્ધ અંત:કરણ ધ્યાનવડે અધિક તેજસ્વી થશે, અતિ પ્રકાશમાન બનશે, દિવ્ય શુભસંસ્કારી રહેશે.

જે કંઈ સહજ વિચાર આવ્યા તે લખ્યા છે. તમને આમાં કશું અજાણ્યું હોય એ સંભવતું નથી, માત્ર સહજ ભાવે સ્ફુરતાં ઉપરના વિચાર દર્શાવ્યા છે. તેમાં કાંઇ ઉપયોગી જણાય તો તે માત્ર ગ્રહણ કરશો.

સુખરૂપતા લખશો. સર્વ પ્રસન્ન હશો. આ તરફનું કાંઈ કાર્ય હોય તો જણાવશો. પત્રવિસ્તારથી તમને નિષ્પ્રયોજન શ્રમ આપ્યો છે. તત્કાલ એ જ.



૧૧૧ વડોદરા, ગુરુવાર.

બહુશુભોપમાયોગ્ય, પરાર્થવૃત્તિપરાયણ, પ્રિય શ્રી....ભાઈ,

ત્યાંથી આ તરફ આવી તત્કાળ આપને પત્ર લખવા વૃત્તિ છતાં આગંતુક વ્યવસાયને અંગે પત્ર આજસુધી ન જ લખી શકાયો, જેથી વૃત્તિમાં અસંતોષ પ્રકટે છે. * * *

આપે આ પ્રસંગે લીધેલો શ્રમ હજી સર્વની વૃત્તિમાં વારંવાર સ્ફુરે છે. આપની એ પરાર્થ પ્રવૃત્તિ સર્વને આદર્શરૂપ છે. કેવલ નિ:સ્વાર્થવૃત્તિથી આવા સત્કાર્યને ઉત્સાહપૂર્વક પોતાનું સમજી તેમાં પ્રવૃત્ત થનાર, અને તે પણ તન, મન, ધન અને સમયના ત્યાગપૂર્વક–એવી કોઈ વિરલ વ્યક્તિ જ હોય છે. અને તેવી વ્યક્તિ અનાયાસ સાચા શ્રેયને રળે છે.

સંસારમાં પોતાને અર્થે શુભ પ્રવૃત્તિ કરનાર અનેક હોય છે, પણ પરઅર્થે શુભ પ્રવૃત્તિ કરનારના ટોટા છે. પરાર્થમાં પોતાપણું સ્થાપ્યા વિના પોતાનું સ્વાર્થમય અહં વિલાતું નથી. અને તે વિલાયા વિના મનુષ્યને અદષ્ટ ઉચ્ચ હિતની પ્રાપ્તિ થતી નથી.

પરાર્થ હિત અથવા પરસેવાની વૃત્તિ હોવી એ અન્ત:કરણની સ્વાભાવિક ઉચ્ચતાને સૂચવે છે. એ નિમિત્ત મનુષ્યની પ્રવૃત્તિ થવી એ ભાવીના માહાત્મ્યને જ દર્શાવનાર છે. આપ સરખામાં તે આવી ઉત્તમ પ્રકારે છે એ જોતાં સ્વભાવથી જ વૃત્તિ ધન્યવાદ ઉચ્ચરી જાય છે.

સમગ્ર કુટુમ્બીવર્ગને જય જય. અનુકૂલતાએ કુશલતા જણાવશો.

ભાઈ શ્રી....આદિને જય જય. ટપાલનો સમય થઈ જવાથી હાલ તો એ જ.

---

૧૧૨ વડોદરા, રવિવાર. ૧૮–૨–'૦૬.

શ્રદ્ધાભક્તિસમન્વિત પ્રિય ભાઈ....!

તમારૂં પ્રેમમય પત્ર મળ્યું.........નું પણ મળ્યું. વાંચી સમાચાર જાણ્યા. તમને થનાર દ્રવ્યની હાનિથી વૃત્તિમાં તત્કાલ અસંતોષનું ભાન થયું, પરંતુ આ જગત્માં સ્થિરસરખા મનાતા

જડ રૂપમાં આ પર્વતો તથા ચેતનરૂપે જોતાં આ શરીરો એ સર્વનો કાલે કરી વિનાશ તથા ગતિઆગતિ થાય છે, તો પછી લક્ષ્મીસરખા ચંચલ પદાર્થની ગતિઆગતિ વા વિનાશ થાય એમાં શું આશ્ચર્ય-એ વિચારથી પુનઃ વૃત્તિ સંતોષ સેવે છે.

પ્રિય ભાઈ! મનુષ્યમાત્રને જે હાનિ વા લાભ આવી મળે છે, તે પોતાના જ કર્મોના ફલરૂપે હોય છે. આ વાર્તા ન જાણનાર અજ્ઞાની મનુષ્યો દુઃખાદિની પ્રાપ્તકાલે તેને અન્યતરફથી આવતું હોય એમ જાણે છે અને તેથી અન્યના ઉપર દોષારોપ કરે છે, પરંતુ વસ્તુતઃ અન્ય પુરુષ તો નિમિત્તરૂપ જ અને ખરો દોષ આપણો પોતાનો છે. આથી પ્રાપ્તવિવેક મનુષ્યે પોતાને પ્રાપ્ત થતાં દુઃખના કારણરૂપે અન્યને ન ગણતાં પોતાના જ પૂર્વકર્મને તેમાં પ્રધાન નિમિત્તરૂપે ગણવું ઘટે છે.

આમ હોવાથી જો દોષ દેવાયોગ્ય કોઈ પણ છે તો તે આપણું પૂર્વનું કોઈ દુષ્ટ કર્મ જ છે. પરંતુ વાસ્તવ વિચાર કરતાં તેને પણ દોષ આપવો યોગ્ય નથી. આપણે કે જેમણે અનેક સદ્વિચારદ્વારા જાણ્યું છે જે જગતમાં જે જે પ્રસંગ બને છે તે સર્વના આદિ કારણરૂપ પરમાત્મા જ છે, અને તેથી પ્રત્યેક પ્રસંગ હિતના બોધક હોય છે. પરમાત્મા હિતસ્વરૂપ છે અને તેથી તેમની સત્તાથી જે જે પ્રસંગો હોય છે તે સર્વ હિતમય જ હોય છે. સૂર્યમાંથી અંધારૂં ફેલાતું નથી તેમ પરમાત્મામાંથી અંધારૂં ફેલાતું નથી; અહિત નીકળતું જ નથી. કારણ કે પરમાત્મસત્તામાં અહિતનો ત્રિકાલ અભાવ છે. આથી જે જે મનુષ્યો પરમાત્મસત્તાને જ સર્વના મૂળ કારણરૂપે જાણે છે તે તો પ્રત્યેક પ્રસંગને હિતરૂપ જ ગણે છે. જીવોને જે હિતઅહિતબુદ્ધિ છે તે અજ્ઞાનની છે. અજ્ઞાનને લીધે જ અહિત દૃષ્ટિએ જણાય છે. કોઈ પ્રસંગ અહિતરૂપે છે જ નહિ, કારણ જે પ્રસંગ એકને અહિતરૂપે જણાતો હોય છે તે જ પ્રસંગ અન્યને હિતરૂપે જણાય છે. આથી શર્કરા મધુર છે તો તે ખાનાર સર્વ મનુષ્યને એકસરખી લાગે છે, તેમ કોઈ પ્રસંગ વસ્તુતઃ અહિતરૂપે હોય તો મનુષ્યમાત્રને તે અહિતરૂપે જણાવો જોઈએ.

આથી કોઈ પણ પ્રસંગ અહિતરૂપ નથી, પરંતુ તે પ્રસંગ હિતરૂપ વા અહિતરૂપ થાય તો તેમાં અન્ય કાંઈ કારણ નથી પણ આપણી બુદ્ધિવૃત્તિના વિકારરૂપે એને જાણવો ઘટે છે.

એ વિકારનો લય કરવા બુદ્ધિમાન્ મનુષ્યનો નિત્યનો પ્રયત્ન હોય છે, કારણ જ્યાં સુધી હિતાહિતરૂપ દ્વૈતનો લય થયો નથી ત્યાં સુધી અવિદ્યાનો કદી અભાવ થતો નથી, અને અવિદ્યાના લય વિના અજ્ઞાનની નિવૃત્તિ થવી સંભવતી નથી, અને અજ્ઞાનના લય વિના દુઃખાદિની અપ્રતીતિ પણ થતી નથી અને તેથી દુઃખના ક્લેશની નિવૃત્તિમાટે દ્વૈતનો અભાવ કરવો ઘટે છે. આ વાર્તાને જાણનાર પુરુષ દ્વૈતનો લય કરવાનો સતત પ્રયત્ન સેવે છે. તે પ્રયત્ન એ છે કે જીવદૃષ્ટિથી જે જે અહિતસરખા પ્રસંગ જણાતા હોય તેમાં પણ હિતબુદ્ધિ સ્થાપવી. પરમાત્મા જ જ્યારે આપણા ચાલક તથા પાલક છે તો પછી આપણને અહિતપ્રાપ્તિનો સંભવ જ નથી. વળી આપણે કે જેમણે પરમાત્માને જ આપણા સર્વસ્વરૂપે ગણ્યા છે, તેમણે તેમના દ્વારા કદાપિ અહિત મળે તો તેને પણ હિતરૂપ જ ગણવાનું છે. આથી કદાપિ અહિતજેવો પ્રસંગ જણાય તો તેને પણ વિવેકવિચારવડે શમાવવો ઘટે છે. અને જ્યારે વિવેકવિચારથી આપણે અહિત પ્રસંગનું પૃથક્કરણ કરીએ છીએ ત્યારે દીવો લઈ જોનારને ભ્રાંતિમય સાપ જેમ દોરડીરૂપે જણાય છે તેમ અહિત ભાસતો પ્રસંગ પણ હિતરૂપે જ દેખાય છે. આથી વિવેકવિચારવડે આ અહિતરૂપ ભાસતા પ્રસંગને હિતરૂપે જોવાનો પ્રયત્ન સેવતાં જે હાલ ગ્લાનિ પ્રકટતી જણાય છે તે વિલાઈ જશે.

પ્રિય ભાઈ! ધનની હાનિ એ વસ્તુતઃ કોઈ મોટી હાનિ નથી—જગત્માં સામાન્ય મતિવાળા મનુષ્યો ભલે તેને એક સમર્થ હાનિરૂપે જુએ, પણ તમે કે જેમણે ધનને પરમ પ્રાપ્તવ્યરૂપ માન્યું નથી, તેમણે એથી શોકવશ થવું ઉચિત નથી. ધનનો સ્વભાવ ચલ ગણાયો છે અને તેથી એક સ્થળે સ્થિર રહેવું કઠિન છે. આથી ઇષ્ટનો બોધ એ છે કે :—

" ચંચળ પ્રાણુ તથા લક્ષ્મી છે, એક દિવસ તો લય થાશે રે;
તેશું પ્રીત ધરી સુખઆશા, રાખ્યે દુ:ખ અતિ દેખાશે રે."

માટે તે બોધનું સ્મરણુ કરતા શાંતિમાં રહેશો. વિકળતા એ દુ:ખનો લય કરનાર નથી પણુ દુ:ખને ઉપજાવનાર છે. આથી અનેક સદ્વિચારવડે વિકલતાને શમાવવા પ્રયત્ન કરશો.

આ સંસારમાં જન્મ ધરનાર પ્રત્યેક મનુષ્યને જે જે પ્રસંગ આવી મળે છે તે તેને બોધક હોય છે. જેને જે પ્રકારના બોધની જે ક્ષણે અગત્ય જણાય છે તેને તે પ્રકારનો બોધ તે તે ક્ષણે ઇષ્ટસત્તા વિવિધ પ્રસંગોદ્વારા આપે છે. આથી આ પ્રાપ્ત થયેલા પ્રસંગને હાનિરૂપે ન જાણતાં બોધ ઉપજાવનાર ગણી વૃત્તિને પ્રસન્ન રાખશો. તમે વ્યવહારની નીતિપ્રતિ સહજ ભાવે કરીને તમારા શુદ્ધ સ્વભાવને લીધે ઉપેક્ષા કરી જેનો આ પરિણામ આવ્યો એમ કહી શકાય. વ્યવહારનીતિને દર્શાવનારૂં આપણા ઇષ્ટનું જ વચન છે કે:–

" વામા, વસુ, વસુધા વળી, વિદ્યા, વસ્ત્ર, સુવાન,
દુર્જન કર ન સોંપીએ, જ્યાં લગી નિજ અભિમાન."

આ વાર્તાનું તમે વ્યવહારકાલે વિસ્મરણુ કર્યું જેથી આ હાનિનો સંભવ આવ્યો હોય એમ પણુ માની શકાય, પરંતુ તેથી ખેદ ધરવા પ્રયોજન નથી. જે સત્તાથી આ પ્રસંગ તમને મળ્યો છે તે સત્તા પુન: યોગ્ય પ્રસંગને અવશ્ય પ્રાપ્ત કરાવશે. જે હિતને અર્થે વા જે બોધના અર્થે આ પ્રસંગ ઇષ્ટસત્તાએ તમારા પ્રતિ આણ્યો હશે, તે બોધનો જે કાલે તમારી વૃત્તિ ગ્રહણુ કરશે તે કાલે તત્કાલ આ પ્રસંગ અળપાઈ જશે. જેથી નિશ્ચિંત રહેશો.

સાધકોને યથાર્થ સાધકત્વ પ્રાપ્ત કરવામાં આવા પ્રસંગની અગત્ય હોય છે અને તેથી જ તે પ્રાપ્ત થાય છે. સાધકોનું લક્ષ્યસ્થાન જે પરમ વૈરાગ્યવાળી અવસ્થા તે પ્રતિ લઈ જવામાં આવી વિપત્તિ તે એક સમર્થ સાધનરૂપે છે. જ્યાં લગી મનુષ્યને વિપત્તિ આવતી નથી, ત્યાં લગી તેની ઉન્નતિ ઘણે સમયે ઓછી થાય છે,

પરંતુ વિપત્તિના સમયમાં તેની ઉન્નતિ અધિક અંશે થાય છે. આથી આ પ્રાપ્ત થયેલી વિપત્તિને ઉન્નતિના એક સાધનરૂપે જાણી સંતોષ સેવશો.

ધનાદિ પદાર્થમાટે એવું કહેવાય છે કે જ્યારે આવવાના હોય છે ત્યારે નાળીયેરમાં જળ કેવી રીતે આવે છે તે સમજાતું નથી છતાં આવે છે અને જવાનું થાય છે ત્યારે હાથીએ ભક્ષણ કરેલ કોઠામાંથી તેનો ગર્ભભાગ જેવી રીતે જતો રહે છે અને એક છિદ્ર કે ફાટસરખું જણાતું નથી, તેમ ગમે ત્યાંથી પણ આવે છે અને જતાં રહે છે. તમારા પ્રસંગમાં પણ આવું જ બન્યું છે. ઈશ્વરેચ્છાથી પુનઃ આવવાનો સંભવ થતાં અનાયાસ આવી પ્રાપ્ત થશે. જેથી વ્યર્થ શંકા ધરવા પ્રયોજન નથી.

વિચારવાન્ પુરુષે ધનને પોતાના સર્વસ્વરૂપે માનવું યોગ્ય ગણ્યું નથી. ધનની વસ્તુતઃ કશી કિંમત નથી. મનુષ્યના વિચારથી તેમાં કિંમત સ્થપાઈ છે. આથી મનુષ્યના વિચાર એ જ સર્વથા બળવાન્ છે, તેથી ધનને અધિક મહત્તા ન અર્પતાં આપણા સામર્થ્યમાં જ અધિક મહત્તા સ્થાપવી યોગ્ય જ છે. ધનને આપણે સુખરૂપ માન્યું નથી, માટે વ્યવહારપુરતા ધનની આપણે અગત્ય છે. પરમાત્મસત્તાથી તે તમને પ્રાપ્ત રહ્યા કરશે, તો પછી અધિક દ્રવ્યની લોલુપતા રાખવી જરૂરની પણ શી? જ્યાં સુધી ધનસરખા પદાર્થમાંથી મનુષ્ય આસક્તિનો પરિત્યાગ કરતો નથી ત્યાં સુધી તેને સાચી શાંતિનું ભાન નથી થતું. આ જ્ઞાન ધનની હાનિ વિના થવું સંભવિત જ નથી. જેથી પણ આ પ્રાપ્ત પ્રસંગથી ખેદ ન સેવતાં સુખરૂપ રહેશો.

અનેક સદ્વિચારો કે જે આવા સમયે સેવવા યોગ્ય છે તે સેવશો. પરમાત્માનું સ્મરણ એ તેમાં મુખ્ય છે, માટે તેનાથી જ્યારે ત્યારે સંબંધવાળા રહેશો.

તમે પેલા મનુષ્યઉપર ફરીયાદ કરવી કે કેમ એ માટે પૂછયું તો જણાવવાનું કે તમારી ઇચ્છા તેમ કરવા વેગ સેવતી

હોય તો નિશંકપણે તેમ કરવું. તે ન કરવું યોગ્ય છે, પરંતુ તે નિશ્ચય હાલની વૃત્તિ સેવી શકે તેમ ન હોય તો અજમાવી જોવું. એથી લાભ છે કે કેમ એનો વિચાર કરી અનુકૂળ લાગે તો કરવી. એમાં અત્ર પૂછવા અગત્ય નથી.

સમારંભપર આવવાનું જાણી સંતોષ થયો. તત્કાલ અધિક અવકાશ ન હોવાથી વિશેષ લખ્યું નથી. જાણવા યોગ્ય તમે જાણતા હોવાથી અધિક લખવું પ્રયોજન વિનાનું છે.

ઇષ્ટસ્મરણને સેવતાં પ્રસન્ન રહેશો. ખેદને ધરશો નહિ. પરમાત્મા સઘળું અનુકૂલ કરશે એ નિશ્ચયને સેવશો અને જે જે બને તેમાં મમત્વભાવ ન બાંધતાં તેનાથી અળગા રહેતા જોયા કરશો.

વિશેષ શું ? એ જ.



सन्नारीप्रति:—

૧૧૩ શ્રી ચારિત્ર્યમન્દિર, વડોદરા. તા. ૪-૩-'૩૨.

અનેક શુભગુણવન્તાં, પ્રિય બહેન શ્રી........બહેન,

તમારો પહેલાંનો પત્ર મળેલો; ત્યારથી તમને પત્ર લખવા વૃત્તિ હતી....બહેન વારંવાર યાદ પણ કરતાં. શ્રી....ભાઈએ પણ એમના ઉપર આવેલા તમારા પત્રની હકીકત કહેલી. આમ અનેક નિમિત્તથી પણ આજ સુધી તમારું સ્મરણ થતું રહ્યું છે, અને મનથી સ્વતંત્રપણે પણ અનેક વખત તમારું સ્મરણ થયાં જ કરે છે. આજ તમારો બીજો પત્ર મળ્યો. બંને પત્રો તમારા હૃદયની ઉજ્જ્વલતા, શ્રદ્ધા, ભક્તિ, સરલતા અને નિર્મલતાને દર્શાવે છે. બીજા વાંચનારના હૃદયને પણ તે અત્યંત સ્પર્શે તેમ છે.

ઘણી વખત એવું બને છે કે ધારેલાં કાર્ય નથી થતાં, અને ન ધારેલાં થઈ જાય છે. આમાં પણ એમ બન્યું. પત્ર લખવા વારંવાર વિચાર થવા છતાં અત્યારસુધી ન લખાયો. * * *

છતાં આ લાંબા સમયમાં 'પત્ર લખવો છે,' એ વિચારથી વધારે પ્રમાણમાં તમારૂં સ્મરણ થયા કર્યું છે એ લાભકારક જ છે. કોઈને કોઈ દૃષ્ટિએ વિશ્વનું સર્વ કાંઇ લાભકારક જ છે. માત્ર તેવી સર્વમાંથી ગુણ અથવા લાભ જોનારી દૃષ્ટિ કેળવવી જોઈએ.

સંસારમાં પ્રતિકૂલતાઓની નવાઈ નથી. અને બહારની અથવા સંસારની દૃષ્ટિથી જોવા જઈએ તો એ પ્રતિકૂલતા વજ્રના પહાડ જેવી જણાય છે. છતાં મનુષ્યપાસે આ એક જ દૃષ્ટિ નથી. ઈશ્વરી શક્તિની ચમકભરી એક બીજી દૃષ્ટિ પણ આપણને મળેલી છે, જે બહારની પ્રતિકૂલતાને ગણકારવા દેતી નથી. એ ઈશ્વરી દૃષ્ટિ કેળવતાં સંસારની પ્રતિકૂલતાઓ મિથ્યા જણાય છે. સંસારની પ્રતિકૂલતા હઠી જાય એ સારી વાત છે, પણ એમાંની આપણી પ્રતિકૂલ બુદ્ધિ હઠી જાય તો આપણે જગ જીત્યા ગણાઈએ.

આપણે જેમ બને તેમ જલદી આવી દૃષ્ટિ કેળવવી જોઈએ—એ ઈશ્વરી દૃષ્ટિ છે, અને તે ઈશ્વરઉપાસનાથી જ મળે છે. આ ઉપાસના તે ઈશ્વરતરફ આપણી વૃત્તિનું અખંડ જોડાણ તે છે. પ્રભુ અનંત હિતના કરનાર છે, અને એ જે કરે છે તેમાં આપણું હિત જ છે, આ નિશ્ચય તે પરમ શાન્તિનો નિશ્ચય છે. એ નિશ્ચય ઉપર આપણે બનતી ત્વરાથી આવી જઈએ, તો બહુ જલદી આપણે ઈશ્વરના બલવાન્ પ્રવાહમાં વહેતાં થઈએ.

અત્યારે આપણને આપણી ઇચ્છા જ સિદ્ધ કરવા વૃત્તિ રહે છે, કારણ તેમાં આપણા મને સુખ માન્યું છે. એ મન જ્યારે ઈશ્વરેચ્છા એ જ ખરી હિતકારક ઇચ્છા છે એમ બરાબર માને છે, પછી એ પોતાની ઇચ્છા સિદ્ધ કરવામાટે આગ્રહવાળું રહેતું નથી. અને ઈશ્વરેચ્છામાં પોતે શમાઈ જવાથી, ઈશ્વરની મરજીથી જે બને છે તેમાં જ એ રાજી અને મસ્ત રહે છે.

આ માટે આપણા મનને આપણે કેળવવું જોઈએ. અને એ માટે આપણે ઈશ્વરનું ખૂબ સરસ સ્વરૂપ આપણા મનમાં અત્યંત દૃઢપણે સમજવું જોઈએ. એ ઈશ્વરી સત્તા જ આપણું બધી રીતે ઇષ્ટ કરનાર છે, આ વાત આપણા મનમાં સ્થપાતાં આપણે બહુ રીતે નિર્ભય, નિશ્ચિત, પ્રસન્ન અને બલવાન્ રહીએ છીએ. વારંવાર મનમાં એ નિશ્ચય સ્થાપ્યા જ કરવો કે પ્રભુ આપણી સાથે જ છે, પ્રભુની ઇચ્છા સઉ કરવા સમર્થ છે, અને તે આપણે માટે

તત્પર છે. આપણે જેમ અધિક ઈશ્વરેચ્છાને અધીન થઈએ છીએ તેમ આપણું હૃદય વધારે વધારે પવિત્ર થતું હોવાથી પરિણામે આપણી ઇચ્છાપ્રમાણે ઈશ્વરેચ્છા પણ વખત આવ્યે વર્તે છે. પૂર્વના ભક્તના દૃષ્ટાંતોથી એ સમજાય છે. આથી શ્રદ્ધાભક્તિપૂર્વક પરમાત્મસત્તાતરફ વળતાં અને વળતાં, તથા તે જે કરે છે તેથી પ્રસન્ન રહેતાં આપણે આપણું કર્તવ્ય કરવાનું છે.

તમે તો આ કરી જ રહ્યાં છો. એ તમારે માટે કાંઇ નવું નથી. સદા પ્રસન્ન રહેજો, અને જ્યાં ત્યાં હરિની લીલા જોતાં જેમાં તેમાં આનંદ જ માનજો.

હમણાં હોળીનો સમારંભનો ઉત્સવ છે, તેથી ટુંકામાં જ પત્ર લખ્યો છે.....બહેન હમણાં આવ્યાં હતાં. ખુશીમાં છે. બીજા બધા સુખરૂપ છે તથા તમારા શુદ્ધ હૃદયનું ચિંતન કરતાં તમારૂં સ્મરણ કરે છે, અને તમારી સુખરૂપતા પૂછાવે છે.

ત્યાંની શાલાઓ તથા ત્યાંની બોર્ડિંગો જોજો, અને બને તો તેની હકીકતો વિગતથી જણાવશો.

સઉ વાતે સુખી થાઓ એ જ ઇચ્છા. હાલ એ જ.



**श्रेयस्साधकोप्रति:-**

૧૧૪ વડોદરા, ગુરુ. તા. ૨૦-૧-૩૪.

પ્રિય શ્રી....ભાઈ !

ત્યાંથી આવતા પત્રથી પ્રકૃતિમાં બે દિવસથી કાંઇ વિષમતા નથી એમ જાણી સંતોષ થાય છે. વેદાન્તનો સમર્થ ઉપદેશ–**तत्त्वमसि** કેવલ જીવત્વના અણુ અથવા અભિમાનીમાટે જ છે એમ નથી. જે કાંઇ છે તે સઘળું જ **तत्** છે–**ब्रह्म** છે. પૂર્વે જે કાંઈ **त्वम्**રૂપે હતું તે **तत्**–બ્રહ્મમય–હતું અને હાલ નથી એમ નથી; હાલ પણ સર્વ કાંઇ એ જ છે. દેહ, વ્યાધિ, બલ, દુર્બલતા, વિરોધ, પ્રતિકૂલતા એ સર્વ તત્–બ્રહ્મ–છે. આ ભાન સદા જાગ્રત્ રાખનાર કશાથી સંકોચાતો કે દુ:ખી થતો નથી. આ નિશ્ચયવાન્ મનુષ્ય રોગ, આરોગ્ય, અનુકૂલ, પ્રતિકૂલ સર્વને પ્રસન્ન હૃદયથી કહે છે **तत्त्वमसि**. તમે સઉને તે જ કહી રહ્યા છો. ત્વમ્રૂપ થતા સર્વને તત્રૂપ જાણનાર સર્વ અવસ્થામાં નિત્ય નિર્વિકાર, નિત્યતૃપ્ત અને નિત્યપૂર્ણ રહે છે. પ્રસન્નતા એ પરમાત્માનો આવિષ્કાર છે.



૧૧૫ વડોદરા.

પ્રિય શ્રી....ભાઈ !

....તમારા સ્નેહભાવપૂર્ણ શબ્દોના આકર્ષણથી હું ત્યાં આવ્યો હોઉં તો સારું એમ થાય છે; અને તેથી તમારા પ્રતિ

સ્નેહભાવ ધરતી વૃત્તિ ક્યારનીએ તમારી તરફ આવી ગઈ છે. માટે તેટલાથી સંતોષ માનશો........ભાઈ પ્રસન્ન હશે.

---

૧૧૬

કુમાર........!

તમારા પત્રથી બહુ સંતોષ. અન્ય બાળકોને તો તમે બધાએ અત્યાર પહેલાં જ આકર્ષી લીધા છે, જેથી અહિં હવે કોઈ નથી. હું છું અહિં, પણ તે તો ત્યાં પણ છું જ; જેથી આશ્રમનું બધું ઐશ્વર્ય હાલ તમારી પાસે જ છે એમ જાણી આનન્દ પામો..... ભાઈ પ્રસન્ન હશે જ. ઈશ્વરેચ્છાથી એ દમ્પતી ભાવી સુખસંપત્તિના ભોક્તા રહે એ જ ભાવના. એ જ.

---

૧૧૭ ગુરુ.

પ્રિય શ્રી....ભાઈ....

પત્ર મળતાં સંતોષ થયો. *** ઇષ્ટેચ્છા તો હું સત્રપછી તે તરફ આવવા ધારું છું.

અન્તઃકરણને અતીતઅનાગત ચિન્તનથી રહિત રાખતા વર્તમાનને સ્વપ્નવત્ જોતા પ્રસન્ન રહેશો. એ જ.

---

૧૧૮ વડોદરા, શનિવાર. તા. ૧૬-૧૨-૧૧.

ભક્તિસંપન્ન પ્રિય ભાઈ....!

તમારું ખેદ સૂચવનાર પત્ર મળ્યું. તે નિમિત્ત તેઓના પ્રતિ પ્રેમ તથા પૂજ્યભાવ સેવનાર તમને અધિક ગ્લાનિ થાય એ સંભવે છે, અને આ સમયે સમાધાનના શબ્દો લખવા છતાં પણ અન્તઃકરણ તેના ગ્લાનિભાવને ન ત્યજે એ પણ તેટલું જ સંભવે છે.

ઇષ્ટસંકેતને વશ તેઓનાં પ્રાણ તથા શરીર આજે ઇષ્ટસંકેતને અધીન વર્તી તેમનામાં શમ્યાં છે, અને તેથી વસ્તુદૃષ્ટિથી તેઓએ

આ કાર્ય અયોગ્ય કર્યું છે, એમ કહી શકાતું જ નથી. તેઓનું સ્વાભિમાન ગલિત હતું, અને આરંભથી જ તેમણે તેમના તનુને ટકાવવાનું અહં વિલીન કર્યું હતું, જેથી ઇષ્ટસંકેતથી નિર્વહણ કરતું તે તનુ આજે સર્વાંશે અદૃષ્ટ થયું છે, તેમાં ઈશિસત્તા જ બલવત્તર હેતુરૂપ છે. અને તેથી તેની કૃતિમાં અસદ્‌ભાવ બાંધવો ઉચિત નથી જ. તેઓ ઇષ્ટસ્વરૂપયુક્ત થઈ આપણી નિકટ રહેશે જ; જેથી આપણે આપણને ઉચ્ચપદે સ્થિત કરવાનો તેમને સોંપેલો ભાર હજી તેમને જ શિર રહ્યો છે, અને તેને તે વહન કરશે જ, માટે નિર્ભ્રાન્ત રહી તેમના તત્ત્વસ્વરૂપથી અનુસન્ધાનવાળા થતા ક્રમે કરી પ્રસન્નતાને સેવવાના પ્રયત્નને આદરશો.



૧૧૯ વડોદરા, ગુરુ.

પ્રિય........

આ ભવોદધિમાં તમારે ત્યાંના ભાવોદધિની છોળોને અનુભવી અહિં આવવું થયું છે. સારો આનંદ થયો. તમારે ત્યાં પણ આખું કુટુંબ આવી મળ્યું તેથી વધારે સારું લાગ્યું.....ભાઈના નેતૃત્વ નીચે ચાલતો તમારો સંસાર આનન્દજનક લાગ્યો.....ભાઈએ પણ ત્યાંની ખૂબ વાતો અહિં બધાને કહી તેથી....આદિનું સ્મરણ થાય છે. સઉને જય જય.

મારે “ વેણી ગુંથી–ને માંહિ ફુલ હું તો ભૂલી ” જેવું થયું ! તમારે ત્યાં આવી તમને પૂછવાનું ગોખતો ગોખતો આવેલો તે ભૂલાઈ ગયું ! તમે પ્રથમ લખેલું તે હવે યાદ નથી. ઉતાવળે.



૧૨૦ વડોદરા.

ભાઈ....

હાલ તો જપાદિક ખૂબ આનન્દ અને ઉલ્લાસથી કરશો, તથા આખો દિવસ બનતા સદ્વિચારયુક્ત તથા જપ કરવામાં ગાળશો. એ જ.



૧૨૧ વડોદરા, શુક્રવાર.

પ્રિય શ્રી....ભાઈ,

તમારા પત્રો મળે છે. તમને ઇષ્ટેચ્છાથી પ્રવાસમાં અનુકૂલતા મળતી જાણી વધારે સંતોષ થાય છે. * * *

પરમાનન્દસ્વરૂપ પરમાત્માને પોતાના રોમરોમમાં કલ્પતા પ્રસન્નતા અનુભવશો. કલ્પનાની સિદ્ધિ એ જ અનુભવ છે. એ જ.



૧૨૨ અમદાવાદ, બુધ. તા. ૨૯–૩–૨૮.

શ્રી........ભાઈ,

પત્ર મળ્યો.

તમે ઉત્તરોત્તર શ્રદ્ધાભક્તિથી અધિકારસંપન્ન થતા જાઓ છો એટલે ખરું જોતાં કશા અસંતોષનું કારણ જ નથી. માટે પ્રસન્ન જ રહેશો. અને ઇષ્ટને પામીને તમારું તો શ્રેય જ છે. પૂર્વની તમારી વૃત્તિ અને આજની તમારી વૃત્તિ–પ્રવૃત્તિમાં ઘણું અન્તર છે. પદાર્થ જડ છે. જડ હમેશાં જ્યાં ત્યાં ડખલ કરે જ–પણ ચેતન જે ગતિમાન્ સત્તા છે, એ જ્યાં પ્રસરે છે ત્યાં જડના ડખલ કરવાના સ્વભાવને દૂર કરી દે છે. તેથી દ્રવ્યાદિ હવે તમારી ચેતન સત્તાઆગળ ડખલરૂપે ટકી શકે એમ નથી–દ્રવ્યાદિ જડમાં બળ અને સત્તા આપનાર જ તમે છો, જેથી એથી ડરવા, પ્રયોજન નથી.

ઇશ્વિરની ગતિ અલૌકિક છે. તમે ૫૦ નો વિચાર કર્યો તો અદૃષ્ટ સત્તા તમારા ઉપર ૩૫૦ નો હુકમ છોડવાની અણીઉપર હતી. પણ હાલ એ વહાણુ બીજે વાળ્યું છે. * * * ખૂબ પ્રસન્ન, અને જગત્ના પ્રસંગને પગનીચે દબાવવાનું બળ વાપરતા રહેજો. પ્રકૃતિ સ્વસ્થતાઉપર આવતી જાણી સંતોષ થયો. કુશલતા લખશો. એ જ.



૧૨૩

પ્રિય શ્રી........

તમારો પત્ર મળ્યો.

શ્રેયસ્સાધક પત્રિકા તમને મળી હશે. તમારે શાસ્ત્રચિન્તન ચાલે છે: જાણી આનન્દ થયો. સાધનક્રમમાં પણ તમે કાંઇને કાંઇ કર્યા જ જાઓ છો એ તમારા અન્તઃકરણનો સદાગ્રહ સૂચવે છે. તમને ખાસ સૂચના નથી. મહિમ્ન જે તમે મુખપાઠ કર્યું છે તે હરતાં ફરતાં ભણે જવું. વિસ્મરણ ન થાય તે જોવું. ત્યાં સ્મરણ કરનાર સજ્જનોને જય જય. કુશલતા લખશો.



૧૨૪ વડોદરા, શનિ. તા. ૨૨-૪-૩૧.

પ્રિય ભાઈ....

તમારો પત્ર, કુંકુમપત્રિકા વગેરે મળ્યું. જનોઈનો નિશ્ચય જાણી સંતોષ થયો. * * *

* * * પ્રસંગ આવ્યે કાર્ય કરવામાં ઘણી દુર્ઘટતા છે, અને તેથી જ સેવાને અતિકઠિન કાર્ય ગણ્યું છે; પરન્તુ એમાં હાન નથી. તેથી ચિન્તા ન ધરતાં નિશ્ચિન્ત રહેજો. સેવાધર્મ જ વિકટ કહ્યો છે.

કોઈ વાતે મનમાં અપ્રસન્ન ન રહેશો. જગત્ અને જગત્‌ના પ્રત્યેક પ્રસંગ આપણને કંઇને કંઇ શીખવે જ છે. આથી દરેકમાંથી કાંઇ સાર હોય તે લઈ પછી નિર્ભ્રાન્ત થવું. * * * સુખસમાચાર જણાવશો.



૧૨૫ વડોદરા, બુધ. ૧૪-૬-૧૯૦૫.

પ્રિય ભાઈ !

હાલ કામ ઘણું હોય છે. બે ચાર દિવસમાં તે નિવૃત્ત થયે પત્ર લખીશ. પ્રકૃતિ સુધરી જશે. ચિન્તા કરશો નહિ. આટલું ધૈર્ય ધર્યું છે તો અલ્પ સમય વિશેષ ધરો. ઇષ્ટેચ્છાથી યોગ્ય જ થશે.

....તમારે મોકલવાની અગત્ય નહોતી. તમારા સરખા પરતંત્રની આવી શ્રદ્ધા જોઈ અધિક આશ્ચર્યસહ આનન્દ થાય છે.

પરમાત્મા તમને સત્વર ઈપ્સિતાર્થ અર્પો.

કુશળતા જણાવજો. પત્ર ન લખું તેથી અસંતોષ ન માનશો. તમારું સ્મરણ તો નિત્ય થાય છે જ. એ જ.



૧૨૬ પુના, તા. ૨૮-૯-'૦૫.

પ્રિય ભાઈ,

## સોરઠા

ઇષ્ટસ્મરણ સપ્રેમ, કહેજો તમ લઘુ બંધુને,
અભ્યાસે છે કેમ, તે ત્યાં આવ્યે જાણશું.
સ્નેહી વૃત્તિ નિત્ય, સ્મરણે ચઢતી એમની,
એમની આન્તર પ્રીત, વિચારતાં વૃત્તિ દ્રવે.
સ્મરણ કરે જે અન્ય, જય જય કહેજો તેમને,
સર્વતણું સૌજન્ય, કહેજો સ્મરણે આવતું.
સદા ઇષ્ટઆશીષ, સર્જન સાધક પામજો,
સ્વરૂપપ્રતિ બક્ષિસ, મેળવજો નિજ ઇષ્ટથી.



૧૨૭ વડોદરા, શુક્ર. તા. ૨૫-૧૦-૩૫.

પ્રિય શ્રી....ભાઈ,

પત્ર મળ્યું.

પણ આ વખતે કાંઇ વૃત્તિ ઉઠતી નથી. ઉપાધિ આ વખતે બહુ છે. હજી અંક જ કાઢી શકાયો નથી. એટલે હરિઇચ્છા. સઉ વૃત્તિથી સમીપ જ છો. સઉ પ્રસન્ન રહેજો.



૧૨૮ ભીમડી, શનિ. તા. ૧-૧૦-૩૨.

પ્રિય ભાઈ શ્રી....ભાઈ,

તમારો સુખદ પત્ર મને નાશિકમાં મળ્યો.

દોઢેક માસથી વડોદરાથી નીકળવું થયું છે. આ સિંહસ્થનું વર્ષ હોઈ નાશિકમાં બાર વર્ષે ભરાતો સાધુઓનો મોટો મેળો હોવાથી ત્યાં જવું થયું હતું. એ પુણ્યક્ષેત્રમાં તમારો પત્ર મળતાં ત્યાંનાં સ્નાન, દર્શન આદિના પુણ્ય કાર્યમાં જ અનેક સમયે તમારું સ્મરણ થયું અને અદ્યાપિ થાય છે. નાશિકથી હાલ ભીમડી આવવું થયું છે. થોડા સમય પછી વડોદરા જવું થશે.

તમે અન્તઃકરણનું જે સ્વરૂપ લખ્યું તેથી આશ્ચર્ય પામવાનું કે ખેદ ધરવાનું કશું કારણ નથી. મનનો એવો સ્વભાવ જ છે. અનેક જન્મથી સંસારસાથે આસક્તિપૂર્વક જોડાયલું મન અત્યારે સહસા ઇષ્ટાભિમુખ ન થાય એ સ્વાભાવિક છે. અને તેથી વિકળ કે નિરાશ બનવાનુંએ પ્રયોજન નથી. મનની અકળામણ મનને વધારે બગાડે છે—અશાન્ત કરે છે. મન અમુક પ્રકારનું જ જણાય એવી સ્પૃહાને પણ છોડીને વારંવાર ઇષ્ટચિંતનમાં તેને જોડતાં રહેવું. ક્રમે કરી ઇષ્ટચિંતન મનને ઠેકાણે લાવશે. આપણે મન નથી. મન ચંચલ રહે તો પણ આપણા સ્વરૂપને કશી જ હાનિ નથી, આ ભાવ પણ મનમાં રાખી મનની ચેષ્ટાને તેના દ્રષ્ટા બનીને જોયા કરવી. મન બીજા સંકલ્પો ઉઠાવે તે પૂર્વે તેને ઇષ્ટમંત્રમાં જોડી દેવું. એમ વારંવાર કર્યા કરવાથી ક્રમે ક્રમે ઠેકાણે આવશે. નિશ્ચય સમજવું કે આપણે બોલેલો એક પણ મંત્ર નિરર્થક જતો જ નથી. એ કંઇક ને કંઇક ફેરફાર અન્તરૂમાં કરે જ છે. શ્રદ્ધાથી મંત્રજાપ ચાલુ રાખવો. હરતાં ફરતાં પણ અન્તરૂમાં ચલાવ્યા જ કરવો. એથી ક્રમે ક્રમે બધું જ ઠીક થશે.

શરીર બંધકોશવાળું રહે છે તે જાણ્યું. કોઈ સૌમ્ય ઉપચાર સેવ્યા કરવો. થોડો વ્યાયામ કરી જોવો.

જિહ્વા ઇન્દ્રિયની દુર્બલતાસંબંધી જાણ્યું. જમતી વખતે આપણો પ્રત્યેક ગ્રાસ પ્રાણાગ્નિદેવને આહૂતિરૂપે આપીએ છીએ, એ ભાવપૂર્વક જમવું. આપણે માટે જમતા નથી પણ જમવાનું કાર્ય એક પવિત્ર કર્તવ્યરૂપે જાણી જે રુચિ હોય તે અન્તરાત્માને આપીએ છીએ, એ ભાવથી જમવું. અને જમવાસંબંધીનું બીજું

ચિન્તન બને તેટલું ઓછું કરી નાંખવું. આ રીતથી પણ ક્રમે ક્રમે જિહ્વાઇન્દ્રિય શાન્ત બને છે. આત્માર્પણ બુદ્ધિથી આહાર લેવા સાવધતા રાખવી.

તેમ જ જિહ્વાઇન્દ્રિયનો બીજો ઉપયોગ તે વાણીનો વ્યાપાર છે. બનતાસુધી તમે તેમાં નિગ્રહી જણાઓ છો. વાણીનો શુદ્ધ ઉપયોગ કરવા સાવધતા રાખવી. નિરર્થક કાથાકબલા ન કરે તે ઉપર ધ્યાન આપતા રહેવું. તે માટે પણ જપનું સાધન સારું છે. મનને જપના પ્રવાહમાં રોકેલું રાખવાથી નિરર્થક વાણી કેટલાક પ્રમાણમાં અટકે છે.

કુશલતા લખશો. પત્ર મળતાં બહુ સંતોષ થયો. હાલ તો અહિં જ અટકું છું. બીજું વળી પત્ર લખીશ ત્યારે. એ જ.



૧૨૯ વડોદરા, મંગળ. તા. ૧૭-૧-૩૪.

પ્રિય શ્રી....ભાઈ!

આજ પણ તમારા હસ્તાક્ષરના દર્શનથી અધિકાધિક સંતોષ થયો. અન્ન, પ્રાણ, બ્રહ્મ નથી, આનન્દ એ જ બ્રહ્મ છે, તેનાથી તમે પ્રપૂર્ણ છો. એમાં રમનાર પરમતૃપ્ત ને પરમશાન્ત જ હોય છે. અધિકાધિક બલનો અનુભવ કરો એ જ ઇચ્છા. પત્ર લખશો.



૧૩૦ વડોદરા, ગુરુ.

પ્રિય શ્રી........ભાઈ,

પત્ર મળતાં અધિક સંતોષ થયો. પ્રકૃતિ શિથિલ થઈ પુનઃ ઠીક ઠીક ચાલે છે તે જાણ્યું. ઈશ્વર સમર્થ છે. અનુકૂલ કરે છે ને કરશે.

તમારા—નો ભાવ માત્ર સ્થાનનિર્દેશ કરવાનો હતો. એને હું કાંઇ જાણું છું એટલે કોઈ પ્રકારે અસંતોષ ન માનશો.



૧૩૧ વડોદરા, મંગળ. તા. ૨૮–૩–૩૩.

પ્રિય ભાઈ........

આજ પત્ર મળતાં હકીકત જાણી. તમે હાલ રતલામ પહોંચ્યા હશો જ. તમારાથી મળી ન શકાયું તેની ચિન્તા નથી. નિકટતા સ્મરણવડે વિશેષ રહે છે. ઉપરી સત્તાપ્રતિ અનુકૂલ વૃત્તિ–પ્રવૃત્તિ સેવી કાર્ય કર્યે જવું.

પરમાત્મા અનુકૂલ જ કરશે. * * *

પરમાત્મસ્મરણપૂર્વક મનને શાન્ત અને સાત્ત્વિક રાખતા રહેશો. એ જ.

૧૩૨ વડોદરા.

પ્રિય શ્રી........ભાઈ,

અત્ર સર્વ સુખરૂપ છે. તત્ર આપની તેમ જ કુટુંબીવર્ગની પ્રકૃતિ સુખરૂપ હશે.

તત્રથી અહિં આવ્યા પછી પત્ર લખવા વારંવાર વૃત્તિ થયા કરતી હતી, પરન્તુ પૂર્ણ અવકાશના અભાવે તેમ બની શક્યું નહોતું.

આપના શ્રી—ઉપર લખેલા બે એક પત્રો મળ્યા હતા. આપની પ્રકૃતિ કંઇક શિથિલ છે એવું જણાવ્યું હતું તે હવે આરામ થયો હશે. * * *

ઇશ્વરમાં અપાર શ્રદ્ધાવાળા આપસરખા ઉદાર પુરુષના શ્રેયમાં ઓછો જ સંશય છે. ઇષ્ટબન્ધુતરીકે આપે અર્પેલી તેમને મદદ તેમણે સાભાર સ્વીકારી છે.

વિશેષ શું લખવું ? સર્વ કુટુંબીવર્ગસહિત આપનો ઇષ્ટપ્રતિનો નિરતિશય પ્રેમ, અન્તરૂમાં તે સર્વના હિતચિન્તક વિચાર સિવાય બહાર કશું લખવા પ્રેરતો નથી.

પરમાત્મા પ્રાણિમાત્રનું શુભ કરનારા છે તો તેમના પ્રતિ અભિમુખ રહેનાર આપસરખાનું તો શ્રેય સાધે એમાં શું આશ્ચર્ય છે ?

ઇષ્ટચિન્તનમાં વૃત્તિ જાગ્રત્ રાખી પ્રસન્ન રહેવું એ જ માત્ર કર્તવ્ય છે. એ જ.

૧૩૩ વડોદરા, મંગળ. તા. ૨-૬-૨૫.

ભાઈ શ્રી........

....પત્રો મળે છે, અને સહજ જ પત્ર લખું છું. pass થયા જાણી આનન્દ થયો. અહિં વૃષ્ટિએ થોડો ઘણો આરંભ કરવા માંડ્યો છે. ત્યાં પણ વૃષ્ટિથી તાપની નિવૃત્તિ થતી હશે. ....ભાઈને કહેજો કે જ્ઞાનવારિવડે આન્તર તાપને શીતલ કરતા આવે. જેથી એ શીતલ આન્તર ભૂમિમાં ફલપ્રદ વૃક્ષ ઉગવા માંડે. આપણે જ છોડ વાવીએ છીએ, આપણે જ તાપથી તેને પ્રજાળીએ છીએ. ઓછો આપણો મહિમા છે!!! * * * ઇશ્વિર તમારી ઇચ્છા સફળ કરશે જ.

---

૧૩૪ વડોદરા, ગુરુ. તા. ૨૪-૭-૨૪.

ભાઈ........

પત્ર મળ્યો.

તમારી તબીયત સુખરૂપ જાણી સંતોષ થયો. તમારા પિતાની પ્રકૃતિનિમિત્ત * * * જવાનું થશે તે જાણ્યું. પરમાત્મસત્તાથી જે થવાનું તે થયા જ કરે છે અને થશે, એ નિશ્ચય સેવી તેના ચિન્તનથી બને તેટલા રહિત રહેશો. પરમાત્માએ પોતાના માથે જે ભાર રાખ્યો છે, તેને આપણે માથે શું કરવા તાણી લેવો? માટે માત્ર તે સત્તાને અનુકૂલપણે વર્તવું એ જ આપણું કર્તવ્ય છે.

---

૧૩૫ વડોદરા, રવિ. તા. ૬-૮-૨૫.

પ્રિય શ્રી.......ભાઈ,

પત્ર મળ્યો.

ઇષ્ટેચ્છાથી છેલ્લા સમાચારપ્રમાણે જ્વર ઓછો થતો જાય છે, તેમ આજે પણ ઓછો થયો હોય તો તો નિવૃત્તિ. કાલે તમારા પત્રથી સમજાશે.

....નાં બાની તબીયત નરમ જાણી—ભાઈ કહે છે—"પૈસો મારો....ગુરુ–છૈયાંછોકરાં શાલિગ્રામ તો સેવા કેની કરૂં" એ ન્યાયે તમારે હમણાં ઘરમાં જ વિશ્વરૂપદર્શન કરવાનું આવ્યું છે! ડરવાનું પ્રયોજન નથી. પરમાત્માનું સ્મરણ ચાલુ જ રાખવું.

સુખરૂપતા લખજો.

---

૧૩૬ વડોદરા, બુધ.

ભાઈશ્રી........

પ્રથમ પત્ર મળ્યો હતો. આજનો મળ્યો. આજના સંબંધી તો ખાસ લખવાનું નથી. આ શુભ દિવસોના નિમિત્તથી અંતઃકરણને કર્તવ્યશીલ તથા પવિત્ર કરતા રહેવું, એ જ આપણને એ દિવસો પ્રાપ્ત થવાનું પ્રયોજન છે. તમે સદ્વિચારસંપન્ન છો. કર્તવ્ય મુખ્ય બે જ છે: ધ્યાન અને જ્ઞાન. સદ્ગ્રન્થોનું અવલોકન કરો છો, કરશો. ધ્યાનથી પણ ચિત્તસ્વાસ્થ્ય અનુભવવા પ્રયત્ન કરશો. કુશલતા લખશો.

---

૧૩૭ વડોદરા, શુક્ર. તા. ૧૨–૯–૩૬.

પ્રિય ભાઈ શ્રી,

વિલક્ષણ યોગાનુયોગ છે. અર્ધા કલાક પહેલાં તમારું સ્મરણ થયેલું અને પત્ર લખવા વિચાર આવેલો, ત્યાં ટપાલમાં તમારો જ પત્ર મળ્યો, અને બહુ સંતોષ થયો. નવીન ક્રમમાંથી બને તે સાધતા રહેશો. * * * આવતા શનિવારે ગણપતિ ચોથ છે * * * એક બે દિવસ ત્યાંથી વ્યવસ્થા કરી આવો તો વધારે રહેવાય. અહિંના મહાપ્રયોગમાં પણ ભળાશે. ગણપતિચોથને દિવસે પણ ઇચ્છેચ્છા તો સહજ ઉત્સવજેવું અહિં હશે. સુખરૂપતા લખશો. નિરન્તર મુક્તત્વની ભાવના રાખતા, સંસારને ખાલી રમકડાસમો જાણી નિરપેક્ષભાવે તેનાથી ખેલતા, અન્તરૂમાં પરમાત્મતત્ત્વને જોતા સદા પ્રસન્ન રહેજો.

૧૩૮ વડોદરા, મંગળ.

પ્રિય શ્રી........ભાઈ !

તમારી પ્રકૃતિનું કંઇક સ્વાસ્થ્ય આજ જાણી સંતોષ થયો. તમારું અન્તરૂબલ જાગ્રત્ છે. એ આશ્ચર્યકારક કાર્ય કરે એમ છે. તમારા અન્તરૂની પાછળ આત્માનો પ્રબલ વેગ છે. સામર્થ્યની જાગ્રતિ અને સામર્થ્યસુષુપ્તિ બંને એ જ આત્મામાં છે. જેની દૃષ્ટિ આત્માતરફ છે તે ગમે તે સ્થિતિમાં પણ આત્મતત્ત્વને અનુભવી શકે છે. માંદા દેહમાં આત્મા નિરામય છે, અન્ધ નેત્રમાં આત્મા દેખતો છે, જડ પદાર્થમાં આત્મા ચૈતન્ય છે. આ સમજનાર સર્વ અવસ્થામાં પ્રસન્ન, બલવાન્ અને સદા ઊર્ધ્વગામી રહે છે. આત્માના બલથી ઝઝુમનાર તમે તો સર્વ અવસ્થામાં સમર્થ જ છો. પ્રસન્નતા જણાવશો. પ્રસન્નતા એ જ જીવન છે.

---

૧૩૯ વડોદરા, ગુરુ. તા. ૬-૬-૨૯.

પ્રિય ભાઈ શ્રી........

* * * તમારું સ્મરણ અનેક પ્રસંગે થાય જ છે, તેથી નિશ્ચિંત રહેશો. ભૂલો માયાના પ્રદેશમાં છે, એથી અતિ વિશાલ સ્વરૂપપ્રદેશ છે. તે નિત્ય નિર્મલ અને નિર્દોષ છે. તેમાં દૃષ્ટિ વાળતા પ્રસન્ન રહેવું. * * * જરૂર આવશો.

---

૧૪૦ વડોદરા.

ભાઈ........

પત્ર મળ્યો. આવા કાર્યમાં પૂર્વે મારી વૃત્તિ સ્વતંત્રપણે કોઈતરફથી કાંઇ કરવા થતી, પણ હાલ વૃત્તિનું સ્વરૂપ પલટાયું છે, તેથી તે સૂચના કરવાથી વિશેષ કાંઈ કરી શકતી નથી. આગળ ઉપર તો સૂચના કરતાં પણ કદાચ કંટાળશે. હજી એટલા સંસ્કાર શેષ છે, તેથી આ પત્રવ્યવહાર થાય છે. તેમ આવા કાર્યમાં

કરનારનો જ સંકલ્પ મુખ્યત્વે ઉપયોગી છે, તો તમે તમારી ઇચ્છા જણાવશો. સ્પષ્ટ લખતાં કશો જ સંકોચ ન સેવશો. પછી તમારી ઇચ્છા જ છે, તો તેમાં કાંઇ ફેરફાર કરવાજેવું હશે તો મારી વૃત્તિનો વિચાર તમને જણાવીશ.



૧૪૧ વડોદરા, સોમવાર. તા. ૨૨–૧–૩૪.

પ્રિય શ્રી....ભાઈ!

આજ પણ તમારા તરફથી સુખસમાચારનો પત્ર નથી. આવતી કાલ સુખસમાચારનો પત્ર મળશે એમ ધારું છું.

“અખંડ આનન્દમય રાજ્યમાં, ના’વે હાનિ કે લાભ રે”— આવી પૂર્ણ સ્થિતિ અનુભવવા–આનન્દમય રાજ્યના નિવાસી રહેવા–આત્મજાગ્રતિ એક જ સાધન છે. કીડી જેમ અનેક રેતીના કણને ત્યજી સાકરના કણને સ્પર્શ કરી સુખી થાય છે, તેમ મન, જીવત્વના પ્રદેશમાં અથવા આપણા ભીતરમાં સ્થિત અવિદ્યાના પ્રદેશમાં જ શમાયેલા સ્વરૂપકણને વિવેકશક્તિવડે જાણી તેને સ્પર્શતાં કૃતાર્થતા અનુભવે છે. આવા આત્મ–જાગ્રત્ કશાથી લેપાયમાન ન થતાં સર્વની મધ્યમાં રહેવા છતાં ‘અખંડ આનન્દમય રાજ્યમાં’ રહે છે. આવી આત્મજાગ્રતિ તમને પ્રાપ્ત જ છે. એટલે હાનિલાભથી પર રહેતી તમારી વૃત્તિ ગમે તેવા ઉપાધિવચ્ચે પણ સ્વરૂપસ્પર્શી રહે. આ તો હવે તમને સ્વભાવસિદ્ધ છે. એટલે એવા પરમાનન્દમાં વૃત્તિ રમાડતાં પૂર્ણતૃપ્તતા અનુભવશો. સઉ પ્રસન્ન હશો.



૧૪૨ વડોદરા.

ભાઈ.......

સુખરૂપતા લખશો. વિલક્ષણ અન્તઃકરણના વિશ્વાસવાળા બનવા કરતાં તેના સાક્ષી બનવાનો વારંવાર અભ્યાસ પાડતાં,

અન્તઃકરણને સરળ અને શુદ્ધ બનાવતાં, ઇષ્ટાનુગ્રહને અનુભવવા પ્રયત્નશીલ રહેશો.

પત્ર તરત લખજો.



૧૪૩ વડોદરા, સોમ. ૭-૮-૩૩.

પ્રિય ભાઈશ્રી....,

....ની પ્રકૃતિસંબંધી પત્ર લખવાનો હું વિચાર કરતો હતો ત્યાં તો હૃદયને આઘાત કરનાર સમાચાર જણાવતો તમારો પત્ર મળ્યો, અને દુર્બળ દેહને જોઈ સંશયશીલ બનેલા મનનો સંશય આખર સત્યરૂપે થયો જાણી ખેદ થયો. જ્યારથી આ જાણ્યું, ત્યારથી એનું સ્મરણ પ્રસંગે પ્રસંગે થતાં વૃત્તિ સહસા ગ્લાનિને અનુભવે છે. આ શરીર મરણ ધર્મવાળું જાણવા છતાં તેવા અનુભવે એ જ મન ખેદાદિને વશ થાય છે. આ થવામાં આપણું મમત્વ જ હેતુરૂપ છે. એ મમત્વ ટકવામાં અજ્ઞાન કારણ છે, અને જ્યાંસુધી જીવત્વ છે, ત્યાંસુધી અજ્ઞાન રહે છે જ. આથી આપણા મહાપુરુષો દુઃખમાત્રની નિવૃત્તિ અને પરમ તૃપ્તિ તથા પરમ આનન્દ સિદ્ધ કરવાને માટે જીવત્વની નિઃશેષ નિવૃત્તિ થવા આગ્રહભર્યો ઉપદેશ આપે છે. જીવત્વ છે ત્યાંપર્યન્ત દુઃખાદિ તો અવશ્ય છે. પરન્તુ તે દુઃખાદિની હૃદયઉપર અસર ન્યૂનાધિક પ્રમાણમાં વિવેકી મનુષ્ય કરી શકે છે. ન્યૂન અસર કરનાર, દુઃખદ અસરને થોડા કાલ જ ટકાવી તેને દૂર કરનાર સાધન તે સત્સમાગમ અને સદ્વિચાર છે, અને આથી જ આ બે સાધનોનો તો અનુભવી જનો જ્યાં ત્યાં ઉદ્ઘોષ કરતા રહ્યા છે. આથી આવા દુઃખમાટે આ બે જ સાધનો સેવ્ય છે. ઇષ્ટકૃપાથી સદ્વિચાર તમને પ્રાપ્ત છે, તેને સેવતા મનને સમાધાનમાં સ્થાપશો. ખરું જોતાં મૃત્યુ એ મનુષ્યના હૃદયમાં વૈરાગ્ય અથવા સંસારપ્રતિ તિરસ્કાર પ્રકટાવવાઅર્થે હોય છે, પરન્તુ તે પ્રસંગને પણ દૂષિત રીતે ચિન્તવીને મનુષ્યો સંસારના મમત્વના સંસ્કારને વધારે દૃઢ કરતા જાય છે, એ તેમનું મહાઅજ્ઞાન જ છે. પુત્રસ્નેહ અદ્ભુત બલવાળી વસ્તુ છે, જેથી એ

ગ્રન્થીથી સહસા મુક્ત ન થવાય એ સ્વાભાવિક છે. તો પણ હવે તો આપણે ખાતર નહિ તો મૃત અભિમાનીના હિતખાતર પણ મનને શાન્ત રાખવું જોઈએ. તેથી સદ્વિચારથી મનને શાન્તિપૂર્વક પ્રાપ્ત વ્યવહાર તથા મૃત અભિમાનીના હિતનિમિત્ત ઇષ્ટકાર્ય સેવતાં સમાધાનમાં રહેશો. હે ભાઈ! તમારા સરખાનું પુત્રત્વ પામી એ અભિમાનીનું તો હિત જ છે. છતાં તેના પ્રતિના મમત્વને હવે તેના આત્મિક હિતનિમિત્ત વિવિધ ધર્મકાર્યમાં વાળવું એ જ કર્તવ્ય છે, તેથી તે સાધતા તથા સઉથી વિશેષ તો ઈશ્વરેચ્છા વિચારી મનને સમાધાન આપતા અનેક પ્રયત્ને સ્થૂલ દૃષ્ટિથી પણ સ્વપ્નરૂપ બની ગયેલા પ્રસંગને હવે તો વૃત્તિવડે પણ સ્વપ્નરૂપ ગણી સ્વસ્થતા ધારણ કરતા રહેશો.

મનથી સર્વ ઉપાધિને હઠાવતા—ન હઠે તેને હસી કહાડતા, સુખરૂપ રહેજો. કુશળતા લખજો.



૧૪૪ અમદાવાદ, શુક્ર.

પ્રિય ભાઈ શ્રી....

પત્ર મળતાં અધિક સંતોષ થયો. તમારા નવીન વર્ષ બેઠાના આનન્દજનક સમાચાર જાણ્યા. પ્રકૃતિ સુધારાના ક્રમઉપર જાણી નિવૃત્તિ થઈ * * * માનસ ચિન્તાથી નિવૃત્ત રહેજો. જેનો ભાર જે તે વહન કરે છે અને કરશે. તેમાં ચિન્તાનું પ્રયોજન નથી. ચિન્તાથી ભારની નિવૃત્તિ થતી નથી. ઇષ્ટસત્તા ઘટિત હશે તે જ કરશે. મનથી પ્રસન્ન અને નિશ્ચિન્ત રહેજો. “ઇષ્ટ સમર્થ શિરે લહે તેને રાત્રિદિવસ આનન્દ છે—આનન્દ છે.” એ સૂત્ર આપણું મુખ્ય છે. એ જ.



૧૪૫ વડોદરા, શુક્ર. ૨૧-૧૧-૨૪.

પ્રિય ભાઈ,

....પત્ર મળ્યું. તમે કારણ જણાવીને જાઓ તેમાં મારે

આગ્રહ કરવાનું હોય જ નહિ. અને આગ્રહ–નિગ્રહ ક્યાં સુધી ટકાવવા? એ પણ શું વૃત્તિના વિકારો નથી? * * * માટે તેની કાળજીથી મુક્ત રહેશો. ....ની તબીયતમાટે શું પ્રયોગ કરો છો? એને બલવાન્ બનાવો. એ જ.

---

૧૪૬ વડોદરા, બુધ. તા. ૧૪-૬-'૦૫.

પ્રિય ભાઈ!

પત્ર મળે છે. તમને જનોઈ ઉપર રજા ન મળી તે જાણ્યું. ઇષ્ટેચ્છા. જેમાં તેમાં હિતને જ જોવાનો અભ્યાસ પાડવાથી, પછી પ્રત્યેક પ્રસંગ આપણું હિત જ કરનાર થાય છે, જેથી અસંતોષ ન માનતાં પ્રસન્ન રહેજો.

....ભાઈ ખુશીમાં હશે જ. એ જ.

---

૧૪૭ આતરસુંબા, ગુરુ. તા. ૧૬-૪-૩૬.

પ્રિય શ્રી....ભાઈ,

મનમાં, પત્ર મળ્યે બહુ દિવસ થવાથી સ્મરણ થતું જ હતું, ત્યાં કાલ પત્ર મળવાથી સંતોષ થયો. ભાઈ....માટે લખ્યું તે જાણ્યું. એમને પણ એ માટે લાગણી થાય છે. કોઈ કોઈ વખત કાંઇ સંસ્કારને લઈ આવા કાર્યમાં નિષ્ફળતા મળ્યા કરે છે પણ પરમાત્મઇચ્છાને અનુકૂલ ગણી લેવાથી ઇષ્ટકૃપાથી લાભ થઈ રહે છે. હરિઇચ્છાએ સમય આવ્યે સારું જ થશે. સુખરૂપતા લખશો.

ત્યાંના આપણા મંડલને જય જય.

ભાઈ....સુખરૂપ હશે. એ જ.

---

૧૪૮ વડોદરા.

પ્રિય ભાઈ....!

ભાઈના સમાચાર જાણ્યા.

તમારા પત્રથી સંતોષ. કર્તવ્યના અવધિની નિશ્ચિન્તતા ભોગવવાનો સમય તમને આજે કદાચ નિર્માણ થયો હશે. તમે

સર્વ તો પ્રસન્ન જ હો. આ સમયે શું લખવું ? ભાઈ....નાં સુન્દર ચિન્તન એમને જેલમાં પણ સમયનો ટોટો જ જણાવશે. સઉ સુખરૂપ હો, સબળ હો, એ તો અભિલાષા, અને ઇષ્ટને પ્રાર્થના કે **निर्विघ्नाः सन्तु ते पन्थाः** એ જ.



૧૪૯ વડોદરા, ગુરુ.

પ્રિય ભાઈઓ,

તમારો કાગળ હું બપોરે ટપાલ લખી રહ્યો હતો, એ જ સંધિમાં મળ્યો. તમે સરનામું 'કારેલી બાગ' એમ લખેલું, પણ તે અંત્યજાશ્રમમાં જઈને આવ્યો ! પણ સાથે સાથે જરા વરસાદથી અભિષિક્ત થયો હતો એટલે પવિત્રતામાં વાંધો રહ્યો નહોતો !

તમે ત્યાં આવવામાટે લખો છો. તમારા સ્નેહને અંગે એમ વૃત્તિ થઈ આવે છે કે તમે બધા ત્યાં મળ્યા છો તો તેમાં હું પણ ભળું; પરન્તુ અહિં કશાનું હજી ઠેકાણું નથી. *** અહિં વરસાદ થાય છે; ઠંડક થઈ છે. વૃત્તિવડે હું તમારા સર્વની સમીપ છું, એમ સમજશો, અને સંતોષ માનશો.

હાલ આશ્રમમાં કોઈ નથી. તમે બધા આવશો ત્યારે તેમાં ચૈતન્ય પૂરાશે–જાગશે. ત્યાંનું મંગલ કાર્ય કરી બધા આ તરફ આવવા નિશ્ચય રાખશો.

તે તરફ તમારું આકર્ષણ મને આકર્ષી રહ્યું છે, પરન્તુ ઉપાધિને અંગે ત્યાં આવી શકયો નથી. છતાં તમારા સર્વનું ચિન્તન વૃત્તિમાં છે, જેથી સઉ નિકટમાં જ છીએ, એમ સમજશો.



૧૫૦ મુંબઈ, સોમ. તા. ૨૦–૧–૧૨.

ચિન્તાનું પ્રયોજન નથી. જે કાળે જે થવા યોગ્ય હશે તે થશે અને થાય છે. *** ચિન્તાની નિવૃત્તિનો ઉપાય હોય તે જ વિચારવો. બાકી ચિન્તાના ચિન્તનથી વિશેષ શું ?



૧૫૧ દેલોલ, ગુરુ. તા. ૨૨-૩-૩૪.

શ્રી ઇષ્ટના મહિમારૂપ પ્રિય શ્રી....ભાઈ,

આપની સ્થૂલ પ્રકૃતિની હકીકત ભાઈ—થી જણાય છે. ડૉ૦—દ્વારા આપનું આન્તર સ્વાસ્થ્ય જાણતાં વિશેષ સંતોષ થયો. આ સમારંભમાં સર્વ આપનું સ્મરણ કરી રહ્યા છે. આપ આપના અન્તરૂથી આ તરફ વૃત્તિ વાળતા શુભ સફલતાના સંકલ્પને પ્રવાહિત કરશો. આપનું આન્તર બલ અત્ર સવને બલ આપી રહ્યું છે. અહિંનું આપને સ્મરણ થાય એમાં સર્વનું ઇષ્ટ જ છે. આપ સરખાનું જીવન એ માટે જ છે.



૧૫૨

શ્રી........

પત્ર મળ્યું.

કેટલીક બાબતોનો સંકોચ પૂર્વથી ચાલ્યો આવે છે, તેમ હાલ જણાય તો તેથી મુઝાશો નહિ. જે ઈશ્વર મુઝવણ આપે છે એ જ એમાંથી નિવૃત્તિ સધાવે છે. માટે પ્રસન્નતાથી જે જોઈએ તેનું આવાહન કરતા રહેજો. Lessons કર્યા તે બહુ ઠીક થયું. એમાં વૃત્તિ વાળવી ઉચિત જ છે. * * * નિર્બ્રાન્ત અને નિશ્ચિન્ત રહેશો. આપણે સાવધ રહી દષ્ટાપદે ન રહ્યા તો ઈશ્વરે તેવી સ્થિતિ આણી. તેથી એ જ પદને શોભાવતા પ્રસન્ન રહેજો. ઉતાવળે એ જ.



૧૫૩ વડોદરા.

શ્રી........

આપનું પુણ્ય જીવન ઉત્તરોત્તર અધિક જનહિતકર થાય, અને આપ અધિક અધિક લાભ પ્રસરાવતા અધિકાધિક લાભ—આત્મલાભ—અનુભવો.



૧૫૪ વડોદરા, ગુરુ. ૨૬-૪-૩૪.

પ્રિય ભાઈ........

બે પત્ર મળ્યા.

તમે માનેલા મત્સ્યેન્દ્રને ગાઢ નિદ્રામાંથી–માયામાંથી–જગાવવા ગોરખની જરૂર લખો છો તે તો બરાબર છે. એને માટે તો જરૂર ખરી. બાકી મૂલ વસ્તુમાં તો ખરી રીતે ગોરખને માયા વળગી હતી–ગોરખને માયાની અંધીયારીમાં બધું વિપરીત દેખાયું હતું–મત્સ્યેન્દ્રમાં માયાનો ગોરખની દૃષ્ટિએ આરોપ હતો. મત્સ્યેન્દ્રને તો ન જાગવું હતું–ન ઉંઘવું હતું !

'હરિઇચ્છાનુસાર, બને સઉ, હરિઇચ્છાનુસાર.' પરમાત્માની ઇચ્છા જ સમજી પ્રસન્ન રહેશો. હાલ ફેરો ખાશો નહિ.

---

૧૫૫ વડોદરા, રવિવાર. તા. ૧-૧૨-૨૮.

....પ્રિય શ્રી....ભાઈ !

તમારું પ્રીતિકર પત્ર મળતાં સંતોષ થયો. * * * સર્વની સુખરૂપતા અનુકૂલતાએ જણાવતા રહેશો.

શ્રી ઇષ્ટની લીલાના અનુભવસમ્બન્ધી તમે જે લખ્યું તે યથાર્થ જ છે, અને વસ્તુતઃ ઇષ્ટની લીલામાં શાન્તિરૂપ પ્રાપ્તિ તો થવી જ ઘટે છે. * * *

તમે સદ્ભાવને અંગે મારા વિષે જે શુદ્ધ બુદ્ધિ સેવો છો, તે તમને જો કે ભૂષણરૂપ જ છે, અને તેનું સત્ફલ પરમાત્મા આપવાને સમર્થ જ છે; આથી આવા સહસા પ્રકટતા ક્ષોભને ઇષ્ટસ્વરૂપના પ્રશાન્ત ચિન્તનવડે શમાવશો.

તમારે કોઈ પ્રકારે અસંતોષ કે અધિકારની ન્યૂનતા માનવાનું કશું જ કારણ નથી. ઇષ્ટશ્રી એક જ ઇષ્ટરૂપ છે, અને તેમનું ઇષ્ટરૂપે નિર્ભયપણે ઉપાસન કરવું એ સર્વથા ઉચિત છે. તે વિના સર્વ કાંઇ એ ઇષ્ટનું દોર્યું દોરવાય છે, અથવા સર્વ પોતપોતાના સંસ્કારાનુસાર અધિકારમાં હોવાથી તદનુરૂપ પ્રવૃત્તિ કરે એમાં આપણે વ્યામોહનું કાંઇ જ કારણ નથી. માટે નિર્ભય અને પ્રસન્ન રહેશો.

કોઈ પ્રકારે અન્તઃકરણને દુર્બલ માનવાસરખું નથી.

આવતી કાલે તમારું સર્વને સપ્રેમ સ્મરણ થશે.

તમારી કુશલતા જણાવશો. સર્વ બાલકો આનન્દમાં હશે જ. અનુકૂલતાએ પત્ર લખતા રહેશો, જેથી આનન્દ રહે. એ જ.

---

૧૫૬ વડોદરા, ગુરુ. તા. ૧૨–૧–૩૪.

પ્રિય ભાઈ શ્રી....ભાઈ!

આજ ભાઈ....ના પત્રથી, પ્રકૃતિમાં થયેલી અધિક વિષમતા ઇષ્ટેચ્છાથી શમી કંઇક સ્વસ્થતા લાગ્યાનું જાણી, વિશેષ સંતોષ થયો. પુનઃ શીઘ્ર સ્વસ્થતા પ્રાપ્ત થાય એ જ ઇચ્છા. જરા વાતચિતનો આનન્દ લઈ શકાય એવું થતાં પુનઃ હું આવી જઈશ. આરોગ્ય એ સત્ય છે. સત્યપ્રતિ જનાર આરોગ્યને અનુભવે છે. પૂર્વના ઋષિમુનિઓ એથી જ દીર્ઘકાલ આરોગ્ય ભોગવતા. તમારું ઋષિત્વ તમારામાં આરોગ્ય ટકાવી અને પ્રકટાવી જ રહ્યું છે. તમારી પુણ્યવૃત્તિ તે ભોગવે છે અને ભોગવશે. સુખરૂપતા લખશો.

---

૧૫૭ વડોદરા, સોમ. તા. ૧૮–૪–૩૩.

પ્રિય ભાઈ!

ઇષ્ટેચ્છા તો કાલ સાંજરે અહિંથી નીકળી ગોધરા ૧ દિવસ રહી ત્યાંથી ઉજ્જન જવા ધારણા છે. ત્યાં મહાપુરુષોનાં દર્શન થાય તે પૂર્વે ભક્તોનાં દર્શન થાય એ ભાવથી આણંદ થઈ–ઉમરેઠ થઈ–ગોધરા જવું ધાર્યું છે. તો કાલ સાંજની આઠેક વાગે ત્યાં આવતી ટ્રેનપર સઉ મળશો, જેથી આનન્દ થશે. એ જ.

---

૧૫૮ વડોદરા, બુધ. તા. ૨૮–૧૦–૩૧.

ભાઈ....

પત્ર મળ્યો. મંત્રપવ ખૂબ આગ્રહથી જેટલા બને તેટલા વધારે ઉજવજો. બીજા પણ ભળે તેને ભેળવજો. વધારેમાં વધારે સઉ જપ કરજો. સંખ્યા વધારે થવી જોઈએ. રાતદિવસ જપ

ચાલુ જ રાખવા. એક દિવસ જ છે; પછી શી ચિન્તા? ખૂબ આગ્રહ ધરજો. શરીર કે મનના બહાનાને વશ ન થશો. કષ્ટ જણાય તો પણ અકળાવું નહિ. એક દહાડો એમે હોય. શરીર માંદું થાય છે ત્યારે શું કરીએ છીએ? સઉ આગ્રહપૂર્વક સાધજો.

---

૧૫૯ વડોદરા, તા. ૧૬-૪-૧૭.

શ્રી.......

આ સંસારમાં મનુષ્યજન્મ પામ્યા છતાં સત્સંસ્કાર પ્રાપ્ત હોવા કઠિન છે, અને તેમાં પણ તે સત્સંસ્કારના ઉદયપૂર્વક સત્પ્રવૃત્તિ હોવી એ તો તેથી પણ કઠિન છે. મનુષ્યને દુઃખાદિ વિપરીત સ્થિતિનો અનુભવ કરાવનાર તેનું પોતાનું મન જ છે. એ મન જ્યારે સત્સંસ્કારને ગ્રહણધારણ કરતું થાય છે, ત્યારે તે જ મન દુઃખને બદલે સ્વભાવથી જ સુખ, શાન્તિ આદિ અનુકૂલ સ્થિતિનું ભાન કરતું થાય છે. આ પ્રકારે મનને કરવામાં ઇષ્ટસ્મરણસમાન અન્ય કોઈ સમર્થ સાધન નથી; તમે તે કર્તવ્ય પ્રમાદરહિતપણે કરતા હોવાથી અન્તઃકરણને ઉત્કૃષ્ટ પ્રકારનું અનુભવવા સમર્થ થાઓ, એમાં કશી જ શંકા નથી. પરમાત્મસ્મરણ કરતા પ્રસન્ન રહેશો.

---

૧૬૦ સુરત, શુક્રવાર. તા. ૫-૧-૨૬.

પ્રિય શ્રી........ભાઈ.

તમારો પત્ર તથા....નો પત્ર મળ્યા હતા. તમારી જિજ્ઞાસા સંબંધી ત્યાં આવ્યા પછી ઇષ્ટેચ્છાથી જે તે નિર્ણય થશે.

શ્રી....બહેન આજ બપોરે બે વાગે ઇષ્ટસ્વરૂપમાં લીન થયાં છે. શ્રેયસ્સાધકવર્ગનું એક ઉત્તમ સ્ત્રીરત્ન વિલાયું–પરમાત્માની વિભૂતિસમી આવી ચેતન મૂર્તિઓ વિલાય એ દુઃખદ જ. ઈશસત્તા પોતાનો સંકેત નિર્ભયપણે પ્રવર્તાવ્યા જ કરે છે. તેને હાનિ–શોક કાંઇ જ નથી. એ સત્તાના ઉપાસકે પણ એ જ ભાવને વૃત્તિમાં સેવવાનો છે. એકાદ દિવસ પછી ઇષ્ટેચ્છા તો તે તરફ આવવાનું થશે. એ જ.

---

૧૬૧ વડોદરા, ગુરુ.

પ્રિય ભાઈ....ભાઈ....ભાઈ,

પત્ર મળ્યો હતો.

તમારે આ તરફ ફેરો ખાવા હાલ જરૂર નથી.—ભાઈ અવેજ માગે છે, પણ એમના અને અમારા સંસ્કાર જાગ્યા જણાતા નથી. તમારે માટે જે અન્તરૂમાં છે, તે બહાર કૃતિથી શી રીતે જણાવાય ? એ તો ઇષ્ટ જ જાણે છે. અને એ જાણે એમાં જ સાર છે. પ્રભુના સામર્થ્યને ભૂલવાનું નથી, અને છતાં એમની ઇચ્છાને અવગણવાની નથી. એ ભાઈની તબીયત પણ પાછી વારેવારે વેષ કાઢે છે. હશે, એનાથી હવે કંટાળવું નહિ. હસીને દુ:ખનો ભાર ઓછો કરવાની ક્રિયા સત્સંસ્કારી કરી શકે છે. બાકી રડીને તો જગત્ કરે જ છે. હશે જે થાય તે થવા દો. હાર્યો જુગારી બમણો રમે—જો કે જગત્માં તો તે હારે, પણ ઇશ્વિરથી એમ કરે તો છેવટ ઇશ્વિરને હરાવે. માટે જ કહ્યું છે કે "હરખ્યો હારું ન તો, પ્રભુ હારો" જેથી એ માટે નિરાંત રાખજો. બાકી સંસાર છે. ***

પાછા—નારાયણનું જ કયાં આરંભે આવાહન કરીએ ? આથી કેટલીક વખત તો વૃત્તિ શાન્ત પડી રહેવામાં જ ઠીક આનન્દ માણે છે. પણ અદષ્ટના ખેલ ન્યારા જ છે. જે થાય તે સારું જ છે. એ જ.



૧૬૨ વડોદરા, તા. ૬–૫–૧૭.

પ્રિય ભાઈ !

તમારી સદ્દ્‌વૃત્તિ તમારા નિ:શ્રેયસને ઉત્તરોત્તર અધિકાધિક સાધે એમાં કશો જ સંશય નથી.

પરમાત્મસ્મરણ કરતા સુખરૂપ રહેશો.

૧૬૩ વડોદરા, મંગલ. તા. ૯–૬–૨૫.

પ્રિય ભાઈ....

પત્ર મળ્યું. તમારા જન્મદિવસનું જાણ્યું. સઉને તેનું સ્મરણ હતું જ. ઇષ્ટાનુગ્રહબલે ભાવી વર્ષમાં અધિક ઇષ્ટાર્થ પ્રાપ્ત કરો એ જ ભાવ છે.



૧૬૪ વડોદરા, બુધ. તા. ૨૩-૧૦-૩૫.

શ્રી....ભાઈ,

પત્ર મળ્યો. મારો પત્ર તમને આજકાલમાં નથી મળ્યો? ફીકર કરશો નહિ.

શ્રીમા૦સા૦નું વચન સ્મરણમાં છે ને?—

"શિર ઉલૂખલમાં ધરી, મુશલમાટે મન! કાં મુઝાવું." બનતું અવિકલ રહેવું. એમ કરતાં જ ઇષ્ટને પણ દયા આવશે. આપણે જ આપણું ભોગવીએ છીએ. ઇષ્ટ તો દયાલુ જ છે, એ નિશ્ચય ડગાવવો નહિ. * * * વૃત્તિ તમારા ઇષ્ટના ચિન્તનમાં તત્પર જ છે.



૧૬૫ વડોદરા, સોમ.

પ્રિય શ્રી........

સુખરૂપ હશો. શ્રમિત પણ હશો; છતાં પ્રસન્ન પણ હશો. પ્રાપ્ત વ્યવહારમાં જોડાઈ પણ ગયા હશો. અને અનેક સ્વપ્નની સાથે એક વિશેષ સ્વપ્નનો ઉમેરો કરી દીધો હશે. બલાત્કારે પણ ઈશ્વર પોતાના કોઈને કોઈ પ્રકારના રૂપપાસે મનુષ્યને ખેંચી લાવે છે, એ વાત મારા તમારા જેવા માટે તો સત્ય જ નહિ પરન્તુ હવે તો સિદ્ધ પણ થઈ. ચાલો, હરિઇચ્છા. * * * એ સંબંધી તમારે કશું વિચારવાનું હતું જ નહિ અને છે પણ નહિ. અને મજુરી તમે ૫૦૦ ની કરી છે તેનું કોઈ તમને આપવાનું નથી—હા, એક ઈશ્વર અને સદ્દભાવભરિત અન્તરાત્માશિવાય. એટલે એ ચિન્તનથી મુક્ત થશો. * * * યાત્રા તો સ્વપ્ન ગણાશે; સંસાર—સત્યરૂપે વર્તમાનમાં જણાતો સંસાર-સ્વપ્ન ક્યારે અનુભવાશે? જેવી હરિઇચ્છા. કુશલતા લખજો. એ જ.



૧૬૬ મુંબઈ, બુધ. તા. ૨૬–૧૦–૩૨.

પ્રિય શ્રી....ભાઈ,

પત્ર મળ્યો. ચિન્તા કરશો નહિ. ઇશ્વેચ્છાથી સઉ અનુકૂળ થશે. *** — ને લખું છું તે આવી ત્યાં સુધીમાં બનતી પરિચર્યા કરશે. તો બે દિવસ જરા સહી લેશો. એક કવિએ કહ્યું છે– ‘વહાલી બાબા! સહન કરવું એય છે એક લ્હાણું’—આમ જરા ગમ ખાઈ લેશો.—ને જોઈતો સમય તમારી પાસે રાખજો. સમય થઈ જવાથી—



૧૬૭ અમદાવાદ, શનિ. તા. ૨૩–૪–૨૭.

પ્રિય શ્રી—ભાઈ,

તમારો વિસ્તૃત પત્ર મળતાં અધિક સંતોષ થયો. *** તમારા ઉપાધિઓની હકીકત જાણી. પરમાત્મસત્તાબલે જે થાય તે સ્થિતિને નિરુપાધિક સ્થિતિ માની લેવી. બીજી બધી ઔપાધિક—જગત્ ઉપર ચામડું મઢાશે નહિ. જોડા આપણે જ પહેરી લેવા, જેથી નિર્ભયતા. સઉ સુખરૂપ છે. એ જ.



૧૬૮ સુરત, બુધ. તા. ૮–૫–૨૯.

પ્રિયશ્રી....ભાઈ!

પત્ર મળ્યો. *** તો તે માટે મનઉપર જરા પણ ભાર કે ચિન્તા ધરવાં નહિ. તમને કર્તવ્યબુદ્ધિ ઉત્તમ પ્રાપ્ત છે, જેથી થવા યોગ્ય તમે કરવામાં પ્રમાદ ધરવાના નહિ જ એ ખાતરી છે. માટે નિરન્તર ચિન્તારહિતપણે અને અવિકળતાપૂર્વક જે બને તે કરવું. અશાન્તિથી કંઇ કાર્ય વધારે થતું નથી. તેથી પ્રસન્નતાથી જ અને વૃત્તિની સ્વસ્થતાપૂર્વક કરવું. કાલ ગ્રહણ છે. એ જ.



૧૬૯ વડોદરા.

ભાઈ....

ફરી આ ચીઠ્ઠી લખવી એમ લાગવાથી લખું છું. જે સત્ક્રિયાનો વિચાર કર્યો છે, એમાં લેશ પણ બન્ધન કે ભારરૂપ ન સમજશો. સ્વતંત્ર વૃત્તિથી ઉત્સાહ પ્રકટતો હોય તો જ એ કાર્ય કરશો. તમે પ્રતિવર્ષ આવું સત્કાર્ય કરો છો, તેથી આ વખતે વિશેષ બન્ધનરૂપે હું કાંઇ તમારા ઉપર નાંખું છું, એવો ભાવ ન ગ્રહણ કરશો. કેવળ અન્તઃકરણમાં સ્વતંત્રપણે અને સ્વેચ્છાથી જ સ્ફુરે તો કરશો. *** અનુકૂલતાએ જે જે સત્ક્રિયા કરવાની હોય તે આનન્દપૂર્વક થાય એ જ યોગ્ય છે.

રવિવારનો સવિશેષ ક્રમ કોઈ તમને વૃત્તિમાં સ્ફુર્યો હોય તો જણાવશો. એ જ.

---

૧૭૦ અમદાવાદ, બુધ. તા. ૧૮–૬–૨૪.

પ્રિય શ્રી....ભાઈ,

પત્ર તથા મેટર મળ્યાં. *** આહં સેજસાજ વરસાદ છે. ઘામ ખૂબ પડે છે.

પ્રસન્ન રહેવું. નિત્ય વિચાર–નિશ્ચયાદિમાં ઉચ્ચતાને ધારણ કરતાં આપણી અભિવૃદ્ધિ જોયા કરવી, એ જ કર્તવ્ય છે. આજ જે વિચાર દુર્બલ છે, તે વારંવાર કર્યા કરવાથી એક દિવસ સબલ વિચારરૂપે થશે, અને એ જ પછી એક દિવસ સિદ્ધ વસ્તુસ્થિતિરૂપ પ્રત્યક્ષ થશે. આથી શુદ્ધ અને ઉચ્ચ વિચારને પ્રબલપણે કર્યા કરવા એ જ કર્તવ્ય છે. એ જ.

---

૧૭૧ બીમડી, રવિ. તા. ૨૭–૯–૩૨.

પ્રિય શ્રી....ભાઈ,

વિવિધ સ્થળે પ્રવાસ કરતા કાલ અહિં આવ્યા છીએ. બધે

સઉ આપ્તજનોનું સ્મરણ થાય છે. તમારાથી સહજસ્વભાવે જે માનસિક ચિન્તન થાય તે કરવું. કોઈ વાતે કષ્ટ વેઠવું નહિ. પ્રસન્ન રહેવું. ઇષ્ટગુરુ શુભ જ કરનાર છે. ઘરમાં સઉને ઇષ્ટચિંતન. એ જ.

---

૧૭૨ વડોદરા, સોમ.

પ્રિય ભાઈ !

તમારો પત્ર મળતાં તે તરફની સુખરૂપતા જાણી સંતોષ થયો.....અનુષ્ઠાનની તમારી ઇચ્છા જાણી. નવરાત્રિમાં પૂર્ણ ન થાય તો પૂર્ણિમાસુધી લંબાવવું–દુધ પીવું ધાર્યું છે તે યોગ્ય છે. વાણીનો નિરુપયોગી વ્યાપાર ન થવા દેવો. બાકીના સમયમાં પણ એ શ્લોક મુખપાઠ થાય તો બોલ્યા કરવા. વધારે પાઠ કરવા હોય તોપણ અડચણ નથી. શ્રદ્ધાભક્તિપૂર્વક યથાશક્તિ સ્થિરવૃત્તિથી કરવા. શ્લોકો સ્પષ્ટ વાણીથી બોલવા. બહુ ધીમે બોલવા જરૂર નથી. અશુદ્ધ, તેમ બોલવામાં બહુ ત્વરા ન થાય એ સંભાળવું.... ઘૃતનો દીપક અખંડ રાખવો. દિવસરાત્રિ અખંડ ન રહે તો જેટલો સમય જપ કરો તેટલો સમય તો રાખવો જ. સ્નાન કરી શુદ્ધિમાં સ્વચ્છ આસને બેસવું. જ્યારે પૂર્ણાહુતિ કરો તે દિવસે બધું મળીને જેટલા પાઠ કર્યા હોય તેના દશાંશ પાઠનો બને તો ઘૃતવડે હોમ કરવો.

ક્રોધ, અસત્ય આદિનો યથાશક્તિ ત્યાગ કરવો. બ્રહ્મચર્યના પાલનપૂર્વક ક્રિયા કરવી. અન્ય ખાસ આગ્રહથી પાલન કરવા અગત્ય નથી. સ્મરણ કરનાર અન્યને જય જય.

---

૧૭૩ શુક્ર.

પ્રિય ભાઈ !

વિસ્તૃત પત્ર મળ્યો હતો. ટુંકામાં આ ઉત્તર છે:—

કશી ચિન્તા કરશો નહિ. નોકરીથી અકળાશો નહિ. પૈસાની અડચણ અકળાયેથી મટવાની નથી, માટે ધૈર્યથી તેની પ્રાપ્તિના કોઈ ઉપાયને કરશો. * * * મન્દિરમાંથી કેટલોક સામાન ગયો

છે; તેની ચિન્તા નથી. આપણે છીએ તો તેવા સામાન ઘણાએ આવશે. તમે નિશ્ચિન્ત રહેશો. સમારંભનું નિશ્ચિત નથી. પ્રતિકૂળતાને પ્રતિકૂળતારૂપે જોવાથી તે પ્રતિકૂળતા ટળતી નથી, માટે તેને પણ અનુકૂળતારૂપે જ જાણવી. પ્રસન્ન રહેશો. ચિન્તાને પરિત્યજશો. એ જ.

---

૧૭૪ અમદાવાદ, સોમ, રાત્રિ.

પ્રિય ભાઈ શ્રી....ભાઈ,

શ્રી ઇષ્ટકૃપાથી સુખરૂપ આવવું થયું છે. ત્યાંના સમગ્ર મંડલનો આ વખતનો વેગ અને ઉત્સાહ જોઈ અધિક સંતોષ થયો. સત્કર્મમાં આવો સામુદાયિક ઉત્સાહ ક્વચિત્ જ જોવામાં આવે છે. ઘણા વર્ષે મેં તમારા સઉમાં આવો વેગ—આપણા મંડળમાંથી—ઉઠતો જોયો. પરમાત્મા તેનું સત્ફલ તમને સઉને અર્પો.

---

૧૭૫ વડોદરા, સોમવાર.

પ્રિય ભાઈ શ્રી....

તમારા તરફથી....આવીને હકીકત કહી છે. તેથી વિશેષ સંતોષ પ્રકટે છે. તમે કાર્ય હાથમાં લીધું છે તે અવશ્ય થશે. વિચારશીલ વણિકનો એ સ્વભાવ હોય છે: કાર્ય લે નહિ અને લે તો અનેક ઉપાયે તે ધાર્યા કરતાં પણ ઉત્તમ રીતે જરૂર જ પૂર્ણ કરે.

પ્રિય ભાઈ! આવાં પરોપકારી કાર્યો અને જનહિતકર કાર્યોમાં કોઈ સંસ્કારી મનુષ્ય જ જોડાય છે અને તેમાં પોતાનાં તન, મન, ધનાદિ આપી શકે છે. ઉત્તમ સંસ્કાર અને પુણ્ય વિના ઉત્તમ કાર્ય કરવાની અને શ્રમ લઈ અન્યપાસે કરાવવાની મતિ થતી જ નથી. આપણાથી બને છે, એવું કાર્ય કરવું તે જેમ પુણ્યરૂપ છે, તેમ અન્યપાસેથી કરાવવું એ પણ તેવા જ પુણ્યરૂપ છે. આથી તેવાં સત્કાર્યોમાં જે પ્રકારથી બને તે પ્રકારથી મનુષ્યપ્રયત્ન કરવો એ યોગ્ય જ છે.

પ્રકૃતિની સુખરૂપતા લખશો. એ જ.

૧૭૬ મુંબઈ, મંગળ.

શ્રી....ભાઈ,

તૈયાર થયા હશો જ. ગમે તેમ કરી આ વખતે પૂરા બળથી પ્રયત્ન કરી સત્વર આવી મળો. પ્રતિબંધોનો વિચાર કર્યે કશું કામ ન થાય–કદી થયું નથી; અગવડ એ તો પગથીયું છે, એને પંપાળાય નહિ; એના ઉપર તો પગ જ મૂકવાનો. સઉ સાથે તીર્થ થાય, આનંદ થાય અને આપણા સ્વધર્મનું પાલન થાય; એ બધું આમાં છે. વખત છે નહિ. ૨૯મી સોમવારે ઉપડવાનું છે, માટે ઇષ્ટ સ્મરી નિશ્ચયપૂર્વક તૈયાર થાઓ ને કરો.



૧૭૭ વડોદરા, બુધ.

પ્રિય શ્રી....ભાઈ,

સુખરૂપ હશો. ત્યાંના સર્વનું આ વખતે તો વૃત્તિમાં આત્મ-રૂપે જ ભાન રહી સ્મરણ થયા કરે છે, અને વૃત્તિ સઉનું ઇષ્ટ ચિંતવે છે.

....બહેનને સપ્રેમ જય જય. એમણે તો ઘણો જ શ્રમ કર્યો છે. આ વખત પૂર્ણિમાઉપર આવ્યાં તેથી બહુ સંતોષ થયો. સઉ તેમને સંભારે છે.

સર્વને જય જય કહેશો. શ્રાવણ–અધિક–માસમાં સવિશેષ ઇષ્ટકાર્ય તથા ઇષ્ટચિંતન કરવા સઉ કોઈ આગ્રહ ધરશો.

પત્ર લખજો....ભાઈ ત્યાં હોય તો જય જય. એ જ.



૧૭૮ ગોધરા, ગુરુની રાત્રિ. તા. ૨૧–૪–૩૩.

પ્રિય શ્રી...ભાઈ,

અહિં સુખરૂપતા છે. અત્યારસુધી સઉ વાતે ઇષ્ટેચ્છાથી અનુકૂલ છે. કાલ પ્રભાતમાં ઉજ્જૈનતરફ પ્રયાણ થશે. * * *

પ્રકૃતિની કુશલતા જણાવશો.

'સાધકશૂરા, જો જીતો તો મનરિપુ એક જ જીતો'—એ ઇષ્ટવચનઉપર લક્ષ રાખનાર તમારા સરખાને સઉ વાતે ઇષ્ટ જ છે. ઉતાવળે એ જ.



૧૭૯ અમદાવાદ, ગુરુ. તા. ૫-૩-૨૨.

શ્રી....ભાઈ,

પત્ર મળ્યો.

ઉપાધિ જણાય તેથી અકળાવા પ્રયોજન નથી. અંગ્રેજીમાં એક વાક્ય છે કે at thy command it roared and at thy command it was still. એ વચન સ્મરણમાં રાખવાજેવું છે. પરમાત્મસત્તાથી જે બને તે જોયા કરવું. * * * કેટલુંક આપણા મનનું ધાર્યું થાય છે, અને કેટલુંક થવાનું થાય છે, તેથી કશી ચિન્તા કરવી નહિ, તેમ મનથી કશાનો ભાર માનવો નહિ. જે કાળે જે બની આવે તે જોયા કરવું. આપણો બનતો પ્રયત્ન કરવો, પછી ઇષ્ટેચ્છા.

પત્ર લખશો, અને પ્રસન્નતા સેવશો.



૧૮૦ વડોદરા, સોમવાર.

ભાઈ,

તમારું પત્ર મળ્યું હતું.

તમે પિતાશ્રીને * * * મૂકીને આવ્યા હશો. ત્યાં તેમની પ્રકૃતિ કેમ છે, તે લખશો. એમની સેવાનો પ્રસંગ તમને મળ્યો છે, તેને ઉપાધિરૂપ ન સમજશો. જેટલી બને તેટલી અધિક સેવા સર્વ પ્રકારે કરશો. એ કરવા જતાં બીજા સાધનમાં ખાસ કરીને કાંઇ સ્ખલન થવાસરખું જણાય તો ચિન્તા નથી, પણ એ વૃદ્ધ વડિલની વૃત્તિ સંતોષવાતરફ લક્ષ આપશો.



૧૮૧ અમદાવાદ, સોમ.

પ્રિય શ્રી....ભાઈ.

પત્ર મળ્યો.

હકીકત જાણી. *** પ્રસન્ન રહેશો. આ વિશ્વને પરમાર્થ દૃષ્ટિથી જોયાવિના તેના મલિન મોહ અને વાસના નિવૃત્ત થતાં નથી, જેથી પરમાર્થબુદ્ધિથી જગતને જોવામાં જ શ્રેય છે સમજી, એ પ્રકારથી જોવા, નિર્લિપ્ત રહેવા, પ્રયત્નશીલ રહેશો.



૧૮૨ વડોદરા, બુધ. તા. ૨૪-૧-૩૪.

પ્રિય શ્રી....ભાઈ !

આજના પત્રથી પ્રકૃતિ કંઇક સ્વસ્થતાઉપર જાણી સંતોષ થયો. જેમ મનસહિત સર્વ ઇન્દ્રિયોનો યથાર્થ નિરોધ થવાથી આત્મા જાગ્રત્ થઈ પ્રકાશે છે, તેમ દેહઇન્દ્રિયાદિની શિથિલતામાં સંયમી હૃદયમાં આત્મા પ્રકટે છે, અને તે પોતાની સત્તાવડે જે કાંઇ કરવું હોય તે કરી શકે છે.

સર્વભાવપૂર્વક વૃત્તિ જ્યારે ઉપાસ્યમય થાય છે ત્યારે ઉપાસ્ય ભગવાન્ સ્વયં પ્રકટી જે કાંઇ ઉચિત હોય છે તે કરે છે, તેમ જ્યારે સર્વ ઇન્દ્રિય ઇતર સંકલ્પમાં શિથિલ બની આત્માકારા થાય છે, ત્યારે આત્મા પ્રકાશ પામી એ જ ઇન્દ્રિયાદિદ્વારા આશ્ચર્યકારક કાર્ય કરે છે. તમારો આત્મા અત્યારે બલવત્તરપણે પ્રવર્તિ રહ્યો છે, અને તે પોતાની ઇચ્છાનુસાર ઉત્તમ જ કરશે. પ્રસન્નપણે આત્માના વિહારને અનુભવતા સુખાનુભવ કરશો.



૧૮૩ વડોદરા, સોમવાર. તા. ૨૨-૧૦-૨૮.

અનેક શુભભાવસમન્વિત, પ્રિય ભાઈ શ્રી....,

*** તમારો પત્ર પણ મળ્યો. *** તમારી સાથે સાક્ષાત્ વધારે સમય રહેવાનો યોગ તો આ વખતે જ આવ્યો. તમે જે

શ્રમ લીધો અને જે ઔદાર્ય—સ્વાભાવિક ઔદાર્ય—દર્શાવ્યું છે, તે તમારા હૃદયનો શુદ્ધ ભાવ જ પ્રકટ કરે છે. તમારા ઔદાર્યના બળે સર્વને જેટલો સંતોષ અને સુખ થયાં તેટલાં જ સુખસંતોષ તમારા અન્તઃકરણનો પ્રેમ જોતાં થયો છે. પ્રસંગ આવ્યે મનુષ્ય વિવેક તો કરે છે—કરવો પડે છે, પરન્તુ મૂલ્ય અંતરના ભાવનું જ છે. તમારું સૌજન્ય તો પરિચિત હતું, પરન્તુ ઔદાર્યયુક્ત અન્તઃકરણનું નિર્મલત્વ અધિક અધિક જોઈ વધારે આનન્દ થયો છે. તમારા હૃદયના ભાવઆગળ, તમે જે શ્રમ લીધો છે એને માટે તો શું લખવું એ જ સમજાય તેમ નથી.

પરમાત્મા તમને તેનું સત્ફલ આપે એ જ ઇચ્છા છે.

........નું સુન્દર શાન્ત દૃશ્ય વૃત્તિ હજી જાગ્રત્ રાખી રહી છે. છેલ્લું શ્રી ગૌતમેશ્વરનું પણ પુણ્ય મનોરમ સ્થળ જોયેલું તે પણ હજી દૃષ્ટિસમીપજેવું જ છે. એના સર્વ પ્રસંગના સ્મરણમાં તમારું સ્મરણ તો ઓતપ્રોત રહે છે. તમારા લીધે જ એ સર્વ જોવાનો યોગ આવ્યો એ પણ અન્તઃકરણ સારી રીતે સમજે છે.

ભાઈ શ્રી....ભાઈનું સૌજન્ય અપ્રતિમ હતું. એમનું ધર્મ-ચિન્તન વૃત્તિને આકર્ષકતાના કારણરૂપ હતું. * * * તેમને સપ્રેમ કુશલ પૂછશો. એમણે જે અનેક સદ્વિચારો વિવિધ દૃષ્ટાન્તથી જણાવ્યા, તેથી એમના અંતઃકરણની ઉચ્ચતા સહજ સ્પષ્ટ થઈ છે, અને તેથી બહુ સંતોષ થાય છે.

ભાઈ....નું સૌજન્ય જોઈ આશ્ચર્યકારક સંતોષ પ્રકટે છે. કશા પણ સંબંધવિના એમની સાથે થોડા સમયમાં જ થયેલા પરિચયમાત્રથી પણ જાણે તે પૂર્વપરિચિત હોય એમ જણાય છે. નાની અવસ્થામાં હૃદયની શાન્ત વૃત્તિ જોઈ સર્વને અધિક આનન્દ થાય છે. બનશે તો એમને પત્ર લખીશ. એમને સુખરૂપતા પૂછજો.

અન્તઃકરણને નિત્ય સત્ત્વશીલ કરવાપ્રતિ લક્ષ રાખતા રહેજો. શુદ્ધ ઉપાસનાબળે મનની પુણ્યમયતા અનુભવતા આનન્દ ભોગવશો.

કુશલ પત્ર લખજો. * * * સ્મરણ કરનારને ઇષ્ટસ્મરણ કહેશો.



૧૮૪ વડોદરા, મંગળ. તા. ૨-૮-૨૭.

પ્રિય ભાઈ !

પત્ર મળ્યું.

આપણું ગણાતું સર્વ સુરક્ષિત છે. આશ્રમમાં બધું અનુકૂલ છે, એ પરમાત્માનો અનુગ્રહ.—સુખરૂપ છે, અને નિર્ભય છે. ગરીબ ગણાતો વર્ગ વધારે ગરીબ થયો છે. ગૃહ, ધન, અને જીવનથી રહિત થયો છે. આપણી દષ્ટિથી દયાપાત્ર ગણાય. વિશ્વમાં એમ ચાલ્યા જ કરે છે. કોઈ સાચા શૂર આમાં નિર્લેપ રહી શકે છે. આપણું એ જ સાધ્ય હોઈ શકે. કુશલતા લખશો. એ જ.

---

૧૮૫ સુરત, શુક્ર.

પ્રિય ભાઈ !

પત્ર મળ્યું.

ચિન્તાનું પ્રયોજન નથી. પરમાત્મા હિત જ કરનાર હોવાથી તેમની ઇચ્છાને જોતાં આનન્દમાં રહેવું એ જ આપણું કર્તવ્ય છે. એવા પ્રસંગો સદ્વિવેકીને ક્ષોભ પમાડવા સાક્ષાત્ હેતુરૂપ નથી. ઇષ્ટેચ્છાને સર્વ અધીન વર્તતું જાણનાર આપણે સર્વમાં હિતને જોતાં પ્રસન્ન રહેવું એ જ કર્તવ્ય છે. પરમાત્મા આપને અનુકૂળ થાઓ. અત્ર કુશળ. એ જ.

---

૧૮૬ સુરત, બુધ.

પ્રિય ભાઈ શ્રી....

તમારો પત્ર મળ્યો.

તમે તમારું કર્તવ્ય નિઃશંકપણે કરશો. કેવળ વ્યવહાર-દષ્ટિથી જ દ્રવ્ય મોટી વસ્તુ જણાય છે. છતાં એ દ્રવ્ય કેવી ઉદારતાથી વપરાય છે, તેનાં દષ્ટાન્તો વૈષ્ણવ, સ્વામીનારાયણઆદિ સમાજમાં જુઓ. તેના પ્રમાણમાં આપણે તો કશું જ કરતા નથી. વાતોમાં

આપણે સર્વથી અસંગ રહીએ છીએ, જ્યારે કૃતિમાં ઈશ્વર શિવાય બીજા બધાના અખંડ સંગી રહીએ છીએ. યથાર્થ રીતે વિચારતાં આ કંઇ મોટું કાર્ય નથી. દ્રવ્યને મનથી માન્યું છે ત્યાંસુધી મોટું છે. એના ઉપર મમત્વ છે કે નહિ તે આવી વખતે જ સમજાય છે. તમે નિઃશંકપણે તમારું કર્તવ્ય કરશો. ઘણો વિચાર કરતાં કશાનો ત્યાગ થતો નથી. ત્યાગ તો તાત્કાલિક જ હોય છે. માટે એવા કાર્યમાં ઘણા વિચાર, ઘણી ગભરામણ કરે છે. ઘણા વિચાર કોઈની લાંચ લેતી વખતે કરવાના છે, દાન આપતી વખતે કરવાના નથી. કેમકે પાપરૂપ ક્રિયા લાંચ છે, દાન એ તો પુણ્યરૂપ જ છે. એમાં વિચાર શો ? માટે પ્રસન્નતાથી કાર્ય કરશો. અને તેનું પ્રતિફલ તમને પરમાત્મસત્તાબલે મળશે જ.

સુખરૂપતા લખશો. એ જ.

---

૧૮૭ ગુરુ.

પ્રિય શ્રી....ભાઈ,

સુખરૂપ હશો.

વિ૦ આ વખતે તમારી શાળાનો પરિણામ ઘણો જ સુન્દર આવ્યો તેથી સંતોષ થયો. દર વખતે ઉત્તમ તો હોય છે, પણ આ વખત સર્વોત્તમ થયો. એમાં તમારો શ્રમ ઘણો છે. તમે ફલથી નિઃસ્પૃહ રહો છો તો ઈશ્વર તમને આપે જ છે.

સુખરૂપતા લખશો. એ જ.

---

૧૮૮ અમદાવાદ, રવિ. તા. ૭-૧૦-૩૪.

પ્રિય શ્રી....ભાઈ !

હજી હું અહિં જ છું. ગુલાબી રંગના કવરમાં દુર્બલતાના સમાચાર વાંચી આશ્ચર્ય થયું. હું તો જાણતો પણ નહોતો. ઇષ્ટેચ્છાથી સઉ સારું જ છે. ઇષ્ટેચ્છાથી બનશે તો તો ત્યાં આવી જઈશ. અહિં જ્યાં જોઉં છું ત્યાં ઢગલાબંધ માંદા જ છે. અહિંથી ભાગી

ત્યાં આવવા ધારું છું ત્યારે ત્યાં પણ એ જ રંગ ! હશે, રંગ કાચો છે; ચિન્તા નથી. બનશે તો તો આવીશ. મનોબલ વાપરો. સઉ ઠીક થઈ જશે. સઉને તૈયાર કરવા યત્ન રાખજો. બલહીનને આત્મા તો શું પણ જગત્‌નુંએ નથી મળતું.



૧૮૯ ઉદયપુર, મંગળ. તા. ૩૦–૫–૩૩.

પ્રિય શ્રી....ભાઈ,

આમ તેમ વાયુવશ પર્ણની પેઠે ફરતા અહિં આવ્યા છીએ. અહિંથી અજમેર થઈ આબુ જવા ધારણા છે. * * * તમે સુખરૂપ હશો.—આનન્દમાં છે. સંસારનો વિલક્ષણ મહિમા જોતા જ્યાં ત્યાં ફરીએ છીએ. અનાસક્તિ એક જ જગત્‌ના વિકારથી આપણું રક્ષણ કરનાર છે એ વાર્તા યથાર્થ છે.

સુખરૂપતાનો પત્ર લખજો. પુનઃ પત્ર લખીશ.



૧૯૦ વડોદરા, શનિવાર. તા. ૧૬–૧૨–૧૧.

પ્રિય ભાઈ....ભાઈ !

તમારો પત્ર મળ્યો હતો. એ નિમિત્ત તમને સમાધાન લખવું એ તપ્ત લોહપર જળના બિંદુતુલ્ય હોય એ સંભવિત છે, અને તોપણ તમારા પ્રતિના સ્નેહભાવે આ પત્રનાં વચનો લખાવ્યાં છે.

તેઓશ્રીનાં વચનો જ્યારે આપણા અન્તઃકરણને કોઈ બીજા સ્થાનઉપર આવા પ્રસંગે રાખવાનો બોધ કરે છે ત્યારે આપણું અન્તઃકરણ એથી કોઈ ઉંધા જ સ્થાને, રોકયા છતાં, વહ્યું જાય છે. એ સ્વાભાવિક હોવા છતાં પણ આ સમયે તેઓનાં વચનોનું વિસ્મરણ કરવું ઉચિત નથી. તેથી બલપૂર્વક વૃત્તિને સમાધાનમાં સ્થાપી પ્રાપ્ત કર્તવ્યમાં જોડાવું એ યોગ્ય છે.

તેઓનો પ્રેમભાવ તેમના પ્રતિ અનુરાગવાળાને અખંડ અશ્રુ-પૂર્ણ રાખવાને બસ છે, તોપણ હવે એ કર્તવ્ય ઉચિત નથી. ઈશસત્તાથી બનેલો આ પ્રસંગ ઈશસત્તાને અધીન જીવોના હિતને જ

સાધનાર હોય એમાં શંકાસરખું નથી, જેથી તેઓના ગુણાનુવાદના સ્મરણ તથા ઇષ્ટસ્વરૂપથી અભિન્ન થયેલા તેઓના સ્વરૂપના ધ્યાનપૂર્વક આ અન્તઃકરણને વિકલ થતું અટકાવશો, તથા પ્રસન્નતાના ક્રમપ્રતિ તેને વાળતા રહેશો. તત્કાલ તો એ જ.



૧૯૧ વડોદરા, બુધ. તા. ૪–૪–૩૪.

પ્રિય ભાઈઓ....

પ્રકૃતિ સહજ અસ્વસ્થ થવાથી આવવા ઉઠેલા વેગને શમાવવો પડે છે. હરિઇચ્છા. વળી–આગળ ઉપર બનશે જ.

સત્ર સારી રીતે થયું હશે જ. તમે સઉ એ માટે આગ્રહી છો એથી થાય છે, અને તે સંતોષજનક છે. આવવા વિચાર થયેલો: પછી મન્દતાને લઈ વેગ શમી ગયો. ભાઈ....વગેરે પ્રસન્ન હશે જ. એ જ.



૧૯૨ વડોદરા, ૧૯૮૨.

પ્રિય શ્રી....

તરનાર મનુષ્ય બે હાથે જેમ જળ કાપે છે, તેમ વિવેક અને વિરાગવડે જે અન્તઃકરણના સંસ્કારજલને કાપે છે તે આગળ જતાં કિનારો જુએ છે. ધીમા ધીમા પણ હાથ ચલાવજો–ઇષ્ટાનુગ્રહ એ જ પ્રાપ્તવ્ય વસ્તુ છે. તે વિવેકવિરાગના બલવડે નિર્મલ ચિત્ત થતાં સિદ્ધ થાય છે. તે માટે પ્રસન્નતાપૂર્વક પ્રયત્નશીલ રહો.



૧૯૩ વડોદરા, ગુરુવાર.

પ્રિય શ્રી....ભાઈ,

તમારા સર્વ પત્રો મળ્યાં કરે છે. તમને પત્ર લખવા વારંવાર ઇચ્છા પ્રકટવા છતાં જ ન બન્યું અને માત્ર તમારું સ્મરણ કરી વૃત્તિ શાન્ત રહી. તમે આ તરફથી પત્રની ઇચ્છા રાખો છો, એ આનન્દજનક છે. મારાથી તે ન બનવાથી મનને અઠીક લાગે છે. છતાં સ્મરણવડે સંતોષ માની લેવાય છે.

ત્યાં સઉ ઇષ્ટચિંતનમાં જોડાયા છો જાણી આનન્દ થયો છે. અહિં પણ કાલથી ઇષ્ટેચ્છાએ વિવિધ સત્કર્મ થશે. તમે અવાય તો આવો. તમારે કાંઇ જપ કરવાના નથી. શાન્તિથી વિશ્રાન્તિ લેજો, અને આનન્દ અનુભવજો.

---

૧૯૪ મુંબઈ, બુધ. તા. ૫–૯–૩૪.

પ્રિય શ્રી....ભાઈ,

તમે વડોદરા આવ્યાનું શ્રી....ભાઈના પત્રથી જાણ્યું. આજ સુધીમાં તે તરફ આવવા ઇચ્છા હતી, પણ હજી ચારેક દિવસ રોકાવું પડે તેમ છે. આવતી કાલે તમારો જન્મદિવસ હશે. ઇશ્વરેચ્છા તો તે દિવસે તમને આ પત્ર મળશે. પરમાત્માના સ્મરણવડે તમે તો જન્મ–જીવનને સાર્થક કરી રહ્યા છો—ઇષ્ટના પ્રસાદને પામ્યા છો, જેથી તમારું તો ઇષ્ટ જ છે. પ્રસન્ન રહેશો. જીવન્મુક્તિનો કલ્પનાથી પણ આનન્દ લીધા કરવો. સૌ. શ્રી.... બહેન પણ સુખરૂપ હશે. સઉ તેમનું સ્મરણ કરે છે. હવે તો થોડા વખત પછી ઇષ્ટેચ્છા તો મળીશું. એ જ.

---

૧૯૫ વડોદરા, ગુરુ. તા. ૨૧–૧૧–૨૯.

પ્રિય શ્રી....ભાઈ,

....ભાઈના પત્રથી તમારો કાલ જન્મદિવસ છે તે જાણ્યું. તમારા સરખા સન્માર્ગે ચાલનારને આવા નિમિત્તે શું જ લખવાનું હોય ! મનને પ્રસન્ન, બલિષ્ઠ, અને ધૈર્યપૂર્ણ રાખવું. જગત્‌ના ભારથી દબાઈ જવું નહિ. હરિઇચ્છા બલવાન્ વિચારી માત્ર આપણે આપણાથી બનતા પ્રયત્નમાં જ મશગુલ રહેવું. બાકી તો ઇષ્ટસ્મરણ એ જ સર્વસ્વ જાણવું—સુખાનુભવ કરો એ જ ઇચ્છા. ઉતાવળે.

૧૯૬ અમદાવાદ, શુક્ર. તા. ૧૫-૧-૩૭.

ભાઈ....

તમારા ભાવભર્યા પત્રો મળે છે. પ્રકૃતિ સુખરૂપ છે. તે તરફ આવવા વિચાર તો છે પણ ક્યારે બને છે તે હરિઇચ્છાઉપર છે. તમે આ વખત બે ચાર દિવસ અહિં રહ્યા તે ઠીક થયું. કોઈ કોઈ વખત એવી નિવૃત્તિ લીધા કરવી. વ્યવહાર તો ઈશ્વરેચ્છાથી નીભવવાનો છે તે નીભશે જ.



૧૯૭ વડોદરા.

પ્રિય શ્રી....

"હરિઇચ્છાનુસાર, બને સઉ, હરિઇચ્છાનુસાર"—એ વિચાર જ જેમાં તેમાં સમાધાનરૂપ છે. આથી સઉ વાતે પ્રસન્ન, નિશ્ચિન્ત અને શાન્ત જ રહેશો. એ સ્થિતિ જ ઈશ્વરને પ્રિય છે. ઈશ્વરના પ્રીતિપાત્ર થવામાટે એ સ્થિતિ ધાર્યા વિના છૂટકો નથી. sooner, the better.



૧૯૮ મંગલ, તા. ૨૬-૯-૨૨.

પ્રિય શ્રી....

નવરાત્રિમાં રજા લઈ તમે ઇષ્ટસ્મરણ કરવા ધાર્યું હતું, તેને બદલે મારે આવ્યું છે, એ એક જ છે, જેથી આનન્દ.



૧૯૯ વડોદરા, બુધ. ૪-૪-૩૧.

શ્રી....

પત્ર મળ્યા. બે એક દિવસ મારી પ્રકૃતિ અસ્વસ્થ રહ્યાથી સત્રમાં ત્યાં ન અવાયું. તેમ પત્રથી પણ સંતોષ ન જણાવી શકાયો. વૃત્તિએ તે સ્વીકાર્યો છે એટલે વાંધો નથી.

'હરિ તો ગાંડાનો—ગાંડાનો'—એ બાપજીનું વચન છે. સાચા ગાંડા થનારને તે ફળે જ છે; આપણે આખરે તો તેવા ગાંડા જ થવાનું છે. તમે તો થવા માંડ્યું જ છે એટલે આનન્દ છે. પત્ર લખતા રહેશો.

---

૨૦૦ વડોદરા, શનિ. તા. ૧-૧૧-૩૦.

ભાઈ....

પત્ર મળ્યો. * * * હવાફેરથી તબીયત ઠીક થશે. બલવાન્ બનો.

---

૨૦૧ વડોદરા, શુક્ર.

પ્રિય ભાઈ....

* * * બેમાંથી એકતરફ મુખ્ય લક્ષ રહે તો સારું છે. બીજી બાબત તો સ્વપ્રયત્નથી કરવાની નથી. કોઈ સત્પુરુષ કે તેવા દ્વારા જ મેળવવાની છે. એટલે એવા જ્યારે યોગ આવે ત્યારે તે સંબંધી વિચાર. બાકીના વખતમાં તો આપણે સ્વતંત્રપણે આપણું જ સંભાળવાનું રહ્યું. જેથી અવકાશમાં આપણું ઇષ્ટચિન્તન છોડવા જરૂર નથી. એ બીજી વસ્તુમાં મદદ કરશે; કાંઇ બીજી વસ્તુ પહેલીમાં મદદ કરે એમ નથી. અને અન્તઃકરણનો અધિકાર વધતાં, હાલ જે અપ્રાપ્ત છે, તે પણ પ્રસંગે પ્રાપ્ત થઈ રહે છે. આથી નિરાશાનું પ્રયોજન નથી. બીજાઓમાટે તમે ઇચ્છો છો, પરન્તુ તેમનાંએ પ્રારબ્ધ જોઈએને ? એટલે એની ચિન્તા રાખવા સરખું નથી. આપણી યોગ્યતા સર્વ વસ્તુને ખેંચી લાવવા સમર્થ છે. તેથી તેને સિદ્ધ કરવાપ્રતિ વેગ આપતા પ્રસન્ન રહેશો.

કુશલતા લખતા રહેશો. કશાથી દુર્બલ ન થશો. જગતની સર્વ સ્પૃહા દીન, દુર્બલ અને દુઃખ કરનારી છે; તેથી બનતા પ્રયત્ને તેના ઉપર જયને સાધવા પ્રયત્નશીલ રહેશો. જગતના પદાર્થો દાસ થઈને મેળવવાકરતાં સ્વામી થઈ મેળવવા એ જ ઠીક છે. વધારે ઉંચા બનતાં નીચેનું અધીન થઈ રહે છે.

૨૦૨ વડોદરા, બુધ. તા. ૧-૭-૩૧.

પ્રિય ભાઈઓ !

પત્ર મળ્યો. સત્ક્રિયાઓ કરવાના જાણી આનન્દ થયો. બનતું કરશો. આર્થિક કષ્ટ વધારે વેઠશો નહિ. સવા લક્ષનું દશાંશ એટલે સવા લક્ષ જપ કરી તેનો દશાંશ હોમ કરો તોપણ ચાલે. ખાસ જરૂર પડે તો ક્રિયા કરતાં વચ્ચે ઉઠવું. * * * ઇષ્ટેચ્છાથી બને તે કરવું. વૃત્તિ ભાવપૂર્ણ અને પ્રસન્ન રહે તે તરફ દૃષ્ટિ રાખવી. ભાઈ! સઉ જે સત્કર્મ કરે તે જાણી તમારે પ્રસન્ન રહ્યા કરવું એટલે બસ. તમારા શરીર-પ્રારબ્ધની વિલક્ષણતા જોયા જ કરું છું. તમારું ધૈર્ય જોઈ પ્રસંગે પ્રારબ્ધબળ પણ જાણે ઝાંખું પડી જતું હોય એમ લાગે. હશે, એનું ચિન્તન ઓછું કરો. તમારું તો ઇષ્ટ જ છે. સઉનું સ્મરણ વૃત્તિમાં છે. એ જ.



૨૦૩ અમદાવાદ, તા. ૨૬-૪-૨૮. ગુરુ.

શ્રી....ભાઈ,

એક પત્ર....સાથે મળ્યો. ઉત્તર નિવૃત્તિએ લખીશ. * * *

તમારા દ્વારા જે જે કાર્ય થવાનું નિર્માણ હશે તે થવાનું છે. તેથી ઇષ્ટેચ્છા વિચારી બને તે કરશો. બાકી પ્રસન્ન રહેશો. પુનઃ લખીશ. હાલ તો ઉતાવળે.



૨૦૪ વડોદરા, તા. ૬-૫-૧૯૧૭.

પ્રિય ભાઈ!

ઇષ્ટચિન્તન કરતા આનન્દમાં રહેશો. મનુષ્યને આવી પ્રાપ્ત થતા પ્રત્યેક અનુકૂળપ્રતિકૂળ પ્રસંગોપ્રતિ વિવેકવૃત્તિવડે જોતાં તેના હિતને અર્થે જ હોય છે, તો તેમાંથી હિતનો અંશ આપણી વિવેકવૃત્તિવડે ગ્રહણ કરી તેના સુખભાગી થવું એ જ મનુષ્યનું મુખ્ય કર્તવ્ય છે. સંસાર સ્વતઃ વિવિધ વિકારરૂપ છે, પરન્તુ વિવેક, વિકારનું તિરોધાન કરાવી સત્યમાં મનુષ્યને દોરે છે, જેથી સંસા-

રમાં રહેવા છતાં વિવેકી સુખસંતોષયુક્ત રહે છે, તો તદનુસાર રહેતા તમે પ્રસન્ન હશો જ.

---

૨૦૫ વડોદરા, રવિવાર. તા. ૨૬-૧૦-૩૧.

ભાઈ.... !

મંત્રપર્વનું વાંચજો, અને તેમાં બને તેટલા આગ્રહથી જેને ભેળવી શકાય તેને ભેળવો.

એક દિવસ પણ શું આપણા જીવનમાંથી ઈશ્વરનિમિત્ત ન નીકળી શકે ? હજારો કામમાં બલનો ક્ષય થાય અને આવાં કામ માટે જ નિર્બળતા જણાય ? ના, ના, મનનાં બહાનાં ટાળી દઈ મનને તૈયાર કરવાની જરૂર છે. ઘરમાંથી જે થઈ શકે તે સઉ તૈયાર થાય. આખરે થોડો સમય તો થોડો સમય. પણ બનતો વધારે સમય તો અવશ્ય જ ગાળજો. જપની સંખ્યા વધારે થાય તેમ કરવું. જરૂર પડે તો ચાહા પીવી. ખૂબ વેગથી એ દિવસે અનુષ્ઠાન કરવું. એક કરોડ જપ કરવાના છે. ઘણી જ મહેનત અને ઘણાને ભેળવ્યા વિના ન બને.

બીજા....માં કોઈ તૈયાર થાય એવા જણાતા નથી. એટલી બધી દુર્બળતા એ તો દયાપાત્ર જ.

શ્રી....એ પણ તપપ્રયોગમાં ખૂબ કર્યું. ધન્ય છે એવા વૃદ્ધને. નાનાઓએ શરમાવું પડે એવું કાર્ય કર્યું. પૂર્ણ જાગ્રત્ અને પ્રયત્નશીલ બનો.

---

૨૦૬ વડોદરા, શુક્ર. ૧૧-૧૧-૩૩.

બહુ સુજ્ઞ પ્રિય શ્રી....

આજ આપના હસ્તાક્ષરનો પત્ર મળતાં બહુ સંતોષ થયો. આપનું સ્વાસ્થ્ય ઇષ્ટકૃપાથી ઉત્તરોત્તર આવી જશે. હજી આપને હાથે સત્કાર્યો થવાનાં શેષ છે જેથી કોઈ ચિન્તાનું કારણ નથી. આપ પુણ્યપુરુષ છો, પુણ્યાંશને રળતા પુણ્યભોગ કરશો જ.

સુખરૂપતા જરૂર જણાવતા રહેશો જ. પુણ્યસંસ્કારીને વ્યાધિ સત્કર્મ સધાવવા જ આવે છે, જેથી મનથી પ્રસન્ન રહી ઇષ્ટચિન્તન સેવતા સ્વસ્થ રહેશો. નિવૃત્તિએ પત્ર લખશો.



૨૦૭ વડોદરા, ગુરુવાર. તા. ૨૮-૭-૨૨.

શ્રદ્ધાભક્તિસંપન્ન, પ્રિય ભાઈ શ્રી....ભાઈ,

પત્ર લખવા વારંવાર વિચાર આવવા છતાં હાલ જ તે લખવાનો યોગ આવ્યો છે.

હમણાં ૧૭ મી તારીખના બે ચેક તમારા તરફથી મળ્યા. પ્રિય ભાઈ! વારંવાર એટલો બધો ખર્ચ શા માટે કરો છો? તમારો સદ્‌ભાવ આ વૃત્તિને જાણીતો છે અને તેથી સંતોષ જ છે.

શરીરપ્રકૃતિ તથા વૃત્તિથી સુખરૂપ જ હશો.

અનુકૂલતાએ પરમાત્મચિન્તન કરતાં આનન્દાનુભવ કરશો. આ વિલક્ષણ સંસારની માયાજાલ એવી વિલક્ષણ છે કે જે અનેક પ્રકારનાં નિમિત્ત ઉપજાવી મનુષ્યને ઈશ્વરથી વિમુખ રાખે છે. ઇન્દ્રિયાદિના વ્યાપાર પણ બહિર્મુખવાળા છે; તેથી મનુષ્યની સ્વાભાવિક વૃત્તિ બહિર્મુખ રહી બાહ્ય સુખાદિ શોધી તૃપ્ત થવા ઇચ્છે છે, પરન્તુ એમાં સાચી અથવા જેને નિત્યતૃપ્તિ કહીએ છીએ તે ન હોવાથી પરિણામે મનુષ્ય અપૂર્ણ રહે છે, અને તેથી દુ:ખાનુભવ કરે છે. આથી વાસ્તવ તૃપ્તિમાટે અનિત્ય વસ્તુ ન ગ્રહેતાં જ્યારે નિત્યસિદ્ધ વસ્તુતરફ મનુષ્ય પ્રેરાય છે ત્યારે તે સુખનો—વાસ્તવ સુખનો—અધિકારી થાય છે. આવી નિત્યસિદ્ધ વસ્તુ તે ઈશસત્તા છે. તે અન્તરમાં છે, અને તેથી મનુષ્ય જ્યારે અન્તર્મુખ થઈ રહે છે, ત્યારે તેમાં રહેલી નિત્યસિદ્ધ વસ્તુના સંબંધે કરી તે પરમ તૃપ્તિને અનુભવે છે, કે જેવી તૃપ્તિ જગદાસક્ત જીવોને જગત્‌માં કદી નથી થતી. આથી સત્પુરુષો એ જ પ્રબોધે છે કે અનેક નિમિત્તથી વારંવાર વારંવાર અન્તરમાં પ્રવેશી વૃત્તિને ઇષ્ટાભિમુખ કર્યા જ કરવી.

વ્યવહારના ઉપાધિને લઇ ઇષ્ટચિન્તન થતું નથી એમ ઘણા કહે છે, પણ તે પૂરું યથાર્થ નથી. ખરી વાત એ છે કે ઇષ્ટ-ચિન્તનમાં આપણી પ્રીતિ નથી. જે પ્રીતિનો વિષય છે તે તો અન્તરૂમાંથી ખસતો જ નથી—ગમે તે કામકાજ કરતાં પણ વૃત્તિમાં તે ક્ષણે ક્ષણે જાગ્રત્ થયાં જ કરે છે. જેના સંબંધમાં વધારે પ્રીતિ હોય છે તે માટે પ્રવૃત્તિ પણ મનુષ્ય ગમે ત્યાંથી સમય કહાડી તથા ઇતર વસ્તુનો ભોગ આપીને પણ કરે જ છે, એ આપણે જગત્‌માં જોઈએ છીએ. આથી પરમાત્મવસ્તુમાં પરમપ્રીતિ ઉત્પન્ન થવા પ્રયત્ન સેવવો જોઈએ. પરમાત્મસત્તા જ આપણું સર્વપ્રકારનું ઇષ્ટ કરનાર છે, એ નિશ્ચય જેમ જેમ આપણા અન્તરૂમાં આપણે દૃઢપણે સ્થાપતા જઈએ છીએ, અને જેમ તે વિશેષપણે સ્થપાય છે, તેમ આપણી પ્રીતિ સ્વભાવથી જ પરમાત્મવસ્તુપ્રતિ ઢળે છે. આથી વિવિધ સદ્વિચારોથી મનમાં એ જ દૃઢ નિશ્ચય ધારતાં જવો કે સઉથી પરમ હિતકર વસ્તુ અને પરમ આશ્રય લેવાયોગ્ય વસ્તુ કેવલ ઈશિસત્તા જ છે. આ ભાવ સુદૃઢપણે સ્થપાતાં સર્વ રીતે હિત જ થાય છે.

તમે તો સદ્‌વૃત્તિપરાયણ જ છો, જેથી તમારી ઇષ્ટાભિમુખતા છે જ, અને તમારું ઇષ્ટ પણ છે જ. આથી નિઃશંકપણે જગત્‌ના મોહમમત્વને શિથિલ શિથિલ કરતાં અન્તરૂમાં સાચી ઈશિસત્તાને નિશ્ચયપૂર્વક જાણતાં તથા તેમાં નિર્ભ્રાન્તપણે વિશ્વાસબુદ્ધિ ધરતાં વાસ્તવ સુખાનુભવ કરશો.

સુખસમાચાર જણાવતા રહેજો. પ્રસન્ન હશો અને રહેશો.



૨૦૮ વડોદરા, બુધ. તા. ૧૫–૮–૨૮.

પ્રિય શ્રી....ભાઈ,

પત્ર મળ્યો. ઇષ્ટેચ્છાથી સર્વ શુભ કાર્ય થઈ ગયું જાણી બહુ સંતોષ થયો. * * * તમે શ્રદ્ધા ભક્તિ તથા ઉત્સાહપૂર્વક અનેક પ્રસંગે કાંઇ કાંઇ કર્યા જ કરો છો, અને તેથી દરેક બાબ-

તમાં તમારું સ્મરણ થાય જ છે. પરમાત્મસત્તા હજી તમને વિશેષ પુણ્યફલ પ્રાપ્ત કરાવે એ જ ઇચ્છા છે. સુખી હો. એ જ.

---

૨૦૯ અમદાવાદ, મંગળ. તા. ૨૫–૫–૨૬.

પ્રિય શ્રી....ભાઈ,

તમારો પત્ર મળ્યો. એક અહિં સંબંધીના મૃત્યુથી માતાએ જવાનું બંધ રહ્યું, એ પણ વિલક્ષણ દૈવગતિ....હવે હાલમાં જવાનું નહિ થાય. * * *....ભાઈને ત્યાંની હકીકત જાણી. હવે વિકળ થવા પ્રયોજન નથી. ઈશ્વરેચ્છાથી જે થાય તે સ્વસ્થતાથી જોયા કરવું, અને વર્તમાન કર્તવ્ય જે કરવાયોગ્ય જણાય તે કરવું. આપણા પ્રયાસમાં પ્રમાદ સેવવા જરૂર નથી. *** અન્ય ખાસ નથી.

---

૨૧૦ ઈન્દોર, ૪–૫–૩૩.

બહુ સુજ્ઞ શ્રીયુત !

આપનું પુસ્તક મને મળી ગયું હતું. ગરબા વગેરેનું સાહિત્ય આ પ્રકારે એકત્ર થવાથી ઘણાને તે ઉપયોગી થઈ પડવા સરખું છે તેમ આથી પ્રાચીન સાહિત્યનું રક્ષણ તથા પ્રચાર પણ રહેવાનો. આપ જે અનેક સત્કાર્ય કરો છો તેમાં આ એક ઉપયોગી કાર્યનો ઉમેરો થયો છે, તે બહુ સંતોષજનક છે. સુખરૂપતા લખશો. સર્વ રીતે પ્રસન્ન રહેશો.

---

૨૧૧ હૉસ્પેટ–કિષ્કિન્ધા, બુધ. તા. ૨૬–૧૨–૩૪.

શ્રી....ભાઈ,

પત્ર મળ્યો હતો.

ઇષ્ટકૃપાથી સઉ સુખરૂપ છે. બિચારા....કલકત્તામાં ધર્મશાલામાં સરી પડ્યા, તે પગ ઉતરી ગયો. હજી પથારીવશ છે. એટલે એમને તો ત્યાર પછી "યાત્રા તો પથારી થઈ રે" થયું છે....ના અધિદેવતા માટે શું લખું ? એકે પ્રથમ દિવસે, અને બીજાએ

પ્રથમ તથા છેલ્લે દિવસે દર્શન દીધાં ! દેવો વારંવાર કાંઇ પ્રકટે ! સઉ પોતાના પ્રારબ્ધસંસ્કારાનુસાર અનુકૂલતા પ્રતિકૂલતા ભોગવતા પ્રવાસ ખેડે છે. એકંદર આનન્દ છે....ભાઈ ઘેર રહીને પણ માંદા પડ્યા ! હવે તો ઠીક જ હશે.

હવે તો સ્વસ્થાનનિકટ આવતા જઈએ છીએ. સઉ સુખરૂપ હશો. એ જ.



૨૧૨ વડોદરા, ગુરુવાર. તા. ૯-૧૦-૯૭.

શ્રી ઇષ્ટકૃપાપાત્ર પ્રિય શ્રી....ભાઈ વગેરે !

આપનાં ઉત્તમ ભક્તિસૂચક પત્રો અત્ર યથાસમય મળ્યાં કરે છે. આપને પત્ર લખવા વારંવાર વૃત્તિ થયા કરતી હતી, પરન્તુ ઇષ્ટેચ્છાથી આજે જ લખવા યોગ આવ્યો છે. શ્રીઇષ્ટપરમાત્માના દિવ્ય સ્થૂલ તનુની અપ્રતીતિથી આપણને એકપક્ષે અત્યન્ત અસંતોષ થાય એ સ્વાભાવિક છે, પરન્તુ આપણે કે જેમણે શ્રી ઇષ્ટની કૃપાથી શ્રી ઇષ્ટનું સર્વવ્યાપક સ્વરૂપ અનેક વિચારથી સિદ્ધ કર્યું છે, તથા મૂર્દ્ધમાં અને હૃદયમાં ધારણાધ્યાનાદિ સાધનોવડે શ્રી ઇષ્ટના સ્વરૂપને અત્યન્ત સન્નિહિત જાણ્યું છે, તેમણે શ્રી ઇષ્ટના મુખ્ય સ્વરૂપમાં પ્રબલ આસક્તિ વધારતાં સ્વભાવથી સ્ફુરતા શોકાદિના વેગને શનૈઃ શનૈઃ રોકવો ઘટે છે.

જે ઇષ્ટ પરિચ્છિન્ન, તથા મૃત્યુલોકના ધર્મ જેમાં આપાતતઃ પ્રાપ્ત થયા પ્રતીત થયા હતા એવા માનવ દેહમાં પણ આપણા ઉપર અપરિમિત વાત્સલ્ય દર્શાવતા હતા તે, અનન્ત ઐશ્વર્ય જ્યાં ગુપ્ત રાખવું પડતું નથી, એવા પોતાના મુખ્ય સ્વરૂપે આપણને અપૂર્વ ઔદાર્યથી રક્ષશે તથા આપણા હિતસાધક મનોરથોને પૂર્ણ કરશે જ, એવા અચલ વિશ્વાસપૂર્વક શેષ આયુષને શ્રીઇષ્ટગુણસ્મરણ ચિન્તનપૂર્વક આશામાત્રના પરિત્યાગસહ શ્રી ઇષ્ટેચ્છાને અધીન રહી, સંતોષાનન્દમાં ગાળવું, એ જ આપણું કર્તવ્ય હવે નીકળે છે.

આપ કે જેમને શ્રી ઇષ્ટમહિમા હૃદયમાં પ્રત્યક્ષ છે તેમને તો કર્તવ્ય શેષ રહેતું નથી. તો પણ કૃતકૃત્ય પુરુષો પણ વ્યવ-

હારમાં ક્રિયારહિત ન રહેતાં સતક્રિયામાં જ ઉદ્યુક્ત રહે છે, તેથી કર્તવ્યસંબંધમાં સહજ લખાયલાં ઉપરનાં વાક્યો નિરર્થક ઠરતાં નથી.

દોહરો

હૃદય મૂર્દ્ધમાં ને બહિરૂ, ઇષ્ટ રહે પ્રત્યક્ષ,
એ અભ્યાસે રત રહે, વિવેકી સાધક દક્ષ.

હાલ એ જ. ઇષ્ટસ્મરણસહ પ્રસન્ન રહેશો.



૨૧૩ વડોદરા, બુધ. તા. ૨-૧૦-૩૧.

....તપપ્રયોગ....માં પ્રવેશી શક્યા કે નહિ તે ખબર ન પડી. મંત્રપર્વનું તો પછી પૂછવું જ શું ?....માં કદી મંડળ મેળવો છો ? કદી સાધનમાં ઉત્સાહ પ્રેરો છો ? સાધનમાટે કોઈમાં આગ્રહ ઉપજાવો છો ? સમય આવ્યો છે. કરોડ જપ કેમ થશે—જો તમે બધા જ ઢીલા થશો તો ?....નહિ નહિ કરતાં પણ ૮-૧૦ મંડલવાળું છે. બધાને બોલાવી વિચારો–તૈયારી કરો અને સાધી લો. જપની સંખ્યાનો મોટો ફાળો આપો. આમાં કોઈ પ્રમાદ કે ઉપેક્ષા ન સેવો. સઉને મેળવી સઉપાસે બનતું અધિક કરાવો. ઈશ્વર એટલે વાતો કરવાનો વિષય નહિ. ઉતાવળે.



૨૧૪

શ્રી....ભાઈ !

તમારો લેખ, કાવ્યવગેરેવાળા પત્રો મળ્યા છે. તમે આત્મહિતાર્થ સુન્દર પ્રયાસ કરી રહ્યા છો, જેથી સંતોષ જ રહે છે. નવરાત્રિમાં જે બને તે કરશો. પત્રિકાઓ એક બે દિવસમાં તમને મળશે. તમે અમે ત્યાં આવ્યા તે સંબંધનું લખ્યું તેની કશી ચિન્તા કરવી નહિ. જગતમાં એમ જ ચાલે છે. ભાવને જોનાર પરમાત્મા નિત્ય ભાવથી જ પ્રસન્ન રહે છે. એટલે સંતોષમગ્ન રહેશો. સ્વાધ્યાય ચાલે છે એ પણ બહુ સારું છે. અન્તરૂથી મસ્ત, પ્રસન્ન અને પ્રભુમય રહેવું.



૨૧૫ વિસનગર, તા. ૨૬-૧૨-૦૫.

પ્રિય શ્રી....

તમારું પ્રેમમય પત્ર પ્રાપ્ત થતાં બહુ સંતોષ થયો હતો. ભાઈ....પાસ થયાના વર્તમાન જાણી સંતોષ થયો.

પરમાત્મસ્મરણ કરતા સુખરૂપતા અનુભવશો. સુખની જેમણે ઉંચા પ્રકારની વ્યાખ્યા બાંધી છે, અર્થાત્ આ લૌકિક સુખને જ જેમણે પરાવધિરૂપે ગણ્યો નથી પણ અલૌકિક સુખને જ જેમણે વાસ્તવ સુખ માન્યું છે, તે સુખ પરમાત્મસ્મરણદ્વારા જ પ્રાપ્ત થતું હોવાથી, તે સુખના અભિલાષીએ પરમાત્મસ્મરણ સેવવું આવશ્યક છે. સુખનું વિરોધી અજ્ઞાન છે. અને તેથી અજ્ઞાનની નિવૃત્તિની પણ સુખપ્રાપ્તિમાટે આવશ્યકતા છે. તે પણ આ પરમાત્મસ્મરણથી જ સધાતું હોવાથી એ ઉપાય એક કાંકરે બે પક્ષી મારવાસરખો છે. અને તેથી વિવેકી પુરુષોએ તેને જ શ્રેષ્ઠ ઉપાય વા માર્ગ ગણ્યો છે. તેમ જ તે માર્ગે પ્રયાણ કરનારને અન્ય કોઈ પદાર્થની અપેક્ષા હોતી નથી જેથી બહુ સરલ પણ ગણાય છે. આથી સાધકમાત્રે તે માર્ગે પ્રયાણ કરવું ઉચિત છે. એ જ.



૨૧૬ ભીમડી, રવિ.

પ્રિય શ્રી....ભાઈ,

દસેક દિવસમાં હજારેક માઈલની મોટરમાં મુસાફરી કરી કાલ અહિં આવ્યા છીએ. પંઢરપુર વગેરે સ્થળે જઈ આવ્યો. ઈલોરા caves વગેરે જોયું. શ્રીઘૃષ્ણેશ્વર મહાદેવ, જે છેલ્લું પ્રકટેલું જ્યોતિર્લિંગ મનાય છે, ત્યાં પણ જઈ આવ્યા. ત્યાં એક અભિષેક તમારા તરફથી કરાવ્યો. બધે જ તમારું સ્મરણ થતું રહ્યું છે, તથા ઇષ્ટાનુગ્રહનિમિત્ત પ્રાર્થના થઈ છે. તમારી પ્રકૃતિ સ્વસ્થતા ઉપર જાણી સંતોષ થાય છે. અહિં સઉ સુખરૂપ છે. —પ્રસન્ન છે.

શ્રી....ના સર્વપ્રતિના અસાધારણ પ્રેમને લઈને આજ સુધી નાશિક રોકાવું પડ્યું. શ્રી....ભાઈ પણ શ્રમપૂર્વક ખૂબ પરિશ્રમ કરી રહ્યા છે, અને તેમને લીધે જ આ પ્રવાસ વિસ્તૃત અને

સુખમય તથા નિશ્ચિન્તતા આપનાર બન્યો છે. સર્વના પ્રેમનો અને સંસારના વિલક્ષણ મહિમાનો સઉને યથાપ્રારબ્ધ તથા યથાધિકાર અનુભવ થતો જાય છે. સમજે તેને સઉ કાંઇ ઉપદેશક છે—ગ્રહણશીલ મતિ બનવી જોઈએ. તમે ત્યાં રહીને પણ ખૂબ પ્રયત્નશીલ રહ્યા છો એ બહુ આનન્દજનક છે.

પત્ર હાલ અહિં જ લખજો. આ તરફથી પત્રો ન મળે તેની ચિન્તા ન કરશો. પ્રવાસના નિમિત્તને લીધે. બાકી વૃત્તિથી નિડર જ છો એટલે કશી ચિન્તા નથી.

દેહના આરોગ્યથી શરીરની ચિન્તા અને ઉપાધિ નિવૃત્ત થાય છે, તેમ મનના આરોગ્યથી માનસ ચિન્તા તથા ઉપાધિઓનો નાશ થાય છે. મનનું ખરું સુખ તેના પૂર્ણ આરોગ્યથી જ સમજાય છે. તેથી તેના પ્રતિ તમે જે લક્ષ સ્થાપ્યું છે તે યોગ્ય જ છે. તેની સુધારણામાટે સતત સાવધાનતાની જરૂર છે. એ નથી બનતું તેથી દુ:ખ પ્રકટે છે. જ્યોતિષ્ જેમ યોગ્ય મુહૂર્તે થનાર કાર્ય સફલ થાય છે એમ માને છે, તેમ યોગ્ય સમયે જ મનમાં જો સાવધતા પ્રકટી જાય તો તો તે દુ:ખને શમાવી સુખ ઉપજાવે જ છે. એ માટે બનતી સાવધતા રાખવી એ આપણું કર્તવ્ય. જગત્ મિથ્યા છે, એ વિચાર વધારે દૃઢ થતાં તથા મુખ્યત્વે અહંમમત્વનો નાશ થતાં સુખાનુભવ તથા શાન્તિનો અનુભવ થાય છે. અહંની શિથિલતા એ જ મુખ્ય સાધવાયોગ્ય છે.



૨૧૭ સુરત, સોમ. તા. ૭–૬–૨૬.

પ્રિય ભાઈ!

તમારા નિરતિશય ભાવ, ભક્તિ તથા ત્યાગનો અનુભવ કરતા તમારાથી સ્થૂલ દૃષ્ટિથી વિખૂટા પડી, તમને અન્ત:કરણમાં અધિક ઉંડાણમાં સ્થાન આપતા, સ્વસ્થાનપ્રતિ સુખરૂપ આવ્યા; અને આજે હું અહિં આવ્યો છું. સ્થાનથી દૂર હોવા છતાં હજી વૃત્તિ તમને નિકટ જ જોયાં કરે છે. તમારી વિશુદ્ધ પ્રીતિના અનુભવે

હવે એમ સમજાય છે કે ત્યાં ન આવ્યા હોત તો તમારો અયોગ્ય અનાદર થવા જેવું થાત. તમે તો વૃત્તિથી વિશેષ પરિચિત હતા, પણ—સાથે સાક્ષાત્ સમ્બન્ધ પ્રકટવાનો પ્રસંગ અદ્યાપિ આવેલો નહિ, તે આ વખત આવવાથી વધારે સંતોષાનન્દ થયો. ભાઈ—ની વિશુદ્ધિ તમારા ઉભયમાં સંક્રાન્ત થયેલી જોતાં બહુ સંતોષ પ્રકટે છે. તમારા અન્તઃકરણના શુદ્ધ ભાવથી સ્વભાવથી જ તમે ઇતરના હૃદયને અધીન કરી શકયા છો. સર્વ તમારૂં સપ્રેમ સ્મરણ કરે છે.

સદા સદ્વિચારને પોષ્યા કરશો, સદા સદાચારને સાધ્યા કરશો. તન, મન, ધનવડે પ્રાપ્ત થતાં અનેક હિતને સર્વના સદ્વ્યયવડે સિદ્ધ કરતા રહેશો. ઇષ્ટસ્મરણને વૃત્તિમાં અખંડ અવકાશ આપ્યા કરશો. અપૂર્વ વેગથી સત્કાર્યને સાધતા, ગુરુઇશ્વિરના અનુગ્રહબલે સુખાનુભવ કરો એ જ ઇચ્છા. સર્વને ઇષ્ટસ્મરણ.



૨૧૮ વડોદરા, શનિવાર.

શુભગુણસંપન્ન, પ્રિય ભાઈ....

તમારું બે ત્રણ દિવસથી અનાયાસ અંતરૂમાં સ્મરણ થયાં કરતું હતું. તેમાં તમારો આજે પત્ર મળવાથી અધિક સંતોષ થયો.

જપસંબંધી હકીકત પૂછી તે વિષે જણાવવાનું કે અધિક વિસ્તારપૂર્વક તેનો અર્થ વગેરે તો સમક્ષ જ જણાવવામાં આવે છે, અને ઇશ્વિરેચ્છાથી કોઈ પ્રસંગ પ્રાપ્ત થયે તે સંબંધી સમક્ષ જણાવવામાં આવશે. તત્કાલ તો માત્ર જપ કરતી વખતે વૃત્તિ હૃદયમાં રાખવી અને હૃદયસ્થિત પરમાત્માને નમસ્કાર કરું છું એવો ભાવ મંત્ર ઉચ્ચારતાં સેવવો. પ્રત્યેક મંત્ર ઉચ્ચારતાં તે ભાવ જાગ્રત્ કરવા જરૂર નથી. માત્ર આરંભમાં બે ચાર મંત્ર આ ભાવ-યુક્ત જપવા, પછી માત્ર તેની લક્ષણા રાખી વૃત્તિને હૃદયમાં લીન કરવાપ્રતિ અધિક લક્ષ સ્થાપવું.

વાચક, ઉપાંશુ વગેરે જપના ક્રમમાં અભ્યાસે કરીને વધી શકાય છે. કોઈને અધિક અભ્યાસની અગત્ય હોય છે, અને કોઈને

ન્યૂન હોય છે. ઉપાંશુ જાપ જપતાં અન્ય કોઈ પ્રકારનું વિરોધી સ્ફુરણ વૃત્તિમાં ન પ્રકટે અને જપનો જ પ્રવાહ વૈખરીથી ચાલ્યા કરે ત્યારે તેની સિદ્ધિ થઈ ગણાય છે. તે સમ્બન્ધી પણ અધિક વિવેચન સમક્ષ કરવું યોગ્ય છે.

સિંધી બ્રાહ્મણપાસે પ્રાણાયામનો વિધિ જાણતાં અડચણ નથી; અર્થાત્ તે કેવી રીતે કરે છે એ જોવું, અને તમને પ્રાણાયામના વિધમાં કેવા માર્ગથી દોરવા ઇચ્છે છે, એ પ્રથમ જાણવું. પ્રાણાયામનો વિધિ જે મહાકાલમાં દર્શાવાયો છે તેને અનુકૂલ જો તે પુરુષ પ્રાણાયામનો વિધિ દર્શાવતા હોય તો ધીરે ધીરે કરતાં અડચણ નથી. તત્કાલ હઠપૂર્વક અધિક કરવા નહિ. નાડીશુદ્ધિ તેઓ કેવે પ્રકારે તમારી પાસે કરાવવા ધારે છે એ પ્રથમ તમારે જાણવું. અને તેમની ઇચ્છાથી તેઓ તમને લોમવિલોમ પ્રાણાયામ દર્શાવતા હોય તો તે કરતાં કંઇ વિરોધ ભાસતો નથી. લોમવિલોમ વિના કોઈ કઠિન પ્રાણાયામમાં પ્રવેશવા તત્કાલ અગત્ય જણાતી નથી. જે ક્રમ કરો તેમાં ધીમે ધીમે વૃદ્ધિંગત થતા જજો. તત્કાલ ઉતાવળ કરીને વૃદ્ધિ પામવા જવું એ યોગમાર્ગને સંમત નથી. તથા બનતાસુધી નિર્દોષ અને સરલ ક્રમને જ સિદ્ધ કરવા આરંભમાં પ્રયત્ન કરવો યોગ્ય છે.

અન્ય સ્મરણ કરનાર વર્ગને સપ્રેમ ઇષ્ટચિંતનસહ જય જય જણાવશો. પ્રસંગોપાત્ત ત્યાંના કુશલસમાચાર જણાવતા રહેશો.

પરમાત્મસ્મરણ કે જે આ જગત્ના અધમ જીવને સર્વોત્કૃષ્ટ સ્થિતિએ પહોંચાડવા સમર્થ સાધનરૂપ છે તેને નિર્ભયપણે સાધતા પ્રસન્ન રહેશો. આ સંસારમાં સહસા આવી પ્રાપ્ત થતા શોક-મોહાદિ વિકારોનો જય કરવા સાવધાન રહેશો. વિવિધ હેતુઓને લઈને આવી પ્રાપ્ત થતા અનેક ભોગોને ભોક્તાપણાના ભાવથી રહિત રહી ભોગવતા રહેશો.

પ્રિય ભાઈ! આ સંસારના વિલક્ષણ વ્યવહારમાં સાવધાનતા-પૂર્વક પ્રવેશ કરજો. તથા તેથી ઉત્પન્ન થતા અનેક વિકારોને યથાવત્ જોઈ જાણી તેથી અળગા રહેવાના પ્રયત્નને સેવતા રહેશો.

ઇશ્વરેચ્છાથી અનુકૂલ સંસ્કારના યોગે સાક્ષાત્ મેલાપનો સંભવ ન પ્રાપ્ત થાય, ત્યાંપર્યન્ત હૃદયસ્થ ઇષ્ટના સ્વરૂપસાથે યથાશક્તિ સમ્બન્ધને સેવતા પ્રસન્નતા અનુભવજો. કાલે કરીને જે સ્વરૂપસાથે અભેદભાવ પામવાનો આપણો પ્રયાસ છે, તે સ્વરૂપમાં આ કાલથી જ અભેદ રહેવાના પ્રયત્નને સેવ્યા કરવો હિતકર છે.

આ જગતની વિવિધ વાસનાઓનો મનુષ્યથી જ્યાંપર્યન્ત નિ:શેષ ત્યાગ નથી થઇ શકતો, ત્યાંપર્યન્ત તેને યથાર્થ સુખાનુભવ થવાનો સંભવ આવતો નથી. વાસનાઓનો ત્યાગ અંતરૂથી થતો હોવાથી, અંતરૂથી અનેક વાસનાના બીજને દગ્ધ કરવાનો અભ્યાસ સુખાભિલાષીએ સેવ્ય છે.

પરમાત્મસ્મરણુસહ આનંદમાં કાળને વ્યતીત કરશો. પરમાત્માના સ્મરણુરૂપ શરણુને પ્રાપ્ત સાધક કદાપિ અહિતને પ્રાપ્ત થતો નથી પરંતુ નિત્ય ઉત્કર્ષને જ પામે છે, એ નિશ્ચય હોવાથી, પરમાત્મસ્મરણુને સેવવું એ ધીમંત પુરુષોએ સર્વદા યોગ્ય ગણ્યું છે. એ જ.



૨૧૯ વડોદરા, શનિ. તા. ૫ : ૧૧ : ૩૨.

પ્રિય ભાઈ........

લાંબા સમયે તમારો પત્ર મળતાં સંતોષ થયો. તમારું સ્મરણુ અનેક પ્રસંગે થાય જ છે. ભાઈશ્રી....સુખરૂપ હશે. એમને કુશલતા પૂછશો. ....ના પ્રવાસ પછી ત્યાંના અનેક સજ્જનો તથા બંધુઓનું સ્મરણુ અનેક પ્રસંગે થયા જ કરે છે. જગતનાં દુ:ખો અને ઉપાધિમાં આશ્વાસનરૂપ પરમાત્માનું ચિંતન કરતા પ્રસન્ન રહેજો. તત્કાલ એ જ.



૨૨૦ વડોદરા. શનિ.

પ્રિય શ્રી....

તમે ઘણે દહાડે પત્રદર્શન પણુ આપ્યાં ! બહુ સંતોષ થયો.

તમને હું ઘણી વખત સંભારૂં છું. નોકરી મળી છે, અને બધું ઠીક છે—આથી સંતોષ થયેલો. હવે તે ચાલતી હશે જ.

સઉએ મંત્રપર્વને સાધ્યું તેથી સંતોષ થયો: તમે તો તપ-પ્રયોગ પણ કર્યો. બધું જ ઠીક થયું.

આ વખત ઉત્સવઉપર આવો ને—તમે....ભાઈ તેમ જ બીજા પણ. વ્યવહારનું ગાડું તો હાલ્યા કરશે. એમાં જે બીજા પક્ષનું થયું તે ખરૂં.

બીજા પણ જે બને તે આવે. શ્રી...ને પણ કહેજો. જરા દૂર છે, પણ આગ્રહીને શું? આનંદ થશે. મંડળ થઈને આવો.

હાલ તો બહુ જ વ્યવસાયમાં છું. તમારૂં સદૈવ ઇષ્ટ ઇચ્છું છું. પત્ર લખજો. એ જ.



૨૨૧ વડોદરા, શુક્ર. તા. ૧ : ૧૧ : ૩૧.

ભાઈ શ્રી....

આજ લખું—કાલ લખું—કરતાં મહિના વીતી ગયા. પણ લખવાની પળ આ ક્ષણ જ હશે, તે બે આંકડા અત્યારે લખું છું—બાકી તમને સંભારતાં સંતોષ માનેલો.

ગૃહભંગના દુ:ખદ સમાચાર જાણેલા—અને તેથી દુ:ખ થયેલું: પરંતુ એ અનાદિકાળથી બનતા આવતા પ્રસંગનું અનાદિકાળથી કહેવાતું આવતું સમાધાન પણ એક જ છે: હરિઇચ્છા, અને તે તમે જાણો છો.

આશ્રમનું સ્થાન બદલ્યું તે જાણ્યું: સઉ તેમાં ભેગા મળી સત્કાર્ય સાધે એ જ ઇચ્છા છે. સઉ ઉત્સાહ સેવે અને આગ્રહથી આશ્રમનો સદુપયોગ કરે એ જ ભાવના.

સઉનું સ્મરણ વૃત્તિમાં છે. ....આવ્યે પાંચેક વર્ષ થવાનાં, છતાં હજી ત્યાંનાં સંસ્મરણ જાગ્રત્ છે. સઉ ત્યાંનું સંભારે છે. તમારા સર્વનો પ્રેમ સર્વના ચિત્તમાં ઉંડો સંસ્કાર પાડી રહ્યો છે.

નવરાશે ફરી લખીશ. તમે પણ પત્ર લખતા રહેજો. સઉને ઇષ્ટચિંતન. શ્રી....ભાઈ વગેરે સજ્જનને જય જય. એ જ.



૨૨૨ અમદાવાદ, શનિ. તા. ૨૩ : ૧ : ૩૭.

પ્રિય ભાઈ શ્રી....

સુખરૂપ હશો. તમારૂં સ્મરણુ તો રહે છે જ. પત્ર મળ્યો હતો. સુખરૂપતા લખજો. આનંદમાં રહેજો. સંસાર તો જોવાની જાળ છે. અંતરૂથી એનાથી અળગા એટલા સુખરૂપ. એ જ.



૨૨૩ વડોદરા, તા. ૧ : ૧ : ૧૨.

## સોરઠા

મનનો એહ સ્વભાવ, અસદ્ કલ્પતું પ્રાપ્તમાં,
સેવે રૂડો ભાવ, જવ અપ્રાપ્ત થઈ રહે.
આથી એ છે સત્ય, મનને પહેલું મારવું,
જેથી ભાવ અનૃત, આવા ના કદી કરી શકે.
અસદ્‌ભાવથી તેહ, પ્રાપ્ત થકી કશું ના ગ્રહે,
પછી સદ્‌ભાવે એહ, કરવા દે ન બીજું કશું.
આ વિપરીત વ્યાપાર, મનનો ઘટતો ટાળવા,
મનને વારંવાર, તેથી અમન કરવું ઘટે.
પણુ તે થાયે કેમ, એના પ્રવાહમાં ભળ્યે,
તીરસ્થિતની જેમ, મનથી રહેવું વેગળા.
મન દ્રષ્ટાપદમાંહ્ય, ભેળવાય જો કળવડે,
તો તો અર્થ સધાય, મન નિર્બળ તવ થઈ રહે.
દ્રષ્ટાપદની માંહ્ય, જેને જોવાનું રહે,
એ જ ન જડતું ક્યાંય, દ્રષ્ટા થવાય કો વિધે.
જેનો સમસર્વત્ર, છે સમ્બન્ધ રહ્યો સદા,
ભ્રમ્યે અત્ર કે તત્ર, કેવી રીતે તે છૂટે.
આત્માપદમાં લક્ષ, પણુ દેવાવું કઠિન છે,
કાં જે તેની સમક્ષ, વિરહપ્રદાત્રી મૂર્તિ છે.
ખેદ, શોક છે સાન્ત, કાળે કરી તે શમી જશે,
થયેલ મન આ ભ્રાન્ત, એ પણુ ક્રમથી બેસશે.

પણ જીવનમાં લેશ, રસ ઉપજવો કઠિન છે,
એ કંઇ છે નહિ કેશ, ઘડી ત્રુટે ઘડીમાં ઉગે.
પણ વિધવિધ વ્યાપાર, આણે ચિત્ર જુદાં જુદાં–
વિવિધ ભાવ કરનાર, આશ્વાસન તેથી મળે.
હશે ઇષ્ટસંકેત, તદ્વત્ બધું થયે જશે,
એમાં ચિન્તા લેશ, કરવી ઘટે ના કોઈને.
ઇષ્ટેચ્છાથી હિત, થવું હશે તે વિધિ થશે,
માટે રહી નિશ્ચિન્ત, પ્રાપ્ત કાળને ગાળવો.



૨૨૪ વડોદરા, શુક્ર. ૯ : ૮ : ૩૪.

પ્રિય ભાઈ શ્રી....

પ્રવાસપત્રિકા મળી હશે. તૈયાર થઈ જાઓ. ઈશ્વર સઉ નીભાવશે. જરા આગ્રહ ધરી વ્યવસ્થા કરી લો. બંને ચાલો. પ્રતિકૂલતા તો રહેવાની જ. તેમાંથી બનતી અનુકૂલતા કરી લેવી રહી. સઉ સાથે આટલો વખત રહેવું થશે, તેમ બધી રીતે આનંદ આવશે.

વ્યવહાર તો છે જ; એ ભારમાંથી થોડો વખત અળગા થવાનો આ સમય છે. વારંવાર આ બનવું કઠિન. તેથી જરા અગવડ વેઠીને પણ આ માટે નિશ્ચય કરી દો. પરમાત્મા સમર્થ છે. પત્ર લખશો.



૨૨૫ વડોદરા, શુક્ર. ૧ : ૯ : ૩૬.

પ્રિય ભાઈ શ્રી....

તમારો પ્રથમનો પત્ર અને આજ બીજો પત્ર મળ્યા.

ભાઈ....ના સમાચારથી બહુ ખેદ થયો. એમના પિતાને તો ઘણી હાનિ થઈ. પ્રકૃતિ તો સારી હતી છતાં શા વ્યાધિથી આમ થયું ? એમનું સૌજન્ય સ્મરણે આવે છે, અને એમના સત્સંસ્કારવાળા હૃદયના ભાવો એમના સ્મરણને વિશેષ જાગ્રત્ કરે છે.

એમના પિતાને પત્ર લખો તો જણાવજો કે આ દુષ્કર પ્રસંગ થવા છતાં ધૈર્ય સેવશો, અને સદ્વિચારબલથી સત્ક્રિયાપરાયણ રહી મનને સમાધાનમાં સ્થાપશો.

બ્હેન....નું તો સર્વસ્વ નષ્ટ થયું છે, છતાં હવે તો શાંતિથી પરમાત્મસ્મરણ કરી મનને પરમાર્થમાર્ગે વાળવું એ જ કર્તવ્ય છે. એમને પણ આશ્વાસન સૂચવશો.

તમે સત્કર્મ આદર્યું તેથી અધિક સંતોષ થયો.

ઈશ્વરેચ્છાથી સવા લક્ષ તો થઈ જશે. કાર્તિક સુધીમાં સાત લાખ થાય તો કરવા પ્રયત્ન કરવો.

પત્ર લખશો.



૨૨૬ અમદાવાદ, રવિ. તા. ૧૪ : ૧૦ : '૩૪.

પ્રિય ભાઈ....ભાઈ,

હમણાંનો તમારો પત્ર નથી.

યાત્રામાટે તૈયારી કરજો. લગભગ હવે વખત થવા આવ્યો છે. કદાચ બે ચાર દિવસ લંબાય. એટલે હવે તૈયારી કરજો. ઈશ્વર સઉ નીભાવશે. ફરી ફરી આવો યોગ નથી આવતો. તેથી અવશ્ય તૈયાર થજો. આજ અમદાવાદ છું. એ જ.



૨૨૭

પ્રિય શ્રી....ભાઈ!

આપનો સમાધાન તથા વિવિધ વિચાર આદિ દર્શાવનાર પત્ર મળ્યો. ઇષ્ટપદસ્થિત શ્રીમન્....નિમિત્ત આપે જે ભાવ દર્શાવ્યો તે યોગ્ય છે. તેમણે તેમના જીવનમાં વર્ગનિમિત્તે જે કાંઇ કર્યું છે તે માટે આપસરખાના અન્તઃકરણમાં સદ્‌ભાવ છે એ તેમના તે કર્તવ્યનો આજના સમયમાં એક મહદ્‌ બદલો છે. અને તેથી તેઓના પ્રતિ અનુરાગ અને માનબુદ્ધિ ધરાવનારા અન્તઃકરણને બહુ આશ્વાસન મળે છે.

....નો બોજો મૂળથી જ શ્રી ઈશ્વિરસત્તાને ચરણ છે. તે નિમિત્ત આજસુધી કોઈએ અભિમાન ધર્યું નથી, ધરતું નથી. તેના નિર્વાહની ચિન્તા ચાલક સત્તાને જ છે. આપણે કદી જાણીએ છીએ કે મનુષ્યમાત્ર ઇષ્ટસત્તાના યંત્રરૂપ છે, તેને પછી અમુક પ્રકારના જ ચલાવવાની સાભિમાન પ્રવૃત્તિ સેવવા ઉદ્યત થવું એ એક મોટી ધૃષ્ટતા છે. મનુષ્યને સ્વાધીન વાર્તા ઘણું તો ગણીએ તો એક જ છે અને તે તેની પોતાની કૃતિ. જે તેના તરફ પૂર્ણ લક્ષ આપી તેને નિર્દોષ તથા ઉત્કૃષ્ટ કરવા પ્રયત્ન કરે છે, તે મનુષ્ય-તરફ આખું જગત્ વળે છે, અને તેની અનિચ્છા હોય છે તોપણ તેને જગત્ પોતાના નેતાતરીકે સ્વીકારે છે. અને ગમે તેટલો બીજાઓવડે વિરોધ દર્શાવાય તોપણ તેનો પડયો બોલ જગત્ ઉપાડી લે છે. આથી જેણે જગત્‌ના થોડા પણ અંશને અધીન કરવું છે અથવા અધીન કરવાનું બળ મેળવવું છે, તેણે પ્રથમ અને ધ્યાનપૂર્વક એક જ લક્ષ રાખવાનું છે કે જાતે નિર્દોષતા અને ઉચ્ચતા સિદ્ધ કરવી. આ કરનાર મનુષ્યની પાછળના સર્વ ઉત્તમ દૃષ્ટાન્તને જોઈ તેમ જ વર્તે છે. આથી ઇતરને અમુક પ્રકારે પ્રવ-ર્તાવવાની ઇચ્છા તથા આશા સેવનારનું એક જ કર્તવ્ય તેની જાતિ ઉન્નતિને આપણે ગણી શકીશું. અને તેને યથાશક્તિ જો સેવતા રહીશું તો બીજા મનુષ્યને તે ક્રમે વહેલું હસ્તામલકવત્ થઈ રહેશે.

અન્તઃકરણનો ભેદ પ્રકૃતિસિદ્ધ છે. અને તેથી કોઈ પણ વિચારને સર્વસામાન્ય થઈ પડે એમ માનવું એ સિદ્ધ ન થઈ શકે એવું છે. તેમ જ વ્યવહારપ્રધાન, પરમાર્થપ્રધાન, ઉભયમિશ્ર તેમ સર્વથી ન્યારા એવા ઈશસંકેત, સંકલ્પવાળા એમ વિવિધ પ્રકારના વિચારભેદો હોય છે. અને તેથી તે સર્વ એકરૂપે હોવા સંભવતા નથી. જેના અન્તઃકરણમાં જેની પ્રધાનતા છે, અને જેને માટે જે નિર્ણીત છે, તેનામાં તે તે જાતિના વિચારો ઉપરના પટ ઉપર તરતા રહે છે. અને તેથી કેવળ તે જ વિચારને વશ વર્તી જો કંઇ પણ ઇતરપાસે કરાવવા મનુષ્ય ઇચ્છે છે તો તેની તે ઇચ્છામાં નિષ્ફળતા મળે છે. આથી મનુષ્યે સર્વ પ્રકારના વિચાર-

ભેદોને લક્ષમાં લઈ કોઈ પણ પ્રકારની કોઈની પણ પ્રવૃત્તિઉપર વિચારવું ઘટે છે અને તેમ યથાર્થ પણે થાય છે તો કંઇ નહિ તો તેનું પોતાનું અન્તઃકરણ તો નિશ્ચિન્ત અને નિર્ભ્રાન્ત થઈ રહે છે.

બીજું મનુષ્યને ઘણી વખત ભ્રાન્તિ થવાનું કારણ એ હોય છે કે તે સ્થિર વિચારપૂર્વક અન્ય મનુષ્યના આન્તર આશયનો, તથા તેના સંજોગોનો, અને તેના નિર્ધારિત માર્ગના ક્રમનો—સૂક્ષ્મ નિરીક્ષણપૂર્વક અને તે મનુષ્યની સ્થિતિમાં સ્થપાઈને વિચાર કર્યો હોતો નથી. આવી રીતે કરે તો તેને ભ્રાન્તિનો હેતુ વિદ્યમાન્ રહેતો નથી. જેથી અન્યની કૃતિ આદિ વસ્તુતઃ જેવી રીતે કલ્પવામાં આવે છે તેવી રીતે ન હોવા છતાં પણ જે વ્યામોહ થાય છે તે પછી થવાનો સંભવ રહેતો નથી. ***

સર્વમાં ઈશસત્તા પણ પોતાનું ધાર્યું કર્યા કરતી હોવાથી તે પણ કદી વિપથગામી થાય તેમ નથી. તેથી સર્વના શુભ સંકલ્પ અને શ્રી ઈશઇચ્છા તેમાં યોગ્ય પરિણામ પ્રકટાવો એ જ માત્ર અન્તરૂમાં ઉઠતો તેના પ્રતિનો ભાવ છે.

આપનો વિશુદ્ધ પ્રેમ અને નિર્મલ અન્તઃકરણ આપનું સ્મરણ કરાવે છે. પરમાત્મા તે અન્તઃકરણ વાસ્તવ જ્ઞાનરશ્મિ પ્રેરી આજે પણ જે અત્યન્ત ભવ્ય છે તેને અધિક ભવ્ય કરો એ ભાવપૂર્વક વિરમું છું.



૨૨૮ વડોદરા, બુધ. તા. ૯ : ૧૧ : ૩૨.

પ્રિય ભાઈ........

ભાઈ....ના પત્રથી બનેલો પ્રસંગ જાણી સઉને અધિક ખેદ થયો છે. તમારે આ અંતઃકરણની કસોટીનો પ્રસંગ બન્યો છે. હું સમજું છું કે તમારું સૌમ્ય હૃદય આવા પ્રસંગથી વિશેષ નરમ બને, છતાં આખાય સંસારને નશ્વર જાણવાનો અભ્યાસ કરનાર આપણે આવા પ્રસંગે સદ્વિચારથી ધૈર્યબલ ટકાવવું જોઈએ. મનનું સ્વરૂપ આવા સમયે સમજાય છે. બહેન....ની વૃત્તિ સારી હતી

તથા સુશીલ હતી. એના સદ્‌ગુણનું સ્મરણ તમારા સઉના ચિત્તને વ્યાકુળ કરે; છતાં તમારો તેના પ્રતિનો ધર્મ સંપૂર્ણ બજાવ્યો છે. અન્તપર્યન્ત તમે તમારું કર્તવ્ય રુડી રીતે કર્યું છે, જેથી તેમનું પણ ઇષ્ટ જ છે. માટે હવે સર્વસહ તમે સદ્વિચારમય રહી–હરિઇચ્છા–વિચારી મનને સમાધાનમાં સ્થાપશો. સદ્વિચારશીલ તમસરખા સુજ્ઞને અધિક શું ? સુખરૂપતા લખજો. ભોગ ભોક્તાના સમ્બન્ધરૂપ આ સંસાર આસક્ત પ્રાણીઓમાટે પણ વ્યર્થ છે, તો વિવેકીને તો નિરર્થક લાગે જ. હરિઇચ્છા સઉ રીતે ઇષ્ટ કરનાર વિચારી શાન્ત, સ્વસ્થ અને પ્રસન્ન રહેશો.

૨૨૯ ઉજ્જૈન, શનિ. તા. ૧૫ : ૫ : ૩૩.

શ્રી....ભાઈ,

પત્ર મળ્યો. ....ના પરિણામમાટે સ્મરણ થતું. હજી તમારા તરફથી કેમ પત્ર નથી, એમ થતું. છેવટ આજ m. o. મળતાં અનુકૂલ પરિણામ જાણી સઉને બહુ સંતોષ થયો. તમે ત્રણ દિવસ વ્રત પાલન કર્યું, તેથી પણ આનન્દ થયો. હવે બહુ કષ્ટ સેવવા જરૂર નથી. જો કે જરા ભૂખનું કષ્ટ બધી જ રીતે લાભ કરનાર છે. ધીમે ધીમે સાધુઓ ઓછા થતા જાય છે. તમારાં સઉનાં સ્મરણ જાગ્રત છે.

સઉને જય જય. એ જ.

૨૩૦ વડોદરા, સોમ.

પ્રિય શ્રી....ભાઈ,

તમારા પત્રો મળે છે. તમારો પ્રેમયુક્ત શ્રદ્ધાભાવ આ અન્તઃકરણમાં જાગ્રત જ છે, અને તે તમારા પ્રતિ નિરન્તર વૃત્તિનું આકર્ષણ રાખે છે એટલે નિશ્ચિન્ત રહેશો. તે તરફ આવી જવા વૃત્તિ છે. બનતાસુધી આવી જઈશ. મળીશું ત્યારે વિશેષ વાતચિત થશે.

સુખરૂપતા લખજો. એ જ.

૨૩૧ વડોદરા, સોમ. તા. ૭ : ૮ : ૩૫.

ભાઈ.......

તમારા પત્રો મળે છે.

પ્રકૃતિ ઇષ્ટકૃપાથી પુનઃ સ્વસ્થતાઉપર આવી જાણી સંતોષ થયો. ધીમે ધીમે સુધરી જશે. મનથી બલવાન્ અને પ્રસન્ન રહેજો. પ્રકૃતિ સંભાળીને ખાનપાનઆદિના વ્યવહાર કરશો. ઇશ્વિરેચ્છાથી થોડો સમય વ્યવહાર—વ્યાપારના શ્રમને ઓછો કરવાનો આ પ્રસંગ આવ્યો જાણી વિશ્રાન્તિ લેતા મનને શાન્ત, સ્વચ્છ, ઇષ્ટાભિમુખ અને આનન્દમાં રાખતા સુખાનુભવ કરશો. **તમારા અક્ષર પૂર્વવત્ થયા** જોઈ સંતોષ. ઇષ્ટમંત્રનો જપ ચાલશે તો પણ હરકત નથી. કુશલતા જણાવશો.



૨૩૨ વડોદરા, રવિવાર. તા. ૧૭ : ૧૨ : ૧૧.

શુભગુણાદિથી યુક્ત, પ્રિય ભાઈ....ભાઈ!

તમારો ખેદને દર્શાવતો પત્ર મળ્યો હતો. તેઓશ્રીવડે મંડલે જે અલભ્ય લાભ મેળવ્યો છે તે અદ્ભુત છે, અને તેથી તેવો વર્ગ તેમના પ્રતિ ઋણીભાવવડે અશ્રુપાત કરે તો તે ઘટિત જ છે. તો પણ તેઓના સ્થૂલના અભાવે તેમનાં વચનોને તેમના સ્વરૂપ ગણી તેને હૃદયમાં ધારણ કરી કર્તવ્યાદિમાં યોજવાં એ જ હવે તો આપણો સ્વધર્મ છે.

તમારા સરખા ઉત્તમ અધિકારી તે કર્તવ્યને મૂલથી જ કરો છો એ સંતોષજનક છે. આશ્વાસન એ આવા પ્રસંગે નિરર્થક હોવાથી વિવેકવિચારપૂર્વક જાતે જ સમાધાનને પામશો. તેઓનું સ્થૂલ તિરોધાનને પામ્યું છે, પણ સ્વરૂપ તો આપણી નિકટ જ છે, એ આપણને મહદ્ આશ્વાસનરૂપ છે.

તેઓશ્રી નિમિત્ત રવિવારે (તા. ૨૪) અત્ર સંમેલન થનાર છે. તમે નિકટ હોત તો આવવું બનત. વૃત્તિ થાય તો પધારશો. ન બને તો અસંતોષ ધરવાસરખું નથી. તત્કાલ એ જ.



મથુરા, શનિ. તા. ૧૦ : ૧૧ : ૩૪.

૨૩૩

શ્રી....ભાઈ,

અહિં આજ તમારો પત્ર મળ્યો.

અહિં સઉ સુખરૂપ છે, અને ઇષ્ટકૃપાથી પ્રવાસ સુખરૂપતાથી થાય છે. પુણ્યસ્થાનોએ તમારા સરખા પુણ્યાત્માઓનાં સ્મરણ સહજ સ્વભાવે થાય જ છે. તમે સાથે હોત તો ઠીક એમ થયા જ કરે છે. હરિઇચ્છા. આખી સ્પેશ્યલ પ્રસન્નતામાં છે. એ જ.

---

વડોદરા, રવિ.

૨૩૪

શ્રી....ભાઈ....ભાઈ આદિ,

સઉ સુખી હશો.

યાત્રામાટે સઉ તૈયાર થઈ જાઓ. બધી રીતે આનંદ થશે. સઉ સાથે હોઈએ તો વિશેષ આનંદ થાય. યાત્રા થાય, પુણ્ય થાય, આનંદ થાય, સમાગમનો લાભ થાય. બીજાને પણ તૈયાર કરો. કુટુંબસહિત આવો. પત્ર લખજો અને નિશ્ચય કાયમ રાખજો. એ જ.

---

અમદાવાદ, સોમવાર.

૨૩૫

પ્રિય શ્રી....ભાઈ.

તમારું પત્ર મળ્યું.

તમારાથી આ કાર્યમાં જોડાઈ નહિ શકાય, એ જાણ્યું. ઇષ્ટેચ્છા. એથી કોઈ પ્રકારે હરકત નથી. * * * સુખરૂપતા જણાવશો. પરમાત્મચિન્તન કરતા આનન્દમાં હશો જ.

---

વડોદરા, બુધ. તા. ૨૧ : ૩ : ૩૪.

૨૩૬

પ્રિય ભાઈ....તથા ભાઈ....

હું....જઈ આવ્યો.

પ્રકૃતિ ઠીક છે. એથી આજ પત્ર લખું છું. કોઈ વાતે મુંઝાવું જ નહિ. ઈશ્વરેચ્છાથી અનાયાસ જે બની જાય તેમાં હિતકર

ભાવ જ સ્થાપવો. જે પૂછાવ્યું છે તે માટે આગ્રહ–અનાગ્રહની કાંઇ જરૂર નથી. હરિઇચ્છાનુસાર થાઓ. ....થવા દો. * * *

સત્રનું હાલ હવાને લઈ બંધ રાખ્યું તે ઠીક જ કર્યું: હું લખવાનો જ હતો. કશાથી વિકલ ન થવું. પરમાત્માને જ બધું સોંપવું, એ જ સાચી વિશ્રાન્તિ અને નિવૃત્તિનો માર્ગ છે. આપણે તેમનું જીવતું રમકડું છીએ–તે જીવ્યાની ચેષ્ટા કરવી–દોરી તેને હાથ સોંપવી. મળીશું તો આનન્દ થશે.

---

૨૩૭ વડોદરા, સોમ. તા. ૧૬ : ૧ : ૩૪.

પ્રિય શ્રી....ભાઈ!

પરમાનન્દ અને પરમ મસ્તી તૃપ્તિ તમને પ્રાપ્ત જ છે. મહામસ્તીમાં વૃત્તિ રમાડતા પ્રસન્ન રહેશો.

---

૨૩૮ વડોદરા, શનિ. તા. ૩૦ : ૫ : ૨૫.

પ્રિય શ્રી....ભાઈ,

—કુંકુમ પત્રિકા મળી. સંતોષ થયો. વરરાજાને પરણ્યાનો આનન્દ, જાનૈયાને જમ્યાનો આનન્દ, પણ દૂર રહેલાઓને શેનો આનન્દ ? હવે સર્વ શુભ કાર્યમાં ૨૫ બાલકોનો સમાવેશ કરવાનું ભૂલશો–ભૂલવા દેશો નહિ. —માં કાંઇ જાગ્રતિ પ્રકટાવો તો ઠીક. —તો ઉત્કંઠ જઈને બેઠા છે; પણ અહિં ૨૫ ઉત્કંઠ **કરીને** બેઠા છે તેનો વિચાર કરે છે કે કેમ? એમને કહેજો એકલા ચોખા મૂકયે કાંઇ ચાલવાનું છે? પૂર્વથી બ્રાહ્મણના ધર્મમાં ભણવું–ભણાવવું–દાન આપવું–લેવું એ ચાલ્યું જ આવે છે. આજે પણ તે જ ધર્મ–આપવું–અપાવવું–પાળવાનો છે. તમે તો પૂર્વે જ પાળી ચૂકયા છો. હવે મોટી લેખડો તોડો.

—ભાઈને કહેજો એમનો પત્ર મળ્યો છે. એમને ઈશ્વર અનુકૂલતા આપે છે તેથી આનન્દ રહે છે. તમારે ત્યાં પણ લગ્ન–

એમને ત્યાં પણ લગ્ન ! જેથી આ પત્ર બંને-‘ મળી આપણ જણુ મંને ’-વાંચશો અને વર્તશો. આનન્દઅર્થે લખ્યું છે. થોડું લખ્યું ઘણું કરી—એ જ.



:૩૯ વડોદરા, રવિ. તા. ૨૮ : ૪ : ૩૪.

પ્રેય ભાઈ,

પત્ર મળ્યો.

પ્રકૃતિ સારી છે. થોડી તાત્કાલિક વ્યથા હતી તે શમી ગઈ છે. તમારી પ્રકૃતિની શિથિલતા અસંતોષ ઉપજાવ્યા કરે છે. તમે અડગપણે સહ્યા કરો છો તે ધન્ય છે. અધિકમાસનિમિત્ત કશો જ આગ્રહ સેવશો નહિ. પડ્યા પડ્યા બને તે હરિસ્મરણ કરવું. ગુરુ ૐ ના જાપ હરતાં ફરતાં ગમે તે અવસ્થામાં કર્યા કરવા.

તલનું તુલાદાન થઈ શકે. જે વસ્તુ કરવી તે સ્વચ્છ હોવી જોઈએ. સારી જાતના ગોળની પણ કરો તો થાય. ઉતાવળ શું છે ? ધીરે ધીરે થશે.

અહિં તો હાલ તુલાનો વિધિ ચાલ્યો છે. નવીન ખાસ નથી.

પત્ર લખજો. એ જ.



:૪૦ વડોદરા, બુધ. તા. ૩૦ : ૫ : ૩૪.

શ્રી....ભાઈ,

પત્ર મળ્યો.

પ્રકૃતિ સારી જ છે. પૂર્વવત્ જ લગભગ થઈ ગઈ છે. તમારે ત્યાંથી કોથળી ગઈ, અહિં નોકરનું પાકીટ રૂા. ૧૭) સાથે ગયું ! એમ જ ચાલે છે ! હશે, જવા દો. જે લઈ લે છે, તેને આપ્યા વના છૂટકો છે ? ત્યાં આવવા વિચાર તો થાય છે, પણ ક્યારે મને તે સમજાય એમ નથી. એ જ.



૨૪૧ અમદાવાદ, સોમ. તા. ૨૩ : ૫ : '૩૬.

પ્રિય ભાઈ....

ભાઈ....ના દેહ પડ્યાના દુ:ખદ સમાચાર જણાવતો તમારી સહીવાળો પત્ર મળતાં અધિક ખેદ થયો. હું હાલ ૫–૬ માસથી પ્રવાસમાં છું. આથી પત્ર મને મોડો મળેલો. તમને આ પ્રસંગથી અત્યંત પ્રતિકૂલ થયું. તેમાં લગ્ન થયાને તો હજુ બે અઢી માસ પણ નથી થયા. એટલે અનેક રીતે તમને અત્યંત દુ:ખદ થઈ પડ્યું. તેમ છતાં તમે સદ્વિચારશીલ છો, વિવેકી છો, સંસારના આવા વિલક્ષણ સ્વરૂપને જોનાર જાણનાર છો, એટલે ઇષ્ટસ્મરણપૂર્વક પ્રાપ્ત ઉપાધિનું હરિઇચ્છા વિચારી વિસ્મરણ કરતા રહેશો. વ્યવહારદૃષ્ટિથી પ્રતિકૂલ પ્રાપ્ત થતાં એ વ્યવહારાત્મક જગત્‌તરફ કંઇક પણ વિરાગ ઉપજે છે. તમે અનેક રીતે કુશલ છો, જેથી પ્રાપ્ત અવસરના આઘાતને સદ્વિચારે તથા ઇષ્ટસ્મરણે કરી નિવૃત્ત કરશો..... નો દેહ હરદ્વારમાં પડ્યો. એ ત્યાં કેમ ક્યારે ગયેલા, વગેરે હકીકત લખજો.

સઉને ઇષ્ટચિંતન. હું આજ વડોદરા જાઉં છું. પત્ર ત્યાં લખજો. એ જ.



૨૪૨ વડોદરા, શનિ. તા. ૧૦ : ૨ : '૩૪.

પ્રિય શ્રી....ભાઈ,

તમારો એક પત્ર મળ્યો હતો.

તમારી શુદ્ધ વૃત્તિ અને ભક્તિ મૂળથી જ હું તો જોતો આવું છું, અને તેથી તમારૂં તો ઘણી વખતે મને સ્મરણ થાય છે જ. થોડો વખત પણ સાથે રહેવાનો યોગ આવે તો ઠીક, એમ પણ પ્રસંગે સ્ફુરે છે–પણ હજી તેમ બનતું નથી. હરિઇચ્છા. ***

પરમાત્મસ્મરણ કરતા આનંદમાં રહેજો. પત્ર લખશો. સઉને ઇષ્ટસ્મરણ. એ જ.



૨૪૩ વડોદરા, શુક્રવાર. ૨૯ : ૭ : '૩૨.

પ્રિય ભાઈ....ભાઈ,

ભાઈ....ના માતુશ્રીના દેહ પડ્યાના દુ:ખદ વર્તમાન જ્યારથી જાણ્યા ત્યારથી એ નિમિત્તથી તમારું સ્મરણ થતું જ રહે છે, અને તમને આ ઉત્તરાવસ્થામાં આવેલા ઉપાધિનો વિચાર થતાં અંત:કરણ સ્વભાવથી જ ખેદવશ થઈ જાય છે. તમારા સરલપણે ચાલતા વ્યવહારમાં આ એક મોટું વિઘ્ન આવ્યું. તેમની વૃત્તિનું સ્વરૂપ પણ ઉંચા પ્રકારનું હતું અને થતું જતું હતું, એથી તેવા મનુષ્યની ખોટ, ખોટ જ રહેવાની, અને તેથી હૃદયને ક્લેશવશ કરે એ સ્વાભાવિક છે.

આમ છતાં પ્રિય ભાઈ! આપણે જાણીએ છીએ કે આ સંસાર તેની સર્વ વસ્તુસહિત દુ:ખરૂપ જ છે. કારણ તે નાશવાન્ છે. નાશવાન્‌માં રહેલી પ્રીતિ પણ નાશકારક જ છે. આથી જ તે પ્રીતિને અવિનાશી તત્ત્વમાં સ્થાપવા સુજ્ઞ પુરુષો ઉપદેશ આપી રહ્યા છે. આ અંત:કરણ કે જેણે નિરંતર સંસારવ્યવહારનું જ ચિંતન અને સ્નેહપૂર્વક આલંબન લીધું છે તે અંત:કરણને સંસારના પ્રાણી પદાર્થનો વિયોગ ખેદ ઉપજાવ્યા વિના રહેતો નથી. છતાં અંત:કરણમાં એવું બલ છે કે જેનાથી તેને રંગ્યું હોય તેના રંગને ધારણ કરે. માટે એ જ અંત:કરણને હવે સંસારથી ઉપરામ પમાડવા પ્રયત્ન થતાં તે સંસારનાં સુખદુ:ખથી નિરાળું થતું તથા સદ્વસ્તુમાં જોડાતાં પરિણામે શાંત થશે જ.

મનને બનતું સ્વસ્થ રાખશો. સંસારને સ્વપ્નસમ અનુભવવાનું પૂર્વના પુરુષો કહી ગયા છે તે આવા પ્રસંગથી યોગ્ય જ છે એમ સમજાય છે.

મનને સદ્વિચારનો વારંવાર પટ આપ્યા કરતાં આજ જે ક્લેશને અનુભવે છે તે સમાધાન પામતું થશે.

તમે મુંબઈ જવા ધારો છો તે પણ ઠીક છે. મનને બીજાં ચિંતનોમાં જોડવાથી ક્રમેક્રમે તે જુદા અધ્યાસવાળું થયે શાંત થાય છે.

અનુકૂલતા મળ્યે ઉપાસનામાં વૃત્તિને વાળતા રહેશો. પહેલાં કઠિન લાગે તેની ચિંતા નહિ. મનને વ્યવહારનું સેવન પણ પહેલાં કાંઇ સુગમ નહોતું. જન્મજન્માંતરથી તેને પ્રીતિપૂર્વક સેવી તેના સંસ્કાર મનઉપર પડ્યા છે ત્યારે તે વ્યવહારમગ્ન થયું છે. તેમ એ જ મન જ્યારે બીજા ઇષ્ટવિષયક સંસ્કારને પ્રીતિપૂર્વક ધારણ કરતું જશે ત્યારે તેને પણ પોતાનામાં સ્વાભાવિકસરખું ધારણ કરી શકશે—હાલ એ મને જેમ વ્યવહારસંસ્કારને ધારણ કરી રાખ્યા છે તેમ.

દિવસમાં સામટું ન બને તો વારંવાર પા અર્ધો કલાક પણ મનને અંતર્મુખ કરવાતરફ પ્રયત્ન સેવવો. મનને અનેક સદ્વિચારવાળું રાખવું. સંસારને જોતાં જાણતાં પણ મિથ્યા છે એ પટ અંતરને વારંવાર આપ્યા જ કરવો. આવશ્યક વ્યવહાર સેવી થોડો થોડો સમય વ્યવહારઉપાધિથી અલગ રહેવા પ્રયત્ન કરવો. વ્યવહારમાં રચીપચી રહેલું મન વ્યવહારમાં રહીને એનાથી અલગ રહેતું નથી, તેથી પ્રસંગે પ્રસંગે તેને છોડી તેનાથી દૂર રહેવાનો પણ અભ્યાસ પાડશો.

જેમણે તમારા જીવનમાં અનેક પ્રકારે સહાય કરી છે તે ગત આત્માનું હિત ચિંતજો, અને તેમના શ્રેયનિમિત્ત વિવિધ સત્કાર્ય કરતાં તેમનું ઇષ્ટ કરી આપણું પણ ઇષ્ટ પામશો. કુશલતા લખજો. સદ્વિચારસંપન્ન તમને અધિક શું લખું ? એ જ.



૨૪૪ વડોદરા, મંગળ.

પ્રિય ભાઈ....

આ જ તમારો પત્ર મળ્યો. હકીકત જાણી. ઓપરેશન કર્યું એટલે હવે દુઃખની નિવૃત્તિ હશે જ. ધીમે ધીમે ઇષ્ટેચ્છાથી અનુકૂલ થતું હશે જ. કોઈ બલવાન્ સંસ્કારને લઈ ઉપાધિ આવેલો, તે હવે શમવાના ક્રમઉપર જાણી વધારે સંતોષ રહે છે. સુખરૂપતા ઉપર આવવાના સમાચાર જણાવશો. ઉતાવળે આ પત્ર લખ્યો છે.

હમણાં સમાચાર અવારનવાર લખ્યા જ કરજો. ઇષ્ટેચ્છાથી સર્વ અનુકૂલ જ થશે. પ્રસન્નતા જ અનુભવશો. પુનઃ લખીશ.

હાલ તો ઉતાવળે.



૨૪૫ અમદાવાદ, ગુરુ. તા. ૧૯ : ૪ : '૨૮.

પ્રિય ભાઈ....

તમારો પત્ર મળતાં બહુ સંતોષ થયો. તમે અહિં આવી ગયા, એથી મને અધિક આનંદ થયો. તમારી પ્રકૃતિ મને કંઇ એવી અવ્યવસ્થ ન લાગી. ઔષધ લેવાથી પૂર્ણ સ્વસ્થ થઈ જશે જ. ચિંતારહિત રહેશો. મનનું સ્વાસ્થ્ય જાળવશો. બહુ તાપમાં ન ફરશો. અંતઃકરણને સત્પ્રવૃત્તિપરાયણ રાખશો. શાંતિને સેવતા યત્નશીલ રહેશો. નિત્ય કાંઇ કાંઇ સત્કાર્ય કરતા રહેશો. આનન્દાશ્રમમાં જાઓ છો જાણી આનંદ થાય છે. કુશલપત્ર લખતા રહેશો.

પરમાત્મચિંતન તથા સ્વાધ્યાયને સેવતા રહેશો. એ જ.



૨૪૬ વડોદરા, શનિ. તા. ૮ : ૮ : '૨૧.

ભાઈ....

સુખરૂપ હશો. ***

પત્ર લખજો. ત્યાંના મંડળમાં ભળી સઉના ઉત્સાહ તથા સત્કર્મ સાધવાની વૃદ્ધિ કરતા રહેજો. એ જ.



૨૪૭ વડોદરા, તા. ૧૨ : ૧૨ : ૧૧.

અનેક દૈવીસંપત્તિવિભૂષિત, ઇષ્ટાનુગ્રહપાત્ર, પ્રિય શ્રી....ભાઈ!

હૃદયઉપર ગંભીર ભાવને પ્રસારતું આપનું પત્ર મળતાં વિશેષ સંતોષ થયો. ઇષ્ટપદપ્રગન્તા શ્રીમન્....પ્રતિના ભાવને આ વૃત્તિ જાણે છે, તેમ જ આપના કોમલ હૃદયને પણ સમજે છે, અને તેથી આપને તે નિમિત્ત ખેદભાવ પ્રકટે એ અનુમિત જ

છે. પરન્તુ આપ કે જેમને શ્રી ઇષ્ટસંકેત એ વિચાર સિદ્ધવત્ છે તેમને આ પ્રસંગે અવિકલ સ્થિતિમાં રહેવાનું ,સામર્થ્ય હોય એ પણ આ વૃત્તિમાં તેટલું જ નિશ્ચિત છે. અને તેથી તે નિમિત્ત સમાધાન લખવું એ આપસરખાપ્રતિ અનુચિત માને છે, અને તે લખતાં આ વૃત્તિ પ્રસંગે અધૈર્યને પ્રાપ્ત થઈ જાય છે.

છેલ્લા દિવસોમાં તેઓશ્રીસાથેનો જેમને નિકટનો અવિચ્છિન્ન સંબંધ રહ્યો છે તેમને તેઓશ્રીના અમાનુષી માહાત્મ્યનું પ્રત્યક્ષ ભાન થયું છે, અને તેથી તેવાના અન્તરમાં આજ વિલક્ષણ અસંતોષના પ્રવાહો વહ્યા કરે છે.

તેઓશ્રીનાં વિચારબીજોને આપસરખા નવપલ્લવિત વૃક્ષરૂપે ઉગાડો અને તેનાં સુન્દર ફૂલની લ્હાણી કરવા આપના હસ્ત આગ્રહ તથા વેગપૂર્વક પ્રેરાઓ એ જ વૃત્તિમાં ભાવ છે. અધિક સુન્દર અને મૂલ્યવાન્ બીજ જો ઉત્તમ માળીના હાથમાં આવે તો તેને તે ઘણું ખીલાવી શકે છે, તેમ આપસરખા એ કાર્યમાં પ્રવૃત્ત થશો તો તેના કરતાં ઇતર કોઇ ઉત્તમ કાર્ય કરનાર મનુષ્ય આ દૃષ્ટિમાં આવતું નથી. અને એ કર્તવ્ય એ જ હવે તેમના પ્રતિની ઉત્તર નિવાપાંજલિ છે, એમ આ વૃત્તિ સ્વીકારે છે.

કુશલતા જણાવશો. સર્વને જય જય. આપનું વારંવાર સપ્રેમ સ્મરણ વૃત્તિમાં રહ્યા કરે છે. તત્કાલ એ જ.



૨૪૮ વડોદરા, બુધ. ૨૭ : ૧ : ૨૬.

પ્રિય ભાઈ !

........તમારા સર્વનું વૃત્તિમાં સ્મરણ તાજું છે. તમે સર્વ ઇષ્ટસ્મરણમાં ઉત્સાહી, આગ્રહી અને યત્નશીલ રહેશો. પ્રિય ભાઈ! એ જ આપણું સાચું દૈવત છે.



૨૪૯ સુરત, શનિવાર.

પ્રિય ભાઈ.... !

સુખરૂપ આવવું થયું છે. * * * પરમાત્માની ઇચ્છા તો હવે બધું અનુકૂળ જ થશે.

પ્રિય ભાઈ! ઘણા વખતથી હું તમને એક વાત કહેવાનો હતો તે સાક્ષાત્ કહેવાનો યોગ જ આજસુધી ન આવ્યો. તેથી સ્વલ્પમાં લખું છું: તમારો મૂળથી જે શુદ્ધ અને સરળ સ્વભાવ છે, તેને ગમે તે કારણુસર પણ છોડશો નહિ. જગતના મનુષ્યો એવા સ્વભાવની હાનિને તમારા આગળ કહેશે, પણ તે તરફ બહુ લક્ષ ન આપશો. સરળ અને પ્રસન્ન સ્વભાવ જ રાખજો. "વ્યવહારમાં એમ ન ચાલે" એવું છો ભલે બીજા કહેતા, પણ ઈશ્વરે તમને એ અદ્ભુત વસ્તુ આપી છે, તેને ગુમાવશો નહિ. વ્યવહારનો રંગ ઉપરછલ્લો જ તમારા અંતઃકરણઉપર લાગેલો બીજાને બતાવજો, પણ અંદરથી શુદ્ધ અને સરળ જેવા છો તેવા જ રહેજો. બીજાને જેવા થવું હોય તેવા છો થતા; તમારા હૃદયની એ નિર્મલતા નિરંતર સાચવી રાખજો. એ તમારૂં વાસ્તવ હિત કરનાર થશે. પારકાના દોષો જોશો પણ નહિ, તેમ અન્યઆગળ તેની પંચાત પણ ન કરશો. એ બધી બલા તમારા જેવા વિશુદ્ધ હૃદયવાળામાટે નથી.

કશી લાંબી કાળજી ન કરશો. તેમ મનના ઉંડાણુમાં ઉપાધિને બહુ સ્થાન ન આપશો. તમારો સંતોષી, પ્રસન્ન અને સરળ તથા નિષ્કપટ જે સ્વભાવ છે તેવો જ રાખજો. બીજું બધું મળશે, પણ બગડેલો સ્વભાવ ફરી સુધારવો બહુ કઠિન જાણજો. જેને જેમ બોલવું, વર્તવું હોય તેમ છો બોલે, વર્તે, પણ તમે બધી રીતે નિર્લેપ જ રહેજો. તમારી સમક્ષ જે તે વાતો બીજાને બોલવા દેશો નહિ. સારૂં હોય તે જ સાંભળશો.

તમે જાણો છો કે હવે હું ભાગ્યે જ કોઈને કાંઇ પણ બોધરૂપ કે એવી રીતે કહું છું. પરંતુ તમારે માટે મારા અંતઃકરણમાં ખાસ ભાવ હોવાથી જ આટલું લખું છું, તો તેનો યોગ્ય રૂપમાં અર્થ ગ્રહણ કરશો.

ઉત્સાહને જાગ્રત્ રાખજો. તમારો મૂળનો પરગજુ સ્વભાવ જરા પણ છોડશો નહિ. અને ઉત્તરોત્તર અધિક ઉચ્ચ દૈવી સદ્ગુણો ધારણ કરતા જજો. એ જ.

પત્ર જરૂર લખજો. એ જ.



૨૫૦ વડોદરા.

પ્રિય ભાઈ....

તમારો પત્ર મળ્યો.

તમારૂં અંતઃકરણ ઉત્તરોત્તર સમાધાનને ધારણ કરતું જાય છે જાણી વિશેષ સંતોષ થયો. ચિત્તને સમાધાનમાં સ્થાપવામાં સદ્વિચારસરખું શ્રેષ્ઠ સાધન બીજું કોઈ નથી. સદ્વિચારનું પુનઃ પુનઃ ચિંતન એ જ અંતઃકરણને વિષમ સ્થિતિમાં પ્રવેશતું અટકાવે છે. તેથી તેનું થોડો સમય સેવન કરવાનું નથી, પરંતુ સતત સેવન કરવાની અગત્ય છે. કેમકે ચંચલતાવાળા મનનો શો વિશ્વાસ? કઈ ક્ષણે તે વિષમ સ્થિતિમાં છટકી જશે તે કાંઇ નક્કી હોતું નથી. અને વિષમ સ્થિતિમાં આવી ગયા પછી પાછું તેને સમ-સ્થિતિમાં આવતાં વિલંબ થાય છે. જ્યાં સુધી તે સમસ્થિતિમાં નથી આવતું ત્યાં સુધી મનુષ્યને વિશેષ વિકળતાનું ભાન થાય છે, તેથી તેના ઉપર અંકુશ રાખીને તેની સમાનતાને જાળવ્યા કરવી એ આધક હિતકર છે.

અંતઃકરણના દોષમાત્રનો લય કરી તેમાં સમાધાનને પ્રક-ટાવનાર ઈશસત્તાનું સ્મરણચિંતન કરતા પ્રસન્ન રહેશો.



૨૫૧ વડોદરા.

ભાઈ.......,

ઇન્દ્રિયોની ચંચલતા રહેવાવિષે લખ્યું તે જાણ્યું.

**पराञ्चि खानि व्यतृणत् स्वयंभूः**—ઇન્દ્રિયો પરાક્ પ્રવાહવાળી અર્થાત્ બહિર્મુખ રહેવાના સ્વભાવવાળી છે એવા પ્રકારનું તેનું સ્વરૂપ અનુભવી પુરુષો કથન કરી ગયા છે, તેથી તેની ચંચલતા જોઈ આશ્ચર્ય પામવાસરખું નથી. પરંતુ તેની જ સાથે તેને પ્રત્યક્ પ્રવાહવાળી એટલે અંતર્મુખ કરવાનાં સાધનોનો પણ તે પુરુષોએ બોધ કર્યો છે, જેથી તેની બહિર્મુખતા ટળવાવિષે સંશય રહેતો નથી.

ઇન્દ્રિયોનો સર્વત: નિગ્રહ કરી તેને એક તત્ત્વમાં વાળવી એ હાલના અનભ્યાસી પુરુષોને કઠિન થઈ પડે તેવું છે, પરંતુ ઇન્દ્રિયોને ઉંચા અને ઉંચા પ્રકારના વિષયોમાં જોડતાં પરિણામે પરમ ઉચ્ચ વસ્તુની સાથે તેનો સ્પર્શ કરાવવો એ કંઇક અધિક સુગમ પડે એમ છે. તુચ્છ વિષયમાંથી વાળીને જે કંઇ ઉચ્ચ અને વિશાલ છે એમાં તેનો પ્રવેશ કરાવવાને માટે તેની આગળ નિરંતર ઉચ્ચ અને વિશાલ વસ્તુનું જ ચિત્ર રહેવું જોઈએ. એ ચિત્ર જેટલા લાંછનવાળું રહે છે તેટલા પ્રમાણમાં ઇન્દ્રિયોને ઉચ્ચ વસ્તુનું સ્વરૂપ ઓછા પ્રમાણમાં જણાય છે, અને જેટલા ઓછા પ્રમાણમાં એ સ્વરૂપ ઇન્દ્રિયઆગળ દર્શાવવામાં આવે છે તેટલા ઓછા પ્રમાણમાં તે ઇન્દ્રિયો તેમાં ભળે છે. જેથી તેના આગળ કેવળ નિર્દોષ અને રમણીય તથા આકર્ષક ચિત્રને જ રાખવામાં અસાવધાનતા ધરવી યોગ્ય નથી. સ્વલ્પમાં હાલ તો એ જ.



૨૫૨ ઉમરેઠ, શનિ. તા. ૨૫ : ૧ : ૩૬.

પ્રિય શ્રી....ભાઈ,

—હું તમને પત્ર લખવાનો જ હતો, પણ જરા પ્રમાદ થયો, અને તમે પ્રથમ પત્ર લખવામાં ફાવી ગયા! અહિં પ્રકૃતિનિમિત્ત રહેવું થયું છે. ત્યાંના કરતાં અહિં કંઇક ઠીક છે. હવાપાણીને લીધે. *** તમારી પ્રકૃતિ સ્વસ્થતાઉપર હશે જ. ખાસ વિશેષ નથી. સુખરૂપતા જણાવશો. તમે તો ઇષ્ટની શરણતા સાધી છે, એટલે સઉ વાતે ઇષ્ટ જ છે; જેથી સ્વસ્થ અને નિર્ભય રહેશો. પરમાત્મા સઉ વાતે સમર્થ અને રક્ષક છે એ જાણનાર માનનાર તમને વિશેષ શું? સઉને જય જય. એ જ.



૨૫૩ વડોદરા, ૨૯ : ૭ : ૩૨.

ભાઈ !

અન્ત:કરણને શોકમોહાદિના પ્રસંગમાં સર્વથા સાક્ષીરૂપે તટસ્થ રાખવાના મહાસમર્થ તપને યથાશક્તિ સાધતા પ્રસન્ન રહેશો.



૨૫૪ વડોદરા, શનિ. ૩૦ : ૭ : ૩૨.

શ્રી........

પત્ર મળ્યો. ***

પ્રકૃતિ સુધારવા થોડી વિશ્રાન્તિ તથા હવાફેરની જરૂર છે. માટે દેહ તો ગરબડ કર્યા કરે. કેટલીક વાર ગાંગડતું પલાણવું પડે છે. તમે પ્રખર વેદાન્તીની છત્રછાયાનીચે રહી શરીરની ચિન્તાવાળા કેમ રહ્યા ? સ્વરૂપમાં રોગ છે જ ક્યાં ! ! ! પ્રકૃતિ સુધારવાનિમિત્ત ત્યાં ચાલો. *** પત્ર લખશો.



૨૫૫ વડોદરા, શનિવાર. તા. ૧૭ : ૯ : '૦૪

ઇષ્ટકૃપાપાત્ર પ્રિય ભાઈ!

તમારા તરફથી....નો કાલે પત્ર હતો. *** તમને મારો પત્ર મળ્યો હશે. પરમાત્મસત્તાથી લાભ જણાશે જ. વારંવાર બહુ રોગના વિચાર સેવવાથી તેવાં જ આન્દોલનો વાતાવરણમાંથી તે વિચાર કરનારની પાસે આવે છે. આથી તેવા વિચારને ત્યજશો અને આરોગ્યના વિચારો મુખ્યત્વે કરીને કરશો.



૨૫૬ વડોદરા.

પ્રિય ભાઈ....,

પત્ર મળ્યો. તમને ક્લેશ પ્રકટવાસરખું કારણ બન્યું છે એ ખરૂં છે, તેમ છતાં ક્લેશને આનંદરૂપમાં પલટી રાખનારૂં તત્ત્વ તમારામાંથી કંઇ દૂર થયું નથી. આજ જેમ ક્લેશનો ભાસ તમારા અંતઃકરણઉપર તરી રહેલો જણાય છે, તેમ તે જ સ્થાન પુનઃ આનંદથી પ્રકાશી રહે તેમ છે. તેથી ક્લેશના રંગને પાકો અને સ્થાયી માનવાનું કંઇ જ કારણ નથી.

આ જગત્માં પદાર્થો આવે અને જાય એ એક સામાન્ય નિયમ છે. અને તે અબાધિતપણે ચાલ્યા જ કરે છે, તેથી તેની પ્રાપ્તિ તથા વિનાશથી જો આપણે હર્ષશોકાદિ ભાવો આપણા

અંતઃકરણમાં ઉઠાવ્યા કરીએ તો બીજું કર્તવ્ય કરવાનો આપણને ભાગ્યે જ અવકાશ મળે. તેમ જ સુખદુઃખ, હર્ષશોક આદિ દ્વંદ્વ જ્યાંસુધી આપણામાં ઉઠ્યા જ કરે છે ત્યાંસુધી આપણા અંતઃકરણમાં સ્થિરતા પ્રકટવી સંભવતી નથી, અને સ્થિરતા વિના સ્થાયી આનંદનો અસંભવ હોવાથી સહજાનંદ અથવા નિજાનંદને ઇચ્છનાર આપણે એ દ્વંદ્વધર્મોને અટકાવી ચિત્તનો પ્રસાદ અથવા સહજાવસ્થા પ્રકટાવવા પ્રયત્નશીલ રહેવું ઘટે છે.

શ્રી ઈશપરમાત્માનું સ્મરણ આવી સહજાવસ્થાનો સહસા ઉદય કરનાર હોવાથી, વૃત્તિવડે તેનું ચિંતન કરતા પ્રસન્ન રહેશો. વિવધ સદ્વિચારાદિથી પ્રકટાવાતી અંતઃકરણની પ્રસન્નતા આપણા અંતઃકરણને સહજાનંદનો અનુભવ કરવાને યોગ્ય કરતી હોવાથી તેને અખંડિતપણે પ્રકટ રાખવાનો યત્ન પણ ઇષ્ટસ્મરણસાથે સેવવા યોગ્ય છે.



૨૫૭ વડોદરા, શનિ.

ઇષ્ટકૃપાપાત્ર, પ્રિય શ્રી....ભાઈ,

બને તેટલા મનુષ્યોદ્વારા આપની સુખરૂપતા જાણવા પ્રયત્ન કરું છું. વૃત્તિએ તો આપ સ્વસ્થ અને સુખરૂપ જ છો, છતાં શરીરપ્રકૃતિ પોતાનો વેષ ભજવ્યા કરે છે, અને પ્રસંગે દ્રષ્ટાને વ્યામોહ પમાડી દે છે. પણ એમાં શરીરપ્રકૃતિનું માહાત્મ્ય નથી, પણ દ્રષ્ટાના હૃદયની કોમલતા છે. આપ તો કૃતાર્થસરણા સ્થિત છો, અને અન્તરૂથી નિર્લેપ છો. વિશ્વોપાધિને જે ચિત્ત વિસારી શકે તે દેહોપાધિને તુચ્છવત્ મિથ્યા લેખવી તેનાથી ઉપર વિહાર કરે એ સ્વાભાવિક છે.

ઔષધઉપચાર તો ચાલતો હશે જ.

સ્વરૂપ–તત્ત્વના સ્પર્શથી સ્વરૂપાનુભવને સેવતા આપને વિશેષ શું ? જ્યાં કોઈ કશા પ્રકારની મર્યાદા પ્રકટાવી શકતું નથી તેવા આત્મપ્રદેશમાં આપ સંપૂર્ણ સુખાનુભવ કરતા અન્તર્બાહ્ય આનન્દપૂર્ણ હો. એ જ.



૨૫૮ વડોદરા, રવિ.

પ્રિય ભાઈ....

તમે પ્રવાસમાં આવશો જાણી આનન્દ થયો.

દશાંશ હોમની જરૂર નથી. દશાંશ જપ વિશેષ કરી લેવા. એટલે આનન્દ. સાયં સ્નાનસંધ્યા તો નિત્ય જ કરવાનો આગ્રહ રાખવો. ભલે જમવાનું ન હોય. ગમે તે જપ કરતાં હરકત નથી. સંખ્યા ગણવાની અગત્ય નથી. મંત્રધ્વનિ અન્તરૂથી ઉઠાવ્યા જ કરવો. બને તે કર્યા જ કરવું. એક સાધન બનતા વધારે સમય સુધી ચાલુ રાખવું. પત્ર લખજો. એ જ.

---

૨૫૯ વડોદરા, બુધ. તા. ૧૭ : ૧૦ : ૨૮.

....તમારો પત્ર મળ્યો હતો.

....ની પ્રકૃતિના સમાચાર જણાવશો. આ તરફ એ લોકો આવવાના છે કે કેમ ? મેં એમને પત્ર લખ્યો છે.

સર્વ સુખરૂપ હશો જ. ઊર્ધ્વ ચઢવાને શું કરવું ? ગીતા કહે છે: સાત્ત્વિક પુરુષો ઊર્ધ્વસ્થિત થાય છે. વૃત્તિની સાત્ત્વિકતા એ જ ઊર્ધ્વ ભૂમિકાનો pass છે. એ જ.

---

૨૬૦

પ્રિય ભાઈ....

તમારી પ્રકૃતિ પરમાત્માની કૃપાથી સુધારાઉપર જાણી અધિક સંતોષ થયો. * * * શરીરનું મુખ્ય બંધારણ મનઉપર છે. તે જો નિર્બળ હોય છે તો શરીર જોઈએ તેવું સુદૃઢ નથી થતું, તેથી મનને વિશેષ દૃઢ રાખવા યત્ન કરશો. ચિન્તાને મુખ્યત્વે કરીને જ ત્યજશો, અને પ્રસન્નતા સેવશો. ઇષ્ટેચ્છાથી તમારું દુઃખ નિવૃત્ત જ થશે. પરમાત્માનું સ્મરણ કરનાર પરમાત્માજેવો થાય છે; પરમાત્મા નીરોગ હોય છે, તેથી તે પણ નીરોગ જ થાય છે; તે પ્રસન્ન હોય છે તેથી પેલો પણ પ્રસન્નતાના સ્વભાવવાળો

જ થાય છે. આમ હોવાથી તેમના સ્મરણચિન્તનમાં રહેતાં આનન્દપૂર્વક કાળ ગાળશો, અને વિશેષ કરીને રોગના ચિન્તનને પરિત્યજશો, અને આરોગ્યને જ જ્યાં ત્યાંથી તમારામાં પ્રવેશતું જોવાનો અભ્યાસ પાડશો. તમે આ સર્વ જાણો છો, તેથી વિશેષ લખવા અગત્ય નથી.

શરીરમાં થતો સુધારો પ્રસંગે પ્રસંગે જણાવશો, અને ચિન્તા પરિત્યજશો. તમે સર્વ પુનઃ મળી શકશો.

જપ ન થાય, ક્રમ પણ નિયમિત રીતે ન થાય તો ગભરાશો નહિ. જે થાય તે કરશો. માત્ર પ્રસન્નતા વધારી મનને સદ્વિચારમાં જોડેલું રાખશો. સર્વજ્ઞ સત્તા તમારું ઈપ્સિત અર્પો.

સર્વઐશ્વર્યસંપન્ન પરમાત્મા તમને ઉત્તરોત્તર અધિક અરોગ્યનો અનુભવ કરાવો.

તમારા સર્વના અન્તઃકરણમાં શાન્તિ, સ્નેહ તથા પ્રસન્નતા વધારો અને તે વડે સર્વોત્તમ હિત સાધો. કુશળતાપત્ર લખશો. એ જ.



૨૬૧ વડોદરા, સોમ. તા. ૭ : ૮ : ૩૩

પ્રિય ભાઈ શ્રી....

તમારો પત્ર મળ્યો હતો. * * * સુખરૂપતા લખતા રહેશો. તમારો વિસ્તૃત પત્ર મળતાં વિશેષ સંતોષ. ઈશ્વર અને આપણે બેનું ઘર્ષણ કર્યા જ કરવું. એક કાળે બંને અગ્નિ થઈ એક રૂપ થઈ જશે.



૨૬૨

પ્રિય શ્રી....

મારી શક્તિપ્રમાણે હું પણ સમજું છું. તમારી સ્વતંત્રતા હોય ત્યાં હું તમને પૂછવાનો સંબંધ રાખતો નથી. આપ્તરૂપે જ

માની કામ કરી લઉં છું. પ્રાપ્ત પરિસ્થિતિથી જ આટલું પૂછાવવું પડે છે. તમે અન્તરૂથી સ્વસ્થ અને પરમાનન્દપૂર્વક શાન્ત જ રહેજો. છો ઉપરનો સમુદ્ર ખળભળે. મારી બુદ્ધિઅનુસાર કરી લઈશ. એ જ.

---

૨૬૩ અમદાવાદ, ગુરુ. તા. ૨૦ : ૫ : ૨૬.

પ્રિય શ્રી....ભાઈ,

આજ તમારો પત્ર મળ્યો. * * *

....ભાઈ! પત્ર મળતાં સંતોષ. દવાખાને વ્યવસ્થા કરી તે સારું થયું. હવાફેરજેવું પણ ગણાય. ચિન્તા કરશો નહિ. 'ગુરુ જેમ રાખો રે, તેમ મારે રહેવું છે, હર્ષશોક છાંડી રે, ભલું ભલું કહેવું છે,' એ જ અનુભવવું.

---

૨૬૪ વડોદરા, રવિવાર. તા. ૬ : ૧૧ : ૩૨.

પ્રિય ભાઈ....

પત્ર મળતાં બહુ સંતોષ થયો. * * * મુંબઈના ઉપાધિમય વાતાવરણમાં અત્યન્ત વ્યવસાયી જીવનમાં પણ તમારી ચિત્તવૃત્તિ ઇષ્ટાભિમુખ રહે છે એ બહુ આનન્દજનક તથા પ્રશસ્ય છે. આ વિશ્વમાં જે કાંઇ થાય છે તે કેવલ એક ઇશ્વિરેચ્છાથી જ થાય છે, અને તેથી તત્ત્વતઃ બધું શુભમય છે અને તેથી હરિ એ જ જગત્ છે અને જગત્ એ જ હરિ છે, આ ભાવના દૃઢપણે સેવતાં મનુષ્યો પ્રશાન્ત ભાવથી નિર્મોહ અને અનાસક્તપણે વ્યવહાર સાધે તો તેની ક્રિયા ઇશ્વિરસ્મરણરૂપ જ છે.

તમે જે સદ્ભાવ દર્શાવ્યો છે તે માટે અધિક સંતોષ પ્રકટ્યો છે. સુખરૂપતા લખશો. બાલકો વગેરે સર્વની પ્રસન્નતા જણાવશો.

---

૨૬૫

ભાઈ....

તમે પત્ર લખો છો તેથી બહુ સંતોષ થાય છે. નિરંતર સદ્વિચારને સેવતા રહેશો. અંતઃકરણના દ્રષ્ટા બની તેમાં સમ-વિષમતા જે કંઇ થાય તે જોઈ સમજી, તેને આપણા સદ્વિચારબળે સમતા ઉપર લાવવા પ્રયાસ કરવો. આદર્શ ઉચ્ચ રાખવો અને તેવા થવા માટે આપણા પ્રતિ નિત્ય જોતાં રહેવું.

સુખરૂપ રહેશો. એ જ.



વડોદરા.

૨૬૬

પ્રિય ભાઈ....

પત્રિકા મળી.

હું તમને પત્ર લખવા ઘણા વખતથી ધારતો હતો, પરન્તુ તેમ બન્યું નહિ. વૃત્તિથી તમારું સ્મરણ નિત્ય રહે છે જ.

પ્રકૃતિ સમ્બન્ધી હકીકત જાણી. ચિન્તા કરશો નહિ. મનની દુર્બલતાથી શરીરને વધારે ખમવું પડે છે, તેમ જ માનસ દુર્બલતા અનેક શક્તિઓને અશક્તિરૂપે પ્રતીત કરાવે છે. વ્યાધિ અને શારીરિક દુર્બલતા ભલભલા સદ્વિચારીને પણ હંફાવી મૂકે છે. અને એ સ્થિતિમાં મન નબળું થઈ રહે છે. કારણ મન અને તનનો દ્રઢ અભેદ સમ્બન્ધ આપણે એકબીજાપાસે સ્વીકારાવ્યો છે. તેથી આ સ્થિતિમાં તમને વિકલતા થાય એ સ્વાભાવિક છે. છતાં સ્વસ્થતા અને પ્રસન્નતા જાળવવા યત્નશીલ રહેશો. કશાની ચિન્તા ન સેવશો. ઇશ્વરનું શરણ આપણે લીધેલું છે તો પછી આવા પ્રસંગે બધી ચિન્તા તેમને જ સોંપી દેવી, અને તેમના સ્મરણથી સંતુષ્ટ રહેવું.

સંસારનાં ચિન્તનોથી વ્યાકુલ થવા પ્રયોજન નથી.....સુશીલ છે એટલે મોટે ભાગે ઉપાધિજેવું નથી. તમારૂં લખેલું-પત્ર જોયું

છે તે આ સાથે મોકલું છું. એની વ્યવસ્થા કરવી ઘટે તે કરી દેશો જેથી એ સંબંધી ચિન્તન કરવાનું રહે નહિ.

આ તો કરવાનું તે કરી દેવું. બાકી વિકલ થવા પ્રયોજન નથી. તમારું ઇષ્ટ જ છે એ નિશ્ચય સમજશો. ઇષ્ટને ગમે તે રીતે શરણુને પામ્યા પછી ઉત્તરોત્તર હિત જ છે, એમાં શંકા નથી, માટે પ્રસન્ન રહો.

ધીમે ધીમે સ્વસ્થતા આવતી જશે. આનંદ સેવવા સાવધ રહેશો. વૃત્તિની જે સ્થિતિ રહે તે સ્થિતિથી સુખ–સંતોષ અનુભવશો. અંતરૂને દુર્બલ કરવા સરખું કશું પ્રયોજન નથી.

બાહ્ય ચિન્તાથી રહિત રહેશો, અને કોઈ વાતે મનને શિથિલ થવા દેશો નહિ. તમે જીવનમાં ઇષ્ટશરણુતાને સાધી છે, તે ઇષ્ટમાં યથાશક્તિ વૃત્તિ પરોવતા સુખાનુભવ કરતા રહેજો, અને મનમાં કશો જ ભાર ન રાખશો.

પ્રસન્નતા જણાવશો. દેહ પ્રસંગે દુર્બલતાને દાખવે પરન્તુ ચિન્તાનું પ્રયોજન નથી. મનનું બળ જાળવશો.

કુશળતા લખશો. એ જ.



૨૬૭ વડોદરા, રવિવાર. તા. ૧૭ : ૧૨ : ૧૧.

પ્રિય શ્રી.... ભાઈ,

આપનો પત્ર મળ્યો હતો.

તત્ત્વપદસ્થિત શ્રીમન્....નિમિત્ત આપે જે સદ્‌ભાવ દર્શાવ્યો તે યોગ્ય છે. તેઓનું વાસ્તવ મૂલ્ય તેમની વિદ્યમાનતાએ અજ્ઞાત હતું. હવે પણ જેઓને તેનું જ્ઞાન થશે તેઓને તો ઇશ્વરના એક મહાન્ સ્વરૂપને ઓળખ્યું એમ મનાશે.

તેઓનાં કુટુમ્બપ્રતિ આપે જે સમભાવ દર્શાવ્યો તે બહુ સંતોષજનક છે. તેઓની વિદ્યમાનતાસમયે પણ નિકટવર્તી મનુષ્યોને એ પ્રશ્ન હતો જ. પરન્તુ તેઓ તે વિચારને ક્રિયામાં મૂક-

વાનો કોઈને અવકાશ આપતા ન હતા. આથી તો એ જે ઇશ્વર-સત્તાને અધીન હતા, તેમને અધીન તેઓના કુટુમ્બને તેમણે સ્થાપ્યું છે. આથી એ સમ્બન્ધી કાંઇ કર્તવ્યરૂપ ઠરશે તો આપની શુભેચ્છાઅનુસાર અવશ્ય વ્યવસ્થા થશે. તત્કાલ તો એ જ.



૨૬૮ વડોદરા, શનિવાર. તા. ૧૬ : ૧૨ : ૧૧.

....પ્રિય ભાઈ....!

તમારું પત્ર મળ્યું. તમને આવા પ્રસંગે અત્યન્ત ખેદ થાય એ યોગ્ય જ છે. તમારો તેઓશ્રીપ્રતિનો સદ્‌ભાવ તેઓને વિદિત હતો, અને તમારા નિમિત્ત તેઓશ્રીને સંતોષ પણ હતો.

ઇશ્વરસંકેતવડે જ્યારે આમ નિર્ણીત થયું હતું, ત્યારે તેમાં અહિત બુદ્ધિ ધરવી એ બની શકે તેમ નથી, છતાં આપણો સ્નેહ-ભાવ તે હિતબુદ્ધિને સ્થિર રાખી શકે એમ પણ નથી. તો પણ હવે વિશેષ સદ્વિચારબળ વાપરીને તેમ કરવું જ ઉચિત છે. આપણે તેઓના બલે ઝુઝતા હતા, તેમ હવે પણ તેમના જ આપેલા સદ્વિચારબલે ઝુઝવાનું છે. આથી વૃત્તિને વિકલતામાંથી વાળી ઘટિત પ્રસન્નતાના ક્રમમાં વાળવા યત્નશીલ રહેશો. એ જ.



૨૬૯ વડોદરા, બુધ. તા. ૧૬–૭–૩૬.

પ્રિય ભાઈ,

તમારા અહિંથી ગયા પછી પત્ર નથી. પ્રકૃતિ કેમ છે? ઉપચાર ચાલતો હશે જ. આગ્રહ રાખી ઘટિત ઉપચાર કર્યા કરવા. દેહની પાછળ બધું છે. તેને બનતું સ્વસ્થ રાખવું. ઘટિત ઔષધાદિ સેવ્યા કરશો. ઉત્સવઉપર તો તરત ચાલ્યા ગયા એટલે નિવૃત્તિથી વાતનો વખત જ ન મળ્યો, છતાંય એ પુણ્ય દિને જે કાંઇ સત્કર્મ થયું તે હિતકર જ છે. સદ્વસ્તુને નિરન્તર અન્તરમાં અંકિત કર્યા જ કરવી. એવી ઘણીએ આવશ્યક વસ્તુ છે, જેને આપણે અંકિત માનીએ છીએ, છતાં અંકિત નથી હોતી. અને હોય છે તો ખોટી

રીતે બેસાડેલા દાંતજેવી વિક્ષેપક થઈ પડે છે. સુન્દર રીતે અંકિત કરવી. *** પત્ર લખશો. સુખરૂપતા જણાવશો.

---

૨૭૦ મુંબઈ, રવિ.

પ્રિય ભાઈ શ્રી....!

નવીન વર્ષે તમારો પત્ર મળ્યો હતો. પ્રિય ભાઈ! તમારા સરખા નિર્મલ અન્તઃકરણવાળાએ અન્ય નિષ્પ્રયોજન કલ્પના કરી લેવાનું કશું જ કારણ નથી. અન્તઃકરણ પ્રસંગે વ્યાકુલ થાય અને પ્રસંગે અન્યથા ચિન્તન કરે, તે સમયે જો તે પ્રયોજનહીન લાગતું હોય તો તેને તદ્ તદ્ ચિન્તનથી દૂર કરી દેવું એ જ કર્તવ્ય છે, અને તેને તમે સારી રીતે જાણતા હોવાથી એ સંબંધી નવીન કશું લખવાસરખું નથી.

તમે 'અન્ધત્વ'ની કરેલી કલ્પના પણ મિથ્યાસરખી છે. જો કંઇ પણ અન્ધત્વ હોય તો તે એટલું જ કે તમે તમારામાં અન્ધત્વની ભ્રાન્તિ માનો છો! એવી કલ્પનાથી રહિત રહેશો. તમે અન્તર્બાહ્ય દિવ્યનેત્રવાળા જ છો.

જગત્માં થતા અનેક વ્યક્તિકરોમાં સર્વનું યથાર્થ સમાધાન ન થાય એ સ્વાભાવિક છે તેથી તે ઉપર અલક્ષ કરવું એ જ બુદ્ધિમાનોનું કર્તવ્ય છે.

આ વ્યક્તિવિષે તમારું અન્તઃકરણ કંઇ કંઇ ઉચ્ચ વસ્તુનું આરોપણ કરે છે, તે જ તમારા અન્તઃકરણની ઉચ્ચતાનો પુરાવો છે. બાકી વસ્તુતઃ તેમાં એવું કશું જ નથી.

તમે સર્વતઃ પ્રાપ્ત નવીન વર્ષના દિવસમાટે લખેલા પત્રનું ઉત્તર એક વ્યક્તિગત નવીન વર્ષના દિવસે તમને મળશે, તેથી પરસ્પરને સ્મરણનો આનન્દ થશે જ.

પ્રિય ભાઈ! તમારામાં જો કંઇ જાગ્રત્ કરવાનું હોય તો તે એક જ હોય, એમ આ વૃત્તિનું અનુમાન છે, અને તે એ કે

'શુદ્ધ ઉચ્ચ અભિમાન.' મનુષ્યે અન્તઃકરણને બલવાન્ કરવાને માટે શુદ્ધ અભિમાનને જાગ્રત્ કરવાની જરૂર છે. તમારામાં તે છે, અનેક પ્રસંગે પ્રકટે છે, પરન્તુ ક્વચિત્ તે અદૃશ્ય થઈ જતું હોય તો તેને સતત જાગ્રત્ રાખવું એ જ માત્ર કર્તવ્ય છે. શુદ્ધ અભિમાન પ્રકટતાં અનેક દોષાદિકની પ્રતીતિમાં પણ 'એ તો મારું' એ ભાવ ઉપજતાં પ્રીતિ જ પ્રકટે છે. અને એ ભાવ સર્વ રીતે મનુષ્યને ઉચ્ચ કરે છે.

સુખરૂપ હશો જ. સ્મરણ કરનારને જય જય. એ જ.

---

૨૭૧ સુરત, શુક્ર. તા. ૨૭ : ૧ : ૨૮.

પ્રિય ભાઈ....

પત્ર મળ્યો. *** હવે પ્રકૃતિ કેમ છે તે જરૂર લખશો. બાલ્યાવસ્થા એવાં કષ્ટ સહજે સહન કરે છે. અને એ જ એની પાસેથી શિખવાજેવું હોય છે. બાલકમાં સ્વ જાગ્રત્ બહુ નથી. ઝટ પોતાપણું ભૂલે છે. અને તેથી તે દુઃખમાં પણ વધારે અંશે સુખી રહે છે. મનુષ્યે એ શીખવાનું છે. *** પ્રકૃતિ કેટલા વખતમાં ઠીક થઈ જાય એમ લાગે છે? સુખરૂપતા જણાવશો.

---

૨૭૨ વડોદરા, બુધ.

પ્રિય શ્રી....ભાઈ,

*** તમારા માનસ બલને સર્વ કાંઇ અધીન છે. તમારો ઉગ્ર નિશ્ચય સર્વ કાંઇ કરવા સમર્થ છે. માનસ ભોજનથી તમે નિત્યતૃપ્ત છો. અને તે તમારી પાસે પર્યાપ્ત છે, એટલે સઉથી મૂલ્યવાન્ અમૃતરૂપ ઔષધ જે પ્રસન્નતા તે તો તમને સાધ્ય જ છે; અને તેનાથી બલિષ્ઠ જ છો. કુશલતા લખશો–લખાવશો.



૨૭૩ વડોદરા, શનિવાર.

વિવિધ ગુણયુક્ત શ્રી....ભાઈ !

તમારા કુટુંબનો દેહ પડયાના વર્તમાન જાણી અધિક અસંતોષ થાય છે. વ્યવહારમાં તેની અનિવાર્ય આવશ્યકતા હોય છે, અને આવા સમયે તેનો અભાવ હોવો એ બહુ દુર્ઘટસરખું છે, પરન્તુ સંસારના અસારપણાને જાણનાર તમને એમાં વ્યામોહ ન પ્રકટે એ સંભવિત જ છે. તમે સદ્વિચારને, ધૈર્યને, અવિકળતાને તથા સમાધાનને પ્રાપ્ત છો, જેથી એ સંબંધી વિશેષ લખવું પ્રયોજનસરખું નથી. પ્રાપ્ત ધૈર્યબલથી ઇષ્ટસ્મરણપૂર્વક કાલને વ્યતીત કરશો તથા બાલકોને સંતોષમાં રાખશો.

તમારા ઉપર એ એક જ પ્રસંગ દુઃખરૂપે નથી પ્રકટયો, પણ બીજો ઇષ્ટપદપ્રાપ્ત શ્રીમન્—નિમિત્તનો પણ તમારા જણાવ્યા પ્રમાણે તેવો જ આઘાત કરનાર પ્રસંગ બન્યો છે, અને તેથી પૂર્વ પ્રસંગથી વ્યવહારપક્ષથી જેમ તમને સમર્થ હાનિ થઈ છે, તેમ પરમાર્થપક્ષે આ પ્રસંગે પણ તમને તેવી જ હાનિ ઉપજાવી છે. તેમ છતાં ઇષ્ટસત્તાના કાર્યને જીવભાવવાળા અભિમાનીએ અધીન થવું ઘટે એ નિયમે આપણે આ પ્રસંગનિમિત્ત શ્રી ઇષ્ટાધીન જ થવું ઉચિત છે.

તમે સત્કર્તવ્યપરાયણ છો, શુદ્ધ મતિવાળા છો અને વિવેકવિચારયુક્ત છો, જેથી તેવાને વિશેષ લખવું ઉચિત સમજતો ન હોવાથી જ હાલ તો એ જ.



૨૭૪ વડોદરા, ગુરુ.

પ્રિય ભાઈ....

તમારો ઉપરનો કાગળ વાંચી અધિક સંતોષ થયો.

તમે ગુરુ ૐનો જપ હાલ ચાલુ રાખજો. પછી આગળ ઉપર બીજું થઈ પડશે. હરતાં ફરતાં પણ મનમાં એ જાપ ચાલુ જ રાખજો. નકામા વિચારો આવે તેને અટકાવી આ જપ કર્યા જ

કરવો. રાતદિવસ જેમ વધારે થાય તેમ સારું. ઈશ્વરપાસે ખૂબ નિર્મળ મતિમાટે પ્રાર્થના કર્યા જ કરવી.

બહારનાં સાધનોની બહુ ચિન્તા ન કરવી. અંદરનું સુધરતાં બહારથી સારું આવી જ મળે છે. અંદરનું સુધારવા ખૂબ કાળજી રાખવી. ઈશ્વરઉપર દરેક વસ્તુની શ્રદ્ધા રાખતા જવું. ઈશ્વરની સાથે જેમ આપણે વધારે સંબંધમાં આવીશું તેમ તેમ આપણું બહારનું અને અંદરનું વધારે સારું અને વધારે અનુકૂલ થશે એવો નિશ્ચય દૃઢ કરતા જવો. અને પછી જે મળ્યું હોય તેનો સારામાં સારો ઉપયોગ કરવો. આપણને મળતા સમયનો બનતો સારામાં સારો ઉપયોગ કરવો. આપણા શરીરબળનો સારામાં સારો ઉપયોગ કરવો, આપણી બુદ્ધિનો, આપણને મળતા પૈસાનો પણ એ જ પ્રમાણે સારામાં સારો ઉપયોગ કરવો. ગમે તેવા વિચાર ન કરતાં સારા સારા વિચારે મન જોડેલું રાખવું. આપણને સ્વતંત્રપણે સદ્વિચાર ના આવે માટે સારા ગ્રન્થોનું નિત્ય વાચન રાખવું, અને તેના ઉપર આપણાથી થાય એટલું ચિન્તન કરવું. વારંવાર ઈશ્વરતરફ આપણું મન પરોવ્યા જ કરવું. ચિન્તા ન કરવી પણ પ્રભુનું ચિન્તન કરવું. બનતાસુધી નવરા ન રહેવું. આહાર જરૂરપૂરતો કરવો. જરા જરા ઓછો કરતા રહેવું. બે વખત સ્નાનસંધ્યા કરવાં, રાત્રે સુતી વખતે ઈશ્વરનું સ્મરણ કરતાં કરતાં સૂઈ જવું, નિત્ય આનન્દમાં રહેવું, કોઈને કદી કડવો શબ્દ કહેવો નહિ, કોઈ કાંઇ કહે તો મનમાં ખોટું લગાડવું નહિ, રોજ રોજ વધારે સારા થવાનો પ્રયત્ન કરતા રહેવું. સુખરૂપતા લખતા રહેજો. એ જ.



૨૭૫ વડોદરા, શનિવાર. તા. ૧૬ : ૧૨ : ૧૧.

પ્રિય ભાઈ....!

તમારું પત્ર મળ્યું. શ્રીમન્....માટે તમે જે વચન લખ્યાં તે યથાર્થ છે. તેઓ તમારા....માં અનેકના સમર્થ ઉદ્ધારક થયા

છે એ નિ:સંશય છે, પણ આપણા વર્ગના અને ગુર્જર પ્રજાના મહાભાગ્યના તિલકરૂપ હતા, અને તેથી તમને જેવું ઓછું આવે છે તેવું જ આ વર્ગને પણ આવે છે. જ્યાં જીવનું બળ નિરુપાય છે ત્યાં આપણે શું કરી શકીએ ? હવે તો તેમના સ્મરણધ્યાનપૂર્વક તેમના ગુણાનુવાદ ગાતા તેમના બોધને સ્મરી તેને અનુસરવું એ જ કર્તવ્ય છે.

તમારી સદ્‌વૃત્તિથી તેઓને ઘણો સંતોષ હતો અને નિત્ય તમે વધારે ઉચ્ચતાને મેળવો છો એ તેઓ જણાવતા હતા. અને તમે તેમને સંતોષ ઉપજાવ્યો છે એ ઓછું નથી. તેવા સત્પુરુષના હૃદયમાં આપણે માટે સંતોષ પ્રકટવો એ આપણું અલ્પ ભાગ્ય નથી.

પ્રિય ભાઈ! ધૈર્ય અને સદ્વિચાર એ જ હવે તો ધારણ કરવાયોગ્ય છે. જેથી તે ધારણ કરી તેમના ભૌતિક સમ્બન્ધના વિસ્મરણપૂર્વક તેમનાથી તત્ત્વસમ્બન્ધને બાંધવાનો યત્ન કરતા પ્રસન્નતાના ઉચિત માર્ગે વહેશો.

---

૨૭૬ અમદાવાદ, શુક્ર.

....પ્રિય શ્રી....ભાઈ!

પત્ર મળ્યું. * * *

અગત્યના સમયે તમે સર્વ કાર્ય કરો છો એ જ તમારી ભક્તિની ઉત્તમતા છે. * * * નિ:સંકોચ હૃદયથી કાર્ય કરશો. અત્રનું કાર્ય જાણી તમે કે કોઈ કશો સંકોચ, કષ્ટ કે કોઈનું સાંભળવાસરખું રાખશો નહિ. વિશ્વેશ્વર સર્વનું યથાકાલ નિર્વહણ કરે છે, એ નિશ્ચયને જાણનાર તમારે આ માટે કંઇ અડચણ વેઠવી નહિ. * * *

સજ્જન શ્રી....ભાઈને જય જય સહ ઇષ્ટચિન્તન. તેમની પ્રકૃતિ સુખરૂપ હશે જ. સ્મરણ કરનાર અન્યને પણ જય જય. એ જ.

૨૭૭ બીમડી, સોમ. તા. ૪-૧૦-૩૨.

પ્રિય શ્રી....ભાઈ

પત્ર મળ્યો. ફોલ્લા થયાનું જાણ્યું. હવે તો શમી ગયું હશે. દેહોપાધિ એમ જ હેરાન કરે છે. હશે. દેહાસક્તિ કંઇક ઘટાડશે તોએ ઠીક છે. આ જ પુનઃ પુનાતરફ પ્રયાણ થવા યોજના ચાલી છે. પત્ર મુંબઈ લખજો.



૨૭૮ વડોદરા, ગુરુવાર.

પ્રિય શ્રી....ભાઈ,

શ્રીયુત....ના વ્યાખ્યાનવાળી પત્રિકા આપના તરફથી મળી હતી. પછી આપનો પત્ર નથી, તેથી અનુમાન થાય છે કે આપ કાંઇ વ્યવસાયમાં પડી ગયા હશો. નિ:સારસરખા વ્યવહારો પણ મનુષ્યને ઘણી વખત ચારે બાજુથી ઘેરી રહ્યા હોય છે. હું પણ એવી જ રીતે બંધન સેવતો આપને પત્ર નથી લખી શક્યો. ઇશ્વર સઉ સારૂં કરે છે, એ નિશ્ચયના સત્ય આશ્વાસનઉપર જ મનુષ્યનું ખરી રીતે જીવનબળ છે; જે આપસરખાને તો પ્રાપ્ત જ છે એટલે નિશ્ચિંતતા અને આનંદ છે. સા૦........બહેન વગેરે પ્રસન્ન હશો જ.

અનુકૂલતાએ સુખરૂપતા લખજો. સઉને જય જય.



૨૭૯ વડોદરા.

શ્રી....ભાઈ,

પ્રકૃતિ અસ્વસ્થ જાણી. ઇષ્ટેચ્છાથી હવે ઠીક થશે; ચિન્તા ન ધરશો. અન્તઃકરણની સ્વસ્થતા અને નિશ્ચિન્તતા જાળવતા પ્રસન્ન રહેશો. વ્યાધિ અને વિશ્વમાત્ર અસત્ય છે, એ ભાવ મનઆગળ આવા પ્રસંગે લાવ્યા જ કરવો.



૨૮૦ વડોદરા.

પ્રિય ભાઈ.... !

તમારી પ્રકૃતિ હવે પૂર્ણાંશે સુધરી હશે જ.

પરમાત્માની વાસ્તવ કૃપાને જીવો ત્યારે જ જાણે છે કે જ્યારે તેઓ પરમાત્માકાર થવાને પ્રયત્ન આદરે છે. સાકર કેવી ગળી છે એ યથાર્થ રીતે ત્યારે જ સમજાય છે કે જ્યારે તે ચખાય છે.

પરમાત્માકાર થવાને જ્યારે પ્રયત્ન થાય છે ત્યારે પરમાત્માની કૃપા અધિક પ્રકટપણે આપણી નિકટ રહે છે. બીજાકાળે તે કંઇક ગુપ્તપણે રહે છે, પણ પ્રયત્ન થતાં તે વિશેષ સ્પષ્ટ થતી જાય છે. પોતાના જીવત્વની નિકૃષ્ટતા જ્યારે તે ઉત્કૃષ્ટ સ્થિતિએ પહોંચે છે, ત્યારે જ તેને યથાવત્ સમજાય છે, અને તે સમજાતાં તે નિકૃષ્ટ સ્થિતિમાંથી પ્રાપ્ત ઉત્કૃષ્ટ સ્થિતિઉપર આવવું—એ વિચારતાં તેને પરમાત્મકૃપાનું અધિક સ્પષ્ટ ભાન થાય છે. તે કાલે જ વિવેકી જીવનું અભિમાન ટળી જાય છે, પોતાના પ્રયત્નને રમતરૂપે જાણે છે, પોતાના અધિકારને *** સ્થિતિઆગળ તુચ્છરૂપે જાણે છે, અને *** પરમાત્મકૃપાને ત્યારે જ તે ઉત્તમ રીતે જાણે છે. અને તે વખતે યથાર્થ કૃપાનું યથાવત્ ભાન થતાં વદે છે કે 'હા હા હા નરસિંહ એ સમજિયો, તું મુખ્ય હું ગૌણ છું.'

કર્તવ્યને ન સમજનાર જીવો 'પરમાત્માની કૃપા અપાર છે' એવા ભાવનાં જે વચનો બોલે છે, તે તેમનાં ગળાનાં જ હોય છે, અંતઃકરણનાં નહિ. પરમાત્માનાં ભાનરૂપ બાણથી જે અંતઃકરણ ઘવાયલું હોય છે, તે જ અંતઃકરણ પરમાત્મકૃપાના માહાત્મ્યને વાસ્તવપણે જાણવા સમર્થ છે. 'પરમાત્માની અપાર કૃપા છે' એમ આજે થોડા મનુષ્યો બોલે છે? તેમ છતાં તેઓ જાણતા નથી—તેમણે અનુભવેલું હોતું નથી—કે પરમાત્મકૃપા કેવી છે. પરમાત્મકૃપાને અનુભવનાર પરમાત્માને પણ અનુભવે છે. પરમાત્મા અનંત અને અપાર છે, તેમની કૃપા પણ અનંત અને અપાર છે, અને તેથી યથાવત્ તત્કાલ જણાતી નથી.

પરમાત્માને જાણવા આપણે જેટલો પ્રયત્ન કરવાનો છે, તેથી અધિક પ્રયત્ન તેમની કૃપાને જાણવાને કરવાનો છે, એમ કહીએ તો એક પક્ષે ખોટું નથી. પરમાત્માની કૃપા પરમાત્માતુલ્ય નથી, પણ પરમાત્માની કૃપાતુલ્ય જ છે; અર્થાત્ તે અત્યંત સૂક્ષ્મ છે. પરમાત્માની આપણા પ્રતિ પ્રતિક્ષણ કૃપા વર્ષ્યા જ કરે છે. જે સ્થિતિ આપણને આવી મળે છે, અને તે આપણું કેવી રીતે હિત કરે છે એ તે કૃપાને અનુભવીએ ત્યારે જ જાણી શકીએ એમ છે. આથી આપણા પ્રતિ જે કૃપા પરમાત્માની વર્ષે છે, તેને યથાવત્ જાણવાને આપણા કર્તવ્યમાં ઉદ્યત રહેવું એ જ છે. એ પરમાત્માની કૃપાનું ભાન થતાં જ કૃતકૃત્યતા છે. એ જ આપણું પરમ પ્રાપ્તવ્ય જાણી પ્રસન્ન રહેશો.

....વગેરેને જય જય. એ જ.



૨૮૧ વડોદરા, સોમ.

પ્રિય ભાઈ શ્રી....

યાત્રામાટે જરૂર નિશ્ચય કરજો. વ્યવહાર ઉપાધિ પ્રકટાવીને બલાત્કારે પણ આપણી પાસે પોતાનું જરૂરનું કરાવે છે, તો પછી આવા કાર્યનિમિત્ત આપણે થોડું કષ્ટ વેઠીને પણ તૈયાર થઈએ તો તેમાં હાનિ તો છે જ નહિ. પગ તો ઠીક થવાઉપર જ છે, તે પણ થઈ જશે. ઈશ્વર સઉ સંભાળનાર છે, એમ સમજી જરા મનોબળ વાપરી નિશ્ચય કરી દેજો. બે માસ મનને વિશ્રાંતિ મળશે, તથા આનંદ થશે. જીવનમાં આનંદ–નિર્દોષ આનંદખાતર પણ ૩૦૦) રૂા. વાપરીએ તો ખોટું ન ગણાય; તમે તે વિચાર કરી નિશ્ચય કરી દેજો, અને બીજાને પણ તૈયાર કરજો. આપણો સમૂહ હોય તો ઠીક પડે.

તમારા સરખાને વધારે શું લખું ? તમારૂં સૌજન્ય અને નિર્મલ હૃદય મને અજાણ્યું નથી. ઇષ્ટ સ્મરી નક્કી કરજો. એ જ.



૨૮૨ અમદાવાદ, શનિવાર.

પ્રિય ભાઈ....ભાઈ,

તમારા ભાઈ વડોદરે મને મળેલા, અને તેમણે તમારે ત્યાં બનેલા દુ:ખદ પ્રસંગને કહ્યો તે જાણી અધિક અસંતોષ થયો. આ સંસારમાં મૃત્યુનું આશ્ચર્ય નથી, છતાં વાસનાની પ્રબલતાથી આપ્તજનના મૃત્યુમાં ખેદ પ્રકટે છે. અને તેથી જ ડાહ્યા પુરુષો વાસનાના ત્યાગમાટે મનુષ્યને પ્રબોધે છે. તમે સદ્વિચારશીલ છો તેથી હરેક પ્રયત્ને મનને સમાધાનમાં સ્થાપશો અને વિનાશી સંસારને વિચારતા સ્વપ્નસમ દુ:ખને ગણી સ્વસ્થ રહેશો.

સમારંભમાં આવવાના હશો જ. એ જ.



૨૮૩ વડોદરા, બુધ.

પ્રિય ભાઈ !

* * * જે બખેડો ઉભો થયો છે, અને એનું કાંઇ સમાધાન થાય એવો પ્રસંગ ઉપસ્થિત થયો છે એમ જાણ્યું છે, તો તેમાં કોઈ રીતે મળીને એનો નીકાલ લાવી દેવાય તો તેમ કરવા તમે યત્નશીલ થશો. આપણે કોઈ પણ વિગ્રહને છોડવી શકીએ–આપણો થોડો ભોગ આપીને–તો પણ આપણે પુણ્ય જ રળીએ છીએ. વિરોધનું શમન કરવામાં આપણે કોઈ રીતે નિમિત્ત બનીએ તો તેના જેવું શાન્તિજનક બીજું નથી. માટે એમના બન્ધનમાંથી છૂટી શકતા હોય તો તેમ કરવામાં તમે આગળ પડો જ એ હું જાણી શકું છું, અને તેથી તે માટે આ પત્ર લખવાનો હોય જ નહિ, છતાં સ્નેહભાવે આ પત્ર, સમાચાર જાણવાથી લખ્યો છે. આપણા આગ્રહ શમાવવાથી વિરોધ શમે તો તે શમાવવો એમાં આપણું ભૂષણ અને તપ છે–માટે બની શકે તો તમારાથી થાય તે અનુકૂલ રૂપમાં કરશો. તમે વિરોધી તો થાઓ જ નહિ છતાં અન્ત:કરણ વિલક્ષણ હોય છે, પ્રસંગે રાજસ–તામસ સંસ્કારવશ બને છે, તો તેવો વિરોધ વૃત્તિમાં ન ઉપજાવતાં તટસ્થ જ રહેશો–

મળીને એનો નીકાલ લાવી દેવાય તો તો સારું જ; જેથી એ નિર્મૂલ બને. જે હકીકત સાંભળી તે ઉપરથી આ પત્ર લખ્યો છે માટે બીજો વિચાર ન કરતાં આનો ભાવ એટલો જ ગ્રહણ કરશો કે આપણાથી બને તો કોઈ પણ વિરોધનું શમન કરી પુણ્ય રળી લેવું–માટે યથાશક્તિ કરવા વિચારશો. ભાઈને કહેશો કે તેમનો પત્ર નવીન વર્ષે મળ્યો હતો. તેમના પ્રતિ શુભ ભાવ. ઉતાવળે.



૨૮૪ વડોદરા, તા. ૧૬–૧૨–૧૧.

સુજ્ઞ ભાઈ શ્રી....

ઇષ્ટપદપ્રાપ્ત શ્રીમન્....નિમિત્ત ખેદ સૂચવતો પત્ર મળ્યો, જે વાંચનારને મનમાં ઉંડી અસર કરે છે. તેવા સત્પુરુષમાટે સર્વ કોઈને પ્રેમભાવ હોય, તથા બીજાઓ એમના સંબંધમાં આવ્યા હોય એવાને તો તેમનું વિસ્મરણ થવું તો દુર્લભ જ છે, પણ શોકથી વિકલ થયેલું તેમનું ચિત્ત તરત સમાધાનને પામવું પણ કઠિન છે. અને તેવા ચિત્તવાળા તમને સમાધાનમાટે લખવું એ ખરું જોતાં નિષ્પ્રયોજનસરખું છે, તો પણ તમારા પત્રના ઉત્તરમાં સ્નેહભાવે આ પત્ર લખ્યો છે.

શ્રીમન્....ના જ સિદ્ધાન્તને સ્મરીએ તો એ વાર્તા આપણને જણાય એમ છે કે જે કોઈ પ્રસંગ આ જગતમાં બને છે તે કોઈ ઉદ્દેશને લઈને બને છે, અને તે ઉદ્દેશ જીવકૃત નથી હોતો પણ ઈશકૃત હોય છે. જેથી તેમાં જીવદષ્ટિથી જ હિતકર મનાતા પ્રસંગો બનવા જોઈએ એમ હોવું ઘટતું નથી. અને તેથી આવા પ્રસંગો જીવભાવથી જોતાં અતિવિકટ લાગે છે છતાં ઈશસત્તા તે વડે પણ પોતાના ધારેલા ઉદ્દેશને જ સિદ્ધ કરતી રહે છે. અને તે ઉદ્દેશ તેનો કોઈનું પણ અહિત કરવું એવો ન હોવાથી અલ્પજ્ઞ દષ્ટિ તેને અહિતકર ગણે તોપણ વસ્તુદષ્ટિથી તે તેમ ગણી શકાતું નથી. અને આપણસરખાને વસ્તુદષ્ટિ એ જ પ્રધાનલક્ષ હોવો જોઈએ. જેથી તેવા પ્રસંગને આપણે અહિતકર સ્વીકારવો એ બનતું નથી.

તોપણ અન્તઃકરણ તેના ભાવને પ્રકટાવ્યા વિના નથી રહેતું એ પણ તેટલું જ પ્રત્યક્ષ છે.

પરમાત્મસ્મરણ એ જ આ વખતે કરવાયોગ્ય કર્તવ્ય છે. તથા વૃત્તિને વિવિધ સદ્વિચારવડે સમાધાનપ્રતિ વાળવા યત્નવાન્ થવું એ જ હવે તો ઉચિત છે. આપસરખા સદ્વિચારસંપન્નને આથી વિશેષ શું? ખરું જોતાં આટલાની પણ જરૂર નથી.

રવિવાર તા. ૨૪–૧૨–૧૧ ના દિવસે તેઓશ્રી નિમિત્ત સંમેલન થનાર છે. અનુકૂલતા તથા વૃત્તિ થાય તો પધારશો. પત્ર લખવાનો પ્રસંગ આવે તો આવવાનું બની શકશે કે કેમ તે જણાવશો.

ઇષ્ટસ્મરણપૂર્વક યથાશક્તિ પ્રસન્નતા સેવવાના વેગમાં વિકળ વૃત્તિઓને સ્થાપશો.



૨૮૫ વડોદરા, શનિવાર. ૧૯–૧૧–૩૨.

પ્રિય ભાઈ શ્રી....ભાઈ.

પત્ર મળતાં અધિક સંતોષ થયો.

*** તમે આવી વસ્તુપ્રતિ જે સદ્દભાવ દર્શાવો છો તે તમારા અન્તઃકરણની ઉચ્ચતા તથા નિષ્ઠાને જ સૂચવે છે. પરમાત્મા તેનું સત્ફલ આપવા સમર્થ છે. સઉની કુશળતા જણાવશો. બાલકો તથા સર્વ કુટુમ્બીવર્ગને ઇષ્ટસ્મરણ. ઉતાવળે.



૨૮૬ અમદાવાદ, ગુરુ. ૭–૨–’૨૯.

ભાઈ....

હું અહિં જ છું. ઘણું ખરૂં પ્રતિપદાસુધી અહિં જ હઈશ; તેથી અમદાવાદ જ આવવા વિચારશો. બીજાને પણ સૂચવશો.

ભાઈ....સુખરૂપ હશે.

અંતઃકરણના વિકારોનો જય કરતાં પ્રસન્ન રહેજો.



૨૮૭ વડોદરા, શુક્ર. તા. ૧૩ : ૭ : ૩૩.

પ્રિય ભાઈ....,

તમારો પત્ર મળ્યો. શિવાલય વધારે સારા રૂપમાં સુધરશે જાણી વિશેષ સંતોષ થયો. એ પણ સત્કર્મ જ છે. તમે તેમાં નિમિત્તરૂપ થાઓ છો એ વધારે પુણ્યરૂપ છે. તૈયાર થયે એકાદ પ્રસંગે તમારી ઇચ્છાનુસાર તે જોવાનો યોગ આવશે. તમે મને સ્ટેશને આપેલો કાગળ વાંચ્યો હતો. તમે ઉત્તરોત્તર વધારે ઉન્નતિ માટે સક્રિય યત્ન કરતા રહો છો, એ હું કેટલા વખતથી જોતો આવ્યો છું.—ને એનાથી કેવળ વિરુદ્ધ જોઉં ત્યારે તમારો જ દૃષ્ટાન્ત આપું છું, અને તમારી ઉન્નતિ જોતાં અન્તરૂથી સંતોષ અને આનન્દ અનુભવું છું. તમારાથી બનતી ચારે બાજુથી તમે તમારા સંબંધી વિચાર કરો છો, અને અનેક સાધનોએ કરીને તમે તમારું ઇષ્ટ સાધવા તત્પર રહો છો, એ જોતાં વધારે સંતોષ પ્રકટે છે.

વિશેષ કઠિન સાધનોપ્રતિ તમારી દૃષ્ટિ પણ વળતી જોઈ તમારા આન્તર બલમાટે અધિક સંતોષ ઉપજે છે; તમે અન્તરૂથી વિશેષ નિર્મલ અને ઉચ્ચ થવા પ્રયત્નશીલ રહો છો એ તમારા વધતા જતા અધિકારનું જ ચિહ્ન છે. આનન્દ, ઉત્સાહપૂર્વક મતિ પ્રેરાય તેમ સત્કાર્યમાં પ્રવર્તતા જજો. * * * તમે જે સંબંધી જાણવા માગ્યું તે માટે લખવાનું કે યોગની પ્રક્રિયાથી—સધાય છે. પરન્તુ તેમાં યોગનાં સાધનો સાધવાની અપેક્ષા રહે; અને તે આ અવસ્થાએ સાધવાં કઠિન પડે. * * * * * * ત્રણેક માસ આ પ્રમાણે કરી જુઓ. પછી પુનઃ વિચારીશું. અધિક મળવું થયે. સાંજના આહારમાં જરૂર પૂરતો જ કરવો. જઠર ભારરહિત હોય તેમ ઠીક.

ક્રિયામાં વચ્ચે સંકલ્પાદિનો વિક્ષેપ ભાસે તો દીર્ઘ પ્રણવનો ઉચ્ચાર માનસ કરતા રહેવું. સુખરૂપતા જણાવશો. એ જ.



૨૮૮ વડોદરા, સોમ. તા. ૭ : ૫ : '૧૧

પ્રિય ભાઈ....!

તમારા પત્રો મળ્યા હતા.

તામારો આનંદાશ્રમ સારી રીતે ચાલતો જાણી આનંદ થયો છે.—દ્વારા જાણેલી હકીકતથી અધિક સંતોષ થયો છે. તમારા સરખાના ઉત્સાહનું શુભફલ પરમાત્મા અર્પો. એ જ.



૨૮૯ સુરત, બુધવાર.

પ્રિય શ્રી....ભાઈ,

ભાઈ....ના પત્રથી તેમનાં પૂજ્ય માતુશ્રીના દેહોત્સર્ગના દુઃખદ વર્તમાન જાણી અસંતોષ થયો. અન્ય સર્વને જે ક્લેશ થવો સંભવે છે તેના કરતાં તમારા અન્તઃકરણને આ પ્રસંગ સર્વથી અધિક ક્લેશનું ભાન કરાવે એ સ્વાભાવિક છે. મધ્યમાયુના સમયમાં ગૃહભંગની સ્થિતિ અધિક કષ્ટપ્રદ હોય છે. પરન્તુ તમે કે જેણે આ દૃશ્યના વિનાશી સ્વરૂપને જાણ્યું છે, તથા દૃશ્ય પદાર્થ અને દૃશ્ય સંબંધને જ કેવલ સર્વસ્વરૂપ જાણ્યો નથી, તેમને આવો પ્રસંગ વિશેષ વ્યામોહ ન પ્રકટાવે એ સ્વાભાવિક છે.

સંસારમાં પ્રાપ્ત થતો કોઈ પણ સંબંધ આપણા અને તેના અમુક સંસ્કારને અવલંબીને થાય છે, અને તે સંસ્કાર શમતાં સ્થૂલ સંબંધનો પણ અવધિ આવે છે. આથી એવા સંબંધના અંગે વિવેકપ્રાપ્ત પુરુષે એક જ કર્તવ્ય માન્યું છે કે પ્રાપ્ત સંબંધવડે આપણું અને તેનું જે કંઇ હિત સધાય તે સિદ્ધ કરી લેવું, અને તેનો તથા આપણો સ્વરૂપે અભેદ છે, એ નિશ્ચય કરી લેવો.

તમે સદ્વિચારને પ્રાપ્ત છો, અને હૃદયબળ પણ પ્રાપ્ત હોવાથી અજ્ઞાન મનુષ્યોના સરખો ખેદ તમારા સરખાને ન થાય એ સ્વાભાવિક છે. તેમ છતાં સ્નેહ એ વિલક્ષણ વસ્તુ છે, અને તેથી તેના અંગે થતું સ્મરણ અન્તઃકરણને વારંવાર ક્ષુબ્ધ કરી

મૂકે એ સ્વાભાવિક છે. તેવા સમયે ઇષ્ટચિન્તન એ જ કર્તવ્યરૂપ છે, તો તેને યથાશક્તિ સેવતા સમાધાન ધારણ કરશો, તથા બાલકો વગેરેને સમાધાનમાં સ્થાપશો. કુશળતા લખશો.



૨૯૦ વડોદરા, રવિ.

ભાઈ.......,

અત્યારે તમારો પત્ર વાંચી રહ્યો છું; ભાઈ.......ભાઈ ત્યાં આવે છે તેમની સાથે બે આંકડા લખી મોકલું છું.

સોમવારે આવશો જાણી આનંદ થયો. મંગળવારે ઇષ્ટેચ્છાથી કાંઇ ક્રમ થશે. ....પણ આવશે જ. શ્લેષ્માદિ વિકાર શુદ્ધ ઉપવાસથી મટી જાય છે એ એમનું અજાણ્યું નહિ જ હોય. પચાસ ટકા ઉપરાંત અને આવા આગંતુક ઉપાધિઓ તો ૯૦ ટકા ઉપવાસથી શમે છે. એક જ સૂત્ર આરોગ્યમાટે જાળવાનું મને સ્ફુર્યું છે—અને તે એ કે

કદી અજીર્ણ અને બંધકોશ થવા દેવાં નહિ. આટલું સંભાળો તો પ્રકૃતિ બગડે તો નહિ જ, અને કેટલીક અવ્યવસ્થાને સહજ ઝીલી પણ શકે.

ઋણ તો ટીપે ટીપે નીકળે. જે બને તે તેનિમિત્ત જૂદું કાઢ્યા કરવાથી આપણી વૃત્તિની નિર્મલતા—કર્તવ્યપરાયણતા-દ્વારા—સધાય છે. એથી થોડું બને તોપણ એ કરવું ઠીક લાગે છે. જે દિવસે આપણે ત્રિવિધ ઋણ વાળવાં છે, તો આ ચોથું સ્થૂલ ઋણ પણ બને તેટલું વાળવું ઠીક છે.

કોઈ પણ રૂપે ઇષ્ટ દર્શન દે, તેથી આનંદ જ માનવો. આપણાં પાતક ધોવા પણ ક્વચિત્ આવા રૂપે પ્રતીતિ થાય છે; માટે તેમાં પણ ઉપકૃત ભાવ સેવી શાંત રહેવું.

મળ્યેથી વિશેષ.

કાલ તમારો અમૃતદિન—ખૂબ ઉત્સાહથી **ઉજવજો.** એ દિવસ પાડવો નહિ પણ **ઉજવવો.** નિત્યની ઘરડજેવો ન થાય,

પણ નવીનતાવાળો રહે, એ રીતે પાળવો. અધ્યાત્મધન પ્રાપ્ત કરો, અને જગત્‌માં યુધિષ્ઠિરના રથની પેઠે બધાથી અલિપ્ત રહેતા અદ્ધર ઉડો.



૨૯૧ વડોદરા, ગુરુ.

પ્રિય શ્રી........

પત્ર તથા પાર્સલ મળ્યાં. * * * આશ્ચર્યચકિત કરે એમ નથી. કારણ વ્યસનીને દિવસે દિવસે વધારે વધારે વ્યસનની જ જરૂર રહે છે, અને સ્વભાવથી જ તેનાથી વિશેષ વ્યસન કરી દેવાય છે, તેમ દોષદર્શન પણ મહાવ્યસનરૂપ જ હોવાથી તે પણ દિવસે દિવસે અધિક અધિક રૂપે જ પ્રકટે એ સ્વાભાવિક છે.

સર્વને આપ વગેરેનું સ્મરણ થાય છે.

'અકળ કલા હરિની રે, જીવેથી નવ જાય કળી' એ વચનના * * * ભોગરૂપ—થઈ રહ્યું છે. હરિની કલાને જે નથી જાણતા, તે હરિરૂપ થએલાની કલાથી પણ તેટલા જ અજ્ઞાત છે. હરિની કલા પ્રસંગે જ્ઞાત થઈ શકે છે, કારણ તે પ્રસંગે પ્રકૃતિસિદ્ધ નિયમને અનુસરે છે, પરંતુ હરિરૂપ થયેલા હરિના ભક્તજનની કલાને તો જાણવી અતિદુર્ઘટ છે. નારદના પ્રસંગમાં કોઈ મહાત્માએ કોઈને પુત્ર આપ્યાનો દૃષ્ટાંત છે. તે ઉપરથી તો ભક્તનું માહાત્મ્ય જ વધે છે. હરિકરતાં પ્રસંગે હરિજનનું સ્વાતંત્ર્ય વિલક્ષણતા ધારણ કરે છે, કે જેને અનુકૂલ હરિ થઈ રહે છે. આ વાર્તાને જાણનાર પણ ક્વચિત્ હોય છે. વાસ્તવિક રીતે હરિ કે હરિજનને ન જાણનાર અજ્ઞ ઉક્ત દોષને પાત્ર થાય એ પણ સ્વાભાવિક છે. એ દોષ જ તેમને સમયે હરિજનનું માહાત્મ્ય જણાવશે. એ જ.



૨૯૨ વડોદરા. તા. ૫ : ૫ : ૧૭.

પ્રિય ભાઈ........!

પરમાત્મસ્મરણ કરતા આનન્દમાં રહેજો. આ દૃશ્ય પરિણામે નાશવાન્ મનાયું છે, તો વિવેકીએ તેનું નાશવાન્ સ્વરૂપ અન્તરૂથી

નિશ્ચય કરી તેના સંબંધમાં આવતાં છતાં તેના વિવિધ વિકારો અને બન્ધનો તથા મમત્વથી મુક્ત રહી સ્વસ્વરૂપસુખાનુભવ કરવાઉપર લક્ષ આપવો એ જ ઉચિત છે, જેથી તે સાધતા પ્રસન્ન રહેશો.



૨૯૩ વડોદરા, ગુરુવાર.

શ્રદ્ધાભક્તિસમન્વિત, શુભગુણસંપન્ન, પ્રિય ભાઈશ્રી.... !

તમારૂં સુખદ પત્ર મળતાં સંતોષ થયો. તમને પુસ્તક ઠીક જણાયું એ અધિક સંતોષજનક છે. અને તેમાં તમારી નિર્મલ બુદ્ધિ, ઉચ્ચ સંસ્કાર, હૃદયની વિશુદ્ધતા તથા શ્રદ્ધા જ કારણરૂપ છે. તમારા ઉત્તમ અંતઃકરણે તેને અધિક મૂલ્યવાન્ રૂપે જોયું છે. પરમાત્મા તમને તેનું ઉચ્ચ ફલ અર્પો.

તમે પુસ્તકોના પ્રચાર કરવાનિમિત્ત જે ઉત્સાહ દર્શાવ્યો તે બહુ પ્રશસ્ય છે, અને પરમાત્મા તેમાં તમને વિજય આપશે જ. અને તેમ થવાથી શ્રીમાન્........ના સ્મારકમાં તમે એક મોટી સહાય આપી શકશો. તમારા સરખા સામાન્ય સ્થિતિવાળાનો ઉત્સાહ બીજાને ઉત્સાહી કરે એમ છે.

તમારા સરખા જો કે વ્યાવહારિક દૃષ્ટિથી સામાન્ય સ્થિતિના ગણાય, પણ તેમનામાં ઉત્સાહ અને શ્રદ્ધાબલ અપૂર્વ હોય છે, અને તેથી તેઓ આવાં કાર્ય ધાર્યા કરતાં પણ ઘણી જ ઉત્તમ રીતે કરી શકે છે. તમે પણ તેમ જ કરશો. શ્રીમાન્........ના જનહિતકર આશયોને સિદ્ધ કરવા આપણે બને તેટલો યત્ન કરવો જ જોઈએ. એમાં આપણું પણ શ્રેય જ છે. માટે ઇષ્ટસ્મરણપૂર્વક આનંદ ઉત્સાહથી એ કાર્ય કરશો. તમે આ ઘણી જ ઉત્તમ રીતે કરી શકો એમ છે. તમારો ઉત્સાહ તથા વેગ અપૂર્વ છે, તો પછી બીજું શું જોઈએ એમ છે? નિઃશંકપણે પ્રવૃત્તિ કરશો. અને તેનો બને તેટલો અધિક પ્રસાર કરવા સર્વ સંકલ્પ રાખશો.

પરમાત્મા તમારા ઉત્સાહભર્યા કાર્યમાં વિજય અર્પો. એ જ.



૨૯૪ અમદાવાદ, રવિ. ૨૨ : ૬ : ૨૪.

પ્રિય ભાઈશ્રી....ભાઈ,

તમારો પત્ર મળ્યો હતો. * * * * *

જે કાંઇ પ્રયોગ તમને સ્ફુર્યો છે તે કરતાં કશી હરકત નથી. પ્રાપ્ત વસ્તુથી તેનો આરંભ કરી દેવો. ધીમે ધીમે અનુકૂળતા મળતી જશે, તેમ આગળ વળી વધારે થશે. * * * અનુભવ અદ્ભુત જ્ઞાન આપનાર હોય છે. પત્ર તો લખવા જ, પણ જે પ્રાપ્ત હોય તેનો ઉપયોગ તો કરવો જ.

તમને મારા શબ્દોથી કાંઇ સંશય થયો, તો તેવું કશું જ નથી. જે કાંઇ હું સમજું છું તે જણાવતાં મને હરકત નથી અને હું ધારું છું કે મેં તે કહ્યું છે. અને તે જ પ્રમાણે પ્રયોગના ભવિષ્યસંબંધી કાંઇ કહ્યું હશે—પણ તે તો એટલા પૂરતું કે પાછળથી કાંઇ વિલંબ જણાય તો તેથી નિરાશા કે સંભ્રમ ન પ્રકટે. માટે મારા શબ્દોથી કશો જ સંશય ધરશો નહિ.

આ સંબંધના વિચારમાં મારા અંગત વિચારો કે અશ્રદ્ધા આદિ નો હું વિચાર જ કરતો નથી. મનુષ્યમાત્ર પોતાની મતિ-અનુસાર પ્રવર્તે એમાં કાંઇ દોષ નથી. તેથી એવો કશો જ સંશય મારા સમ્બન્ધમાં ધરશો નહિ. કોઈના દોષ ન જોવાપ્રતિ મારા અન્તરૂને વેગ આપ્યા કરું છું, અને તેનું બનતી સાવધાનતાથી હું ચિન્તન અટકાવું છું. મારા અન્તરૂમાં કશો જ ભાવાભાવ નથી, તેથી કોઈ પ્રકારે સંકુચિત રહેશો નહિ. પ્રસન્ન અને નિઃશંક રહેજો. જે કંઇ હું જાણું છું, તે કહું છું, અને વધારે જાણવામાટે તમને પત્રવ્યવહાર કરવા સૂચવું છું. અને સત્ય એ દ્વારા જ જે જણાવાનું હશે તે જણાશે. તેથી વૃત્તિને ઉત્સુક રાખતા ઉત્સાહથી જાગ્રત રહેજો, અને જે મતિ પ્રકાશ કરે તે પ્રમાણે પ્રવર્તજો. પરમાત્માની ઇચ્છાથી જ જે થવાનું છે તે થશે, તેથી વિશ્વાસયુક્ત રહી વૃત્તિ ઈશ્વરાભિમુખ રાખતા પ્રાપ્ત કર્તવ્યને પ્રસન્ન ચિત્તવડે સાધશો.

સુખરૂપતા લખજો. તત્કાળ એ જ.



૨૯૫ વડોદરા, શુક્ર. ૨૦ : ૫ : ૨૭

પ્રિય શ્રી....ભાઈ,

તમારા પત્રો મળે છે. * * * તમને પ્રવાસમાં અનુકૂલતા મળતી જાણી સંતોષ રહે છે. ઇષ્ટસત્તા ભાર વહન કરી લે છે એ યથાર્થ જ છે, અને આવા જ્યારે અનુભવ થાય છે ત્યારે ઇષ્ટસત્તા ઉપર અધિક વિશ્વાસ સ્થપાય છે, અને એટલા પ્રમાણમાં વિવેકીનું તથા શ્રદ્ધાળુનું ભવિષ્યનું જીવન નિર્ભ્રાન્ત થતું રહે છે. ખરું જોતાં ઇષ્ટસત્તા જ જે જે કરવું હોય છે તે કરે છે, પરન્તુ અન્તઃકરણ તે પ્રતિ વળતું નથી અને તેથી ચિન્તા ધરે છે. તમને તમારી શ્રદ્ધા–ભક્તિનું જ આ ફળ મળે છે, અને ઉચ્ચતર ફળ મળશે જ. પ્રસન્ન અને નિશ્ચિન્ત રહેશો. પરમાત્માનો માહમા વિચારતા રહેશો. જેમ જેમ આપણે આપણાપણાને ભૂલીએ છીએ, તેમ તેમ આપણે ઈશ્વરની અધિક નિકટ જઈએ છીએ. આપણું શરીર, આપણું મન, આપણો વ્યવહાર, આપણો સંકલ્પ–આમ આપણું આપણુંથી જ્યાં સુધી આપણે વીંટળાયલા રહીએ છીએ, ત્યાં સુધી ઈશ્વર દૂર રહે છે; પણ આપણું જે કંઇ છે તે ઈશ્વર જ છે, એમ જેમ જેમ વધારે દૃઢ કરીએ છીએ, તેમ તેમ આપણું મિથ્યા અહં શમે છે, અને તેમ તેમ ઈશ્વર પોતાના હાથ આપણા પ્રતિ વધારે પ્રસારે છે. ઈશ્વરના અનુગ્રહનું આપણને અભાન રહેવામાં આપણું અહં જ કારણરૂપ–પ્રાતબન્ધરૂપ–થાય છે. માટે ઇષ્ટના સ્વરૂપને જ સર્વત્ર જોતા એમાં જ સવ શમાવતા સુખરૂપતાને અનુભવશો.

અહિં કુશળતા છે. અન્ય ખાસ નથી. એ જ.



૨૯૬ વડોદરા, રવિ.

પ્રિય શ્રી....ભાઈ,

કેટલાક આગંતુક કર્તવ્યને લીધે હું હાલ વ્યવસાયમાં છું; જેથી વિસ્તારથી પત્ર નથી લખી શકતો. તમે ત્યાં બેઠા અહિંનું સ્મરણ કરો છો એ તમારો આ પક્ષનો સદ્‌ભાવ સૂચવે છે.

પ્રિય ભાઈ, કોઈ વાતે અકળાશો નહિ. મન કેટલીક વખત નવા નવા ખેલ ખેલે છે, વળી પોતાની મેળે એ વેષ ઉતારી નાંખે છે. ત્યાં રહીને કાંઇ સવિશેષ પ્રાપ્તિ થતી હોય—કાં અર્થસાધનામાં—કાં જીવનસાધનામાં—તો તો ત્યાં રહ્યા ઠીક છે; બાકી તો અહિં શું નથી ? હાલ તો રાજકીય વાતાવરણ વેગમાં છે, જે થાય તે ખરૂં.

હાલ તો તમે બીજાં ચિન્તન છોડી પરીક્ષા આપી દેશો. પછી કર્તવ્યનો વિચાર કરજો. જે માટે ત્યાં ગયા તેને સાધ્યા વિના જ આવીએ તો મનને વ્યર્થ તરંગે ચઢવાની ટેવ પડે. તેથી હાલ તો તે તરફ લક્ષ આપશો.

મન શાંત—સ્વસ્થ બની જશે. કશી ચિન્તા કરશો નહિ. હું હાલ અમદાવાદ જવાનો છું.

....ના ઉત્સવનું બધું સ્વરૂપ વિગતથી તમે ત્રિપુટી જરૂર જણાવજો. ઉપયોગની ઝીણી ઝીણી બાબતો પણ લખજો, અને પૂરૂં સ્વરૂપ સમજાય તેમ જણાવશો.....ભાઈએ એમાં કેમ પ્રમાદ સેવ્યો ? હવે વિગતથી લખજો.

....ભાઈ પ્રસન્ન હશે. અહિં સઉ સુખરૂપ છે. પત્ર લખશો. કુશલતા લખતા જ રહેજો.

સઉને ઇષ્ટચિંતન. બહુ જ ઉતાવળે લખ્યું છે. તમારૂં સ્મરણ તો વૃત્તિમાં છે જ.



૨૯૭ વડોદરા.

ભાઈ....

* * * ખાસ ઇચ્છા હોય તો જ લખજો, કોઈ જાતનું બન્ધન ન સમજશો. આ તો આવો પ્રસંગ વારંવાર આવતો નથી. ધર્મકાર્ય થવાનું પણ ઘડી ઘડી બનતું નથી, અને તમે અનુષ્ઠાન કર્યું છે, તો આ ક્રિયા જરા વિશેષ ઉત્તમ વિધિથી ઉજવવી હોય તો યોગ છે, એ જણાવવાના હેતુથી લખ્યું છે. એની પાછળ કંઇ બ્રાહ્મણભોજન કરવું ઘટે; તો તે સંબંધી પણ તમારો વિચાર જણાવશો. * * * પુનઃ લખું છું કે કશું પણ ફરજીયાત ન

સમજશો. માત્ર પોતાના સમજી અને તમારી ઉદાર વૃત્તિને વિચારી, વિચારરૂપે જ આ જણાવ્યું છે. ધર્મકૃત્ય સ્વેચ્છાયુક્ત કર્યું હોય તો જ લાભ કરે છે, માટે વૃત્તિમાં જે પ્રકારે પ્રસન્નતાથી સ્ફુરે તે પ્રકારે કરશો. તમારો ભાવ જાણ્યા પછી કાંઇ જણાવવાયોગ્ય હશે તો લખીશ. પ્રભાતથી રાત્રિપર્યન્તનો ક્રમ પણ છૂટક છૂટક રહેશે. તમારી સ્વેચ્છા જણાવશો. એ જ.

---

૨૯૮ વડોદરા, બુધવાર. તા. ૨૯ : ૭ : ૨૫.

........! ધન્ય તમને ! બીજું તો શું લખું ! ભગવાનને પણ કસી જોવાની કલિયુગની નીતિ તમે અનુસર્યા ! ગઈ કાલે પત્ર ન મળ્યો. આજ સવારે તો જરૂર પત્ર મળશે, એમ ધારેલું. વધારે ટપાલ આવી, પણ તેમાં તમારો જ પત્ર ન મળે !........ ભાઈનો પત્ર—ઉપર આજ હતો તેમાં તો એ પુત્રવત્સલ પિતા બીજો આંકડો જ શેનો પાડે ? માલિકને નમસ્કારના રૂઢિ–શબ્દો લખાઈ ગયેલા, પણ—જઈ શું કર્યું તેનો તો અક્ષર જ શેનો હોય ! છેવટે—એ શાન્તિનું ભાન કરાવ્યું. એને જોતાં જ મનને ઠીક લાગ્યું; પછી તો પત્ર પણ વાંચ્યો. હવેથી સુખસમાચાર લખશો.

....ભાઈ, હવે ડરવા કે રડવાની જરૂર નથી. ‘હિંમત ન હારીએ, બિસારીએ ન હરિનામ, જાહિ બિધિ રાખે રામ, તાહી બિધિ રહીએ.’ અન્તરથી બળવાન્ થાઓ. ઝટ સારું થઈ જશે. આવું પત્ર–શૈથિલ્ય હમણાં ન રાખશો. તમે ઢીલા ન પડો માટે તો હું પત્ર લખું છું. એ જ.

---

૨૯૯ સુરત, તા. ૧૭ : ૧ : ૧૨.

....પ્રિય ભાઈ....વગેરે બન્ધુઓ !

આજ અત્ર સુખરૂપ આવવું થયું છે. * * * સંસારના ખારાપણાનો અનુભવ તો સર્વને હાલ પ્રત્યક્ષ છે, તેમાંથી મીઠાશ ઉપજાવવાનો પ્રયત્ન એ જ હવે કર્તવ્ય છે. દૈવી scientists નું જ

એ કર્તવ્ય છે. તે પ્રતિ પ્રત્યેકે લક્ષ દેવાની જરૂર છે. મીઠાશનું મૂળ જો આ સંસાર વા સમયમાં આપણી સાથે ભળે તો જ યથાર્થ કરવાયોગ્ય કર્યું એમ ઠરે. આખા સુકાઈ ગયેલા આપણા પેલા આસોપાલવના વૃક્ષઉપર એક જ પાંદડું લીલું હતું, છતાં એટલા માત્રથી તે આખું વૃક્ષ ફરી નવપલ્લવિત થવાની આશા આપણે સેવીએ છીએ, તેમ સર્વાંશે શુષ્કસદૃશ થયેલી હાલની આપણી સ્થિતિમાં જીવનરૂપ એક પર્ણ લીલું જ્યાં સુધી જોઈએ છીએ, ત્યાં સુધી પુનઃ આખા વૃક્ષને નવપલ્લવિત થવાની આશા રાખી શકાય. તે આશાને હવે પ્રત્યક્ષ સિદ્ધ કરો. પરમાત્મા તેમાં અનુકૂલ થાઓ. એ જ.

---

૩૦૦ અમદાવાદ, મંગળ.

પ્રિય શ્રી....ભાઈ,

પત્રસાથે ચેક મળ્યો.

તમે આ કાર્ય કર્યું તે માટે મારા અન્તરમાં જે કંઇ છે તે હું લખી શકયો નથી અને લખી શકું એમ પણ નથી. તમારા દ્વારા થયું એથી જે અન્તરને સંતોષ પ્રકટ્યો છે તે અન્તર જ જાણે છે. * * *

....અંગે થયેલો ઉપાધિ એક તરફ જેવો ને તેવો જ છે છતાં તમે આ વ્યવસ્થા કહી એ મારા અન્તરને પણ ક્ષણભર હચમચાવે એમ લાગે છે. કંઇ નહિ, પરમાત્મા ખરી વખતના કાર્યની કિંમત ગણે છે, અને એમના નિમિત્ત જ આ તમારું કર્તવ્ય થયું છે, જેથી સંતોષ જ છે.

તમને ઘણી વખતે કંઇ કંઇ વિસ્તારથી લખવા વૃત્તિ થાય છે, વળી વેગ શમી જાય છે. છતાં ઈશ્વરેચ્છા હશે તો તે પણ બનશે. બાકી તમારું સ્મરણ તો અન્તરમાં જાગ્રત્ જ રહે છે, એટલે એ પક્ષે તો કશું કથન જ નથી.

....ભાઈનું તો તમે કરતા જ આવ્યા છો. એ ભાઇના હૃદયને સામાનો ઉપકાર સાચો સ્પર્શે તો એમાં એમનું વિશેષ હિત છે.

તમારે તો ઠીક જ છે. પરમાત્મા તમને અનેકને સહાય કરવાનું બલ અર્પે અને અનેક સત્કાર્યમાં પણ તમને નિમિત્ત–સહાયક કરે એ જ ઇચ્છા છે. સમય થઈ જવાથી હાલ તો એ જ.



૩૦૧ વડોદરા, શુક્ર. તા. ૧૩: ૨: ૨૪.

પ્રિય શ્રી....

ટપાલમાં પત્ર મળ્યો. ઇષ્ટેચ્છાથી જલદી અનુકૂલ થઈ જશે.

દશ વાગે....આવી પહોંચ્યા. ઇષ્ટકૃપાથી શૂલિનું વિઘ્ન સોયે નિવૃત્ત થયાસરખું ભાસે છે. હવે વાણીસ્થાન ક્રિયાયુક્ત બને એટલે એક પક્ષે નિવૃત્તિ. પરમાત્મા સમગ્ર સાધકવર્ગપ્રતિ અનુગ્રહભાવથી જોશે અને આનન્દમંગલ કરાવશે. તમે ત્યાં સાવધાન રક્ષક છો એટલે સંતોષ છે. પરમાત્માએ તમને સારું સ્ફુરાવ્યું અને તમે સાથે ગયા. ઇષ્ટેચ્છાથી હવે પ્રકૃતિ સુધર્યાના સુખદ સમાચાર જણાવતા રહેશો. એ જ.



૩૦૨ અમદાવાદ, સોમ. તા. ૩૩: ૩: ૬.

પ્રિય ભાઈ....

સઉને જય જય.

હમણાં તો ફૂટબૉલના દડાની પેઠે આમથી તેમ અને તેમથી આમ ધક્કાધક્કી ચાલે છે. સમારંભ આતરસુંબા રાખ્યાનું જાણ્યું હશે. તમારી પ્રકૃતિ કેમ છે? હવે તો સ્વસ્થતાઉપર હશે જ. — ભાઈ તો વાલપાપડી ખાતા થઈ ગયા છે. આત્માનો ઢગલો વાલનો ઢગલો પચાવી દે છે. એમને જયગુરુ. * * * અહિં પણ હજી પ્રકૃતિનું ઠેકાણું પડતું નથી. ત્યાંનાં હવા પાણીની અસર ઓછી થઈ ગઈ છે. * * * ઇષ્ટેચ્છાથી સમારંભપર મળવું થશે ત્યારે આનન્દવાર્તા. સુખરૂપતા જણાવશો.



૩૦૩ વડોદરા, બુધ. તા. ૭: ૫: ૩૦.

પ્રિય....

મનમાં સમવિષમતા થવાના પ્રારબ્ધયોગે તમારા મોકલેલા સમાચાર મને મળ્યા નહિ. પછી ભાઈ....એ કહાવેલા સમાચાર મને કહ્યા, અને તેથી નિશ્ચિન્તતા થઈ. આજ તો તમારો જ પત્ર મળ્યો, અને તેથી તો ઘણો જ સંતોષ થયો. તમારું અન્તઃકરણનું સ્વરૂપ અજ્ઞાત નથી જ, તમે યોગ્ય નિશ્ચયમાં વહો છો, એ પણ લક્ષબહાર નથી જ. છતાં મનનો સ્નેહભાવ તમારા વિષે અમુક પ્રકારની પક્ષપાતદૃષ્ટિ રાખે છે, અને તેથી વાસ્તવ દૃષ્ટિએ જે હાનિકારક નથી તેમાં પણ મમત્વના અંગે સંકુચિત દૃષ્ટિથી વ્યામોહ ઉત્પન્ન થાય છે. હરિઇચ્છાથી જે થાય તે ઠીક જ છે. તત્કાલ એ જ.



૩૦૪ વડોદરા, ગુરુ.

પ્રિય ભાઈ શ્રી....

પત્ર મળ્યો. હકીકત જાણી. એમના અન્તરને દુઃખ થાય એવું કશું ન થવું જોઈએ, એવી આપણા તરફથી બનતી સાવધાનતા રાખવી જ જોઈએ. પરન્તુ હરિઇચ્છાપ્રમાણે થાય છે. અહિં ડૉ..... પણ કહે છે કે એમને ક્લેશ થાય એવું ન બને ત્યાં સુધી સારું. એની મગજઉપર ખરાબ અસર થાય છે. આપણાથી બનતું કરવું. તમારે તો શિથિલ થયું પાલવે જ નહિ. લીધેલું પાર તમારા હાથથી ઉતરી જ શકે એમ છે. પરમાત્મા સહાયક છે....આટલું જે ઠીક ચાલે છે તે તમારા પ્રતાપે જ છે. શ્રી....ભાઈદ્વારા જેમ મન્દિરનું કેટલુંક સારું ચાલતું તેમ હાલ તો તમારાથી જ ત્યાં આટલું પણ વ્યવસ્થિત ચાલે છે. માટે ઇષ્ટસ્મરણપૂર્વક રહ્યા છો એમ કર્તવ્યતત્પર જ રહેશો. એ જ.



૩૦૫ વડોદરા, બુધ. પ્રભાત પાંચ ૨૧ : ૩ :' ૩૪.

પ્રિય શ્રી....ભાઈ,

દુઃખને પોતાનામાંથી દેશવટો દેતી આપની રમ્ય સુખાકૃતિનાં દર્શનથી સંસ્કાર પામેલી આ વૃત્તિ આપનું સ્મરણ કરતી અને ઇષ્ટ

ચિન્તવતી ઘેર આવી. રાત્રે આઠ વાગે આવી અગિયાર વાગ્યા સુધી આપનો સ્વરૂપમહિમા ગાયો ! અને ગઈ કાલ સવારથી શરુ કરી રાત્રિસુધી અનેકઆગળ એ જ ફરી ફરી કહેવાનો પ્રસંગ આવ્યો. વૈશંપાયને અનેક આતુર જનમેજયોને એ જ કથા શ્રવણ કરાવી. ....સઉ આપના આરોગ્યને પરમાત્માપાસે, પોતાના ઇચ્છિત વિષયરૂપે યાચી રહ્યા છે.

આપને ઉત્તરોત્તર સુખરૂપતા પ્રકટતી હશે જ. આપ અન્તરૂથી તો આનન્દમય છો જ; બહારથી પણ વિશેષ સ્વસ્થતા અનુભવાતી હશે જ. સુખરૂપતા લખાવશો. આપના મનથી શીઘ્ર આરોગ્યમાટે સંકલ્પ પ્રવર્તાવતા રહેશો. મનવડે શરીર અને આત્માના સંબંધને યોજી આરોગ્યનું દેહમાં સત્વર પ્રકાશન કરશો. કરપલ્લવીને બદલે હવે વાણીવડે વિશેષ વ્યવહાર સાધતા હશો જ. આપનો અન્તર્ગત આનન્દ નેત્રપલ્લવીને બદલે વાણીવડે આપ સત્વર જણાવો એ જ ઇચ્છા છે.

વિનોદમાટે એક વાક્ય વાક્યાવલિ મોકલું છું. તે વાંચી સઉને આનન્દ કરાવશો. એ જ.

---

૩૦૬ વડોદરા, મંગળ. તા. ૨૧ : ૩ : ૩૭

પ્રિયશ્રી....ભાઈ !

—તમારું આતિથ્ય પામી આવ્યા છે. અપાર સ્તુતિ કરે છે. સ્વર્ગીય આનન્દ ભોગવ્યો લાગે છે. અન્તરના ઉંડાણસુધી સંતુષ્ટ થયા જણાય છે. પ્રસન્ન છે. * * * સર્વની કુશલતા લખશો.

આ સંસારમાં આવી મળતા વિવિધ અનુકૂલ–પ્રતિકૂલ વ્યતિકરોને દ્રષ્ટાની દૃષ્ટિથી જોતાં તેનાથી નિર્લેપ રહી, એ સર્વને સ્વરૂપવિલાસરૂપે જોતાં જાણતાં, સહજ સ્વાભાવિક ઉઠતા નિર્હેતુક આનન્દને અનુભવવો એ જ વિવેકીનું કર્તવ્ય છે. તમારું અન્તઃકરણ ઈશ્વિરેચ્છાથી યોગ્ય છે, તો તે દ્વારા ઉક્ત અનુભવ લેતા પ્રસન્ન રહેશો. આનન્દ એ જ મનુષ્યનું મોટું બખ્તર છે, તેને ધારણ કરનાર કશાથી વિંધાતો નથી. એ જ.

૩૦૭ મુંબઇ, શુક્ર. તા. ૭ : ૯ : ૩૪

પ્રિય ભાઈ....

સ્પેશિયલના અંગે બારેક દિવસથી અહિં છું. ત્રણેક દિવસમાં વડોદરા જઈશ * * * ઈશ્વર તમારો સંકલ્પ સિદ્ધ કરશે જ. આપણાથી બનતું કરવું. બાકી તો પરમાત્મા છે જ.

સમય આવ્યે સઉ તૈયાર થશે. સમજે તેને કાંઇ આ પ્રસંગ નાનો નથી. જીવનનો એક હિતકારક લ્હાવો, ઇષ્ટકૃપા તો થશે. પ્રવાસીમાટે પ્રયત્ન પાકો કરવો પડશે. બનતું કર્યા કરજો. * * *

ભાઈ! આ તો વિલાસરમણ છે. તેમાં કઠિન લાગે તો અન્તર્મુખતાના માર્ગે કોણ જઈ શકે? હોય, એમ જ ચાલે છે. પત્ર વડોદરા લખજો.



૩૦૮ અમદાવાદ, રવિ. તા. ૨૯ : ૪ : ૨૭

પ્રિયશ્રી....ભાઈ,

તમારો વિસ્તૃત પત્ર મળ્યો. નિઃશંકપણે વૃત્તિઅનુસાર લખ્યા કરવો. હું તો ટુંકામાં લખું છું. * * * * * * ઇષ્ટેચ્છાને જ આપણે તો જોયા કરવાની છે. માટે એમાં પણ આનન્દ જ છે.

કુશલતા જણાવશો. એ જ.



૩૦૯ અમદાવાદ, રવિવાર.

પ્રિયશ્રી....ભાઈ,

આજ એક પત્ર મેં લખ્યો છે. ત્યાર પછી તમારો પત્ર મળતાં બહુ સંતોષ થયો. તમે વૃત્તિને સમાધાનમાં સ્થાપ્યાનું જાણી આનન્દ પ્રકટ્યો. ત્યાંના વ્યવહારથી કશી વિકળતા સેવશો નહિ. આપણે તેને કરતા છતાં મિથ્યા જાણવાનો છે; એના કર્તૃત્વનું અભિમાન જેને ધરવું હોય તે ભલે ધરે, આપણે તો તેથી અલિપ્ત જ રહેવાનું છે; માટે તેને એક વિલાસરૂપ સમજી અન્તઃકરણને તેનો

કશો સ્પર્શ થવા દીધા વિના પ્રસન્નતાપૂર્વક સર્વ કાંઇ કર્યા કરશો. સ્વરૂપની જ આ સર્વ ચમત્કૃતિ છે, એ ભાન જાગ્રત્ રાખતાં વૃત્તિ વિકલતા શમાવે છે. તેથી અન્તરને સ્વરૂપવિલાસનો પટ આપતાં આનન્દ જ અનુભવશો.

શ્રી....ત્યાં આવ્યા હશે. તેમને તથા અન્ય સર્વને જય જય.

તમારા લખવાપ્રમાણે પ્રસાદની વ્યવસ્થા થશે.....ભાઈ પણ અહિં આવ્યા છે તેથી તે તથા અન્ય સહવર્તીઓ પ્રસાદ લઈ આનન્દ પામશે. એ જ.



૩૧૯ વડોદરા, શનિ. તા. ૧૫ : ૮ : ૨૫

પ્રિય ભાઈ....

....પત્ર મળ્યો. થોડી થોડી પણ શક્તિ આવતી રહેતી હોય તો તો ઠીક છે. ઘણો કાળ થયો એટલે વૃત્તિ દુર્બલ થતી જાય, પણ તેમ કરવા જરૂર નથી. આપણી દુર્બલતા દુઃખને દુર્બલ કરતી હોય તો તો ઠીક છે, પણ તેવું નથી. તો પછી શીદ દુર્બલ થવું? કારણ ઉપાધિસામે આપણેજ જ્યારે ત્યારે લઢવાનું છે. માટે પ્રસન્ન અને સબલ રહો. કશી ચિન્તાનું પ્રયોજન નથી. મળશુદ્ધિ રહેશે તો ઠીક છે. પત્ર લખશો. એ જ.



૩૧૧ વડોદરા, રવિ. તા. ૧૫ : ૮ : ૨૫

પ્રિય ભાઈ,

....પત્ર મળ્યો. હકીકત જાણી. ભાઈ....અન્તરથી બળવાન્ રહે છે તેથી પ્રસન્નતા થાય છે. એને લીધે વ્યાધિની મિથ્યા અસર ઓછી પ્રકટે છે. સ્વર–અવાજમાં–પહેલાકરતાં કાંઇ બળ આવ્યું કે કેમ? સુખરૂપતા જણાવશો.

આ જગત્ વિલક્ષણ ગુણધર્મોથી મિશ્રિત છે, જેથી તેમાં રહેનારે ઘણી વસ્તુસાથે પાલવી લેવાનું–નિભાવી લેવાનું–છે. કાં તો

બધાથી પર બની સર્વથી ઉચ્ચ સ્થિતિએ બેસવાનું છે–તો કૃતકૃત્યતા સહજ છે. એ જ.



૩૧૨ વડોદરા.

પ્રિય ભાઈ શ્રી....ભાઈ!

તમે સુખરૂપ પહોંચ્યા હશો જ. આ સમયે તમે આવ્યા તેથી અધિક સંતોષ પ્રકટ્યો હતો. આ સંસાર દુઃખનો અનુભવ તો કરાવતો જ આવ્યો છે, તેમાં જ વિવેકીએ ઘટિત સમય કહાડી વાસ્તવ હિતસાધક ક્રિયાતરફ લક્ષ વાળવું એ ઉચિત છે. તમારા ઉપર બનેલો પ્રસંગ, હજી મને પણ સ્મરણમાં આવે છે ત્યારે વૃત્તિમાં ક્ષોભને પ્રકટાવે છે, તો તમને તો તે અધિક ક્ષોભજનક થાય એ સ્વાભાવિક છે. તો પણ તમે આજપર્યંત જે સદ્વિચારબળ મેળવ્યું છે, તેનો આ પ્રસંગે બહુ ઉત્તમ પ્રકારે ઉપયોગ કર્યો જણાયો છે, અને તે પણ અધિક સંતોષજનક છે.

આ સંસાર વિલક્ષણ પ્રસંગોથી ભરેલો છે. તેમાં ખરૂં જોતાં હર્ષના પ્રસંગો જેવા મિથ્યા છે, તેવા જ શોકના પ્રસંગો પણ મિથ્યા મિથ્યા છે, પરંતુ જીવ હર્ષને વશ થઈ આનંદાદિ વિકારને અનુભવે છે, તેથી તેને શોકના વિકારને અનુભવવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. આથી વિવેકીનું વાસ્તવ કર્તવ્ય એ જ છે કે હર્ષશોક ઉભયથી રહિત રહી પોતાના વાસ્તવ સ્વરૂપના અનુભવજન્ય આનંદને પ્રાપ્ત કરવામાં જ યથાશક્તિ પ્રયત્ન કરવો. તમે આ જાણો છો, અને તેને માટે યત્નશીલ છો, જેથી અધિક લખવાસરખું નથી.

ભાઈ—તે તરફ આવે છે. તમે તેમના કાર્યમાં બનતી મદદ કરશો.

પ્રિય ભાઈ! વ્યવહારમાં કદાચ આવા પ્રસંગ વા કાર્યથી જરા કષ્ટનો અનુભવ કરવો પડે છે, પરંતુ વ્યવહાર એવો વિલક્ષણ છે કે અનેક ક્લિષ્ટ પ્રસંગો આપીને પણ કષ્ટનો અનુભવ તો કરાવે જ છે તો પછી વિચારવાન્ પુરુષે સત્કાર્ય કરવામાં ભવિષ્યના કષ્ટની કલ્પના કરી તે કરતાં અટકવું ઉચિત નથી. કેમકે પ્રસંગે

તેવું સત્કાર્ય સહજ પ્રતિકૂળતાનું ભાન કરાવી બીજાં અનેક ક્લિષ્ટ કષ્ટોને નિવૃત્ત કરે છે.

સુખરૂપતા લખશો. ઇષ્ટચિંતન કરતા પ્રસન્નતાને જાળવશો. એ જ.



૩૧૩ વડોદરા, શુક્ર. ૨૮ : ૪ : ૦૫.

....પ્રિય ભાઈ

પ્રકૃતિની સુખરૂપતા જણાવશો. પ્રસન્ન રહેજો, અન્યનાં વચનોપ્રતિ અલક્ષ કરવાનો અભ્યાસ પાડશો, તથા તેનો અન્તરૂમાં ક્લેશ ન કરતાં આનન્દથી કાળ ગાળજો.

પરમાત્મા તમારું સર્વોત્તમ હિત કરો. એ જ.



૩૧૪ વડોદરા, શનિ. તા. ૮ : ૮ : ૨૫.

પ્રિય ભાઈ!

....આ બીજો પત્ર આજ લખું છું. પહેલો પત્ર....એ પોતાની પ્રજ્ઞાવડે એવી જગ્યાએ નાંખ્યો છે જે કદાચ તમને પરમ દિવસે મળશે! આથી આ પત્ર લખું છું. *** થોડી અંદરથી શક્તિ આવતી હોય તો તો ઠીક. પ્રત્યેક અવયવના પૃષ્ઠ ભાગમાં જ આરોગ્યનું બળ રહ્યું છે, પણ તે ઉપજાવી લેતાં મનુષ્યને નથી આવડતું તેનું જ દુ:ખ છે!....ધૈર્યશીલ છે, એ ઉત્તમ છે. ધૈર્યશીલને કસોટી હોતી જ નથી. કસોટીએ છેવટ અટકવું પડે છે. એ જ.



૩૧૫ વડોદરા, શુક્ર. તા. ૭ : ૮ : ૨૫.

પ્રિય ભાઈ!

....પત્ર મળ્યું.

ગુમડાનો ઉપાધિ તો ઉલટો વધારે ઉપાધિકારક થયો. *** હવે તો ઇષ્ટેચ્છાથી પ્રકૃતિ સ્વસ્થ થઈ જાય એટલે નિવૃત્તિ. ભાઈ! ....વિકળ ન થશો. પ્રતિકૂલ સ્થિતિને હસી કહાડવાનું બલ આવા પ્રસંગમાં જ કેળવાય છે.—પ્રસન્ન છે. એ જ.



૩૧૬ નાશિક, ગુરુ. ૧ : ૯ : ૩૨.

શ્રી....ભાઈ....

પત્ર મળતાં બહુ સંતોષ થયો. તમારા સદ્વ્યયના નિશ્ચયથી અધિક આનન્દ પ્રકટે છે. વૃત્તિથી ધનનું મમત્વ છૂટવું સહજ નથી. સત્કર્મ એમાં સહાય કરે છે. તમે ન્યાયથી ધન મેળવ્યું છે, અને તેનો સત્કર્મમાં વ્યય થાય એ મહત્ પુણ્ય આપનાર છે. શ્રી.... આગળ પણ કંઇ સત્કર્મ....દ્વારા કરાવવા વૃત્તિમાં સંકલ્પ થયો છે. ઇષ્ટેચ્છાથી જે થાય તે. * * * પ્રકૃતિની સુખરૂપતા લખશો.

---

૩૧૭ કરાંચી, ગુરુ. ૨૦ : ૯ : ૨૮

શ્રી...ભાઈ,

ચાર દિવસ સુદામાખ્યાનની કથા થઈ. ત્રણ દિવસ સત્ર થયું. તે કાર્યની સમાપ્તિએ રાત્રે ૧૧ વાગે તમારો પત્ર મળ્યો. વાંચી સંતોષ થયો. તમને ઉપાધિ રહે છે એથી અસંતોષ થાય છે–પણ એથી અકળાવાનું પ્રયોજન નથી. જે નિત્યસિદ્ધ છે, તેમાટે બને એટલા જ સંકલ્પ કરવા અને જેટલું અળગા થવાય એટલું થતા રહેવું. બને ત્યાં સુધી ચિન્તા ઓછી કરવી, અને જે પ્રાપ્ત હોય તેથી સુખપૂર્વક નિભાવી લેવું. કશાની સ્પૃહા ધરવા કારણ નથી. દિવસે દિવસે કશી પણ વસ્તુથી ન દબાવાના સ્વભાવને કેળવવો એ જ ઠીક છે. આપણા સ્વભાવથી આપણે જેટલું દબાવાપણું રહે છે એટલું બીજા કશાથી દબાવાપણું રહેતું નથી. માટે એનો જય કરવાતરફ જ લક્ષ આપવો એ ઠીક છે. “સાધક શૂરા, જો જીતો તો મનરિપુ એક જ જીતો.”—એ વચન આપણું કર્તવ્યવચન સમજી ઘટિત કર્યા કરતા પ્રસન્ન જ રહેજો. ચિત્તવૃત્તિની સદા સુખરૂપતા જાળવવી. બાકી બીજું બધું મિથ્યા જ છે. એ જ.

---

૩૧૮ વડોદરા, શનિ. તા. ૬ : ૮ : ૨૫

....પત્ર મળ્યો. આજે હવે કંઇક સ્વસ્થતા વધારે હશે. તમારું ઘર અતિથિ માટે બહુ ખુલ્લું રાખ્યું છે, તેમાં આવા આવા પણ કોઈ વાર ભરાઈ જાય–તે કેમે કર્યા નીકળે જ નહિ.

....ના અડગ ધૈર્યથી બહુ સંતોષ થાય છે. * * * * * * આ ઉપાધિમાં તમારી શી દશા થતી હશે તેનો વિચાર વસ્તુદષ્ટિએ આહ્‌લાદક છે! સઉ કાંઇ આનન્દમય છે ત્યાં પછી શું કહેવું! એ જ. સુખરૂપતા લખશો.



૩૧૯ વડોદરા શુક્ર. તા. ૧૮ : ૭ : ૩૦

પ્રિય ભાઈશ્રી....

તમારા અનેક ભાવપૂર્ણ પત્રો મળ્યા કરે છે. * * * સ્મરણ વૃત્તિમાં રહેતું અને રહે છે. * * * તમે સઉ ઉત્સવમાં આવશો જાણી આનન્દ થયો. મળ્યે લાંબો વખત થયો. * * * અહિં સુખરૂપતા છે. તમે સદ્વિચારમાં રત રહેતા વિકાસને સાધી જ રહ્યા છો એ જોતાં પ્રસન્નતા. બાકી શું? કુશળ હશો અને હો.



૩૨૦ સુરત, સોમવાર. ૨૨ : ૪ : '૨૯

પ્રિય ભાઈ....

તમારું ગઈ કાલે જ વૃત્તિમાં સ્મરણ થયેલું, અને આજે પત્ર મળતાં સંતોષ થયો.

તમે સઉ સચ્ચિંતનમાં જોડાયલા રહી અન્તઃકરણ પ્રતિ સાવધાન રહો છો એથી અધિક સંતોષ થાય છે એમાં પ્રતિબંધો તો નડે, અને ત્યારેજ આપણા વિકાસ તથા અધિકારનું સ્વરૂપ આપણને સમજાય, તેથી તેની કશી ચિંતા કરવી નહિ. વધારે આગળ વિકાસમાં વ્યવહાર પ્રતિબંધક હોય છે, છતાં હજી જ્યાં સુધી એ પ્રાપ્ત છે ત્યાં સુધી એને કુશળતાથી ખેડી લેવો—અને "સંસારશું સરસો રહે ને મન મારી પાસ, સંસારથી લેપાય નહિ તે જાણ મારો દાસ" એ વચન પ્રમાણે બનતું વહેવું. બાકી શું?

ખૂબ પ્રસન્ન, ઉત્સાહી અને નિશ્ચિંત રહેવું. થોડો થોડો પરમાત્મા ઉપર ભાર ભરતા જવામાંજ લાભ છે.

આનન્દ ભોગવશો. એ જ.



૩૨૧ વડોદરા, શુક્ર. ૨૧ : ૭ : ૨૬

ભાઈ....,

પત્ર તથા enclosure મળ્યાં. એનું શું પ્રયોજન હતું ? એ તો તમે ઘણું કર્યું છે. અન્તઃકરણને મસ્ત રાખશો. આખરે જગત્‌નું સર્વ કાંઈ મિથ્યા છે, એ નિશ્ચય અંતરના ઉંડાણમાં સુદૃઢ રાખશો. તમે તમારા અંતઃકરણને જોયા કરો છો એ યોગ્ય છે. ઉત્તરોત્તર તે ઉત્કૃષ્ટ બનતું જાય છે, તેથી સંતોષ જ છે. તમારૂં હૃદયબળ ન્યૂન નથી, પણ કોઇનું વ્યર્થ દબાણ ન સહન કરવાની ઉંચી વૃત્તિ જ પ્રસંગે તમને અકળાવે છે. પરંતુ તે ખોટું નથી. જો કે જગત્‌માં આધ્યાત્મિક, આધિદૈવિક તથા આધિભૌતિક—ત્રણ ઉપાધિની ભઠ્ઠીઓમાંથી કોઈ ને કોઈ તાપ જીવને હોય જ છે. છતાં પરમાત્મ-ચિંતન તેને હઠાવી દે છે. સર્વ રીતે પ્રસન્નજ રહેજો. એ જ.



૩૨૨ સુરત, શનિવાર. તા. ૧૩ : ૫ : '૧૮

પ્રિય ભાઈશ્રી....ભાઈ.

તમારો સુખદ પત્ર મળતાં અધિક સંતોષ થયો. ઘરમાં પ્રકૃતિ સુધારાપર જાણી વિશેષ આનંદ થયો.

પરમાત્માનું સ્મરણ ચિંતન કરતા આનંદમાં હશો જ. ઈશ-સત્તાપ્રતિ હૃદયપૂર્વક શુદ્ધ ભાવથી તથા એકનિષ્ઠાથી અભિમુખ રહેનારનું તે સત્તા ક્રમથી ઉત્તરોત્તર હિત કર્યાજ કરે છે. જેથી શ્રેયને ઇચ્છનાર જીવોનું પ્રધાનપણે એ જ કર્તવ્ય છે કે પોતાના ઈશ વિષે, સર્વ ભાવ વડે વૃત્તિને અભિમુખ રાખી સ્મરણ ચિંતન તથા ધ્યાનાદિથી તેમની સાથે અનુસંધાનમાં રહ્યા કરવું. કુશળતા લખશો. હાલ તો અહિં રહેવું થશે. એ જ.



૩૨૩ વડોદરા, મંગળવાર. તા. ૮ : ૫ : '૧૮

પ્રિય ભાઈશ્રી....

તમારો પત્ર થોડા સમયપર મળ્યો હતો. પરંતુ અહિં ભાઈ....ની પ્રકૃતિ આજ ૪૦ દિવસ થયાં તાવથી નરમ છે. જેની ગરબડમાં તમને પત્રનું ઉત્તર લખી શકાયું નહતું.

આ સંસાર જ ઉપાધિમય કહ્યો છે તો તેમાં ઉપાધિનો અનુભવ થતાં આશ્ચર્ય પામવા જેવું કશું રહેતું નથી. એવા અનુભવો મનુષ્યને વિવિધ સદ્ગુણોને દઢાવવા તથા સંસારના નિઃસાર સ્વરૂપને સમજાવવા આવે છે. તો તેથી વિકળતા ન સેવતાં એ સંસારનાં એ પ્રકારના સ્વરૂપને સમજી તેથી વૃત્તિને વિકળ ન કરતાં ઇષ્ટચિંતન તથા સદ્વિચારઆદિથી સમાધાનને પામતા પ્રસન્ન રહેશો.

પરમાત્મચિંતન એ જ ઉપાધિમાત્રનું શમન કરનાર હોવાથી તેને સેવતા શાંતિનો અનુભવ કરતા રહેશો. સર્વની સુખરૂપતા જણાવશો. પત્ર લખશો. એ જ.



૩૨૪ વડોદરા, બુધવાર.

પ્રિય ભાઈશ્રી....

તમારો પત્ર મળ્યો. * * * * * *

પ્રિય ભાઈ! આવાં કાર્યો, આગ્રહ વિના થતાં નથી જેથી ત્યાંનું મંડળ આગ્રહ ધરશે તો આ તો સહજ સરખું કાર્ય છે. સર્વને કહેશો અને જેમ બને તેમ શીઘ્ર થાય એમ કરવા યત્ન કરશો.

પૂર્ણિમા ઉપર આવવું થશે તો મળવું થશે જ.

પરમાત્મસ્મરણ કરતા પ્રસન્ન રહેશો. આ અંતઃકરણ વિલક્ષણ સ્વભાવવાળું હોવાથી તેના દ્વારા કળે કળે આપણું હિત સાધી લેવું ઘટે છે. આ ક્ષણે તેણે બાંધેલો નિશ્ચય કઈ ક્ષણે ફેરવી નહિ નાંખે તેનો કશો વિશ્વાસ પડે તેમ નથી. તેથી યોગ્ય કર્તવ્યનો જે ક્ષણે મન નિશ્ચય કરે તેજ ક્ષણે તેને સાધી લેવું એ હિતકર છે.

કુશળતા લખજો. એ જ.



૩૨૫ મુંબઈ, શનિ.

પ્રિયશ્રી....

કુશળતા હશે જ. બાળકની પ્રકૃતિ હવે નિરામય થઈ ગઈ હશે જ. ઇષ્ટેચ્છા તો બે એક દિવસમાં તે તરફ આવવું થશે.

તમારો પત્ર મળ્યો હતો. તમને વિક્ષેપાદિ થાય છે તે જાણ્યું. તેને માટે બે જ માર્ગ છે. કાં તો તેવા હેતુને શમાવવામાં આપણે કોઇ પણ ઉપાયે કરીને સમગ્ર બલના ઉપયોગપૂર્વક પ્રયત્ન કરવો, અને તે જો ન જ થાય તો તેના ચિન્તન વિચારાદિથી નિવૃત્ત થવું. એ વિના બીજો માર્ગ નથી. જે માર્ગે વૃત્તિ પ્રવૃત્ત થાય તે માર્ગે પળતાં પ્રસન્નતાપૂર્વક નિશ્ચિન્તતા સેવવી એ જ કર્તવ્ય છે.

સર્વને સુખસમાચાર કહેશો. સર્વ કુશળ હશો. એ જ.



૩૨૬ સુરત, બુધ. તા. ૨૪ : ૪ : ૨૯

પ્રિયશ્રી....ભાઈ,

પત્ર વગેરે મળી ગયું.

તમને અવ્યવસ્થા લાગ્યાનું જાણ્યું. કેટલાક કર્મસંસ્કારો એટલો જ ફલભોગ આપી નિવૃત્ત થાય છે. એ વખતમાં ઇષ્ટસ્મરણ કે સદ્વિચાર અથવા નિર્મલ આનન્દ સેવવો. જેથી વિક્ષેપક અન્ય સંસ્કાર જામે નહિ અહિં થોડી વૃષ્ટિ થયેલી. એ જ.



૩૨૭

પ્રિય ભાઈ....,

પત્ર મળ્યો. પ્રયત્ન સફળ થતો ન જણાય તેથી મુઝાશો નહિ. ઘણી વખતે ત્રીજો પ્રયત્ન સફળ થાય છે, તો કરજો. અને **विघ्नैः पुनःपुनरपि प्रतिहन्यमानाः प्रारब्धमुत्तमजना न परित्यजन्ति** એ ન્યાયે આરંભેલું કાર્ય નિષ્ફળતાથી છોડી દેવાની જરૂર નથી. આગ્રહપૂર્વક કરજો. *** *** બને તો રવિવારે આવજો. મળશો તો આનંદવાર્તા કરીશું. એ જ.



૩૨૮ વડોદરા.

પ્રિયશ્રી....ભાઈ,

સમ સર્વત્ર જ ઇષ્ટ છે, એ જવ થાશે સ્પષ્ટ,
અદૃષ્ટ સરખું ઇષ્ટનું, થશે સ્વરૂપ તવ દૃષ્ટ.



॥ ॐ श्री ॥

# श्री श्रेयःस्साधक अधिकारीवर्गना सद्गुरु श्रीमद् उपेन्द्राचार्यजीना रचेला आकर्षक ग्रन्थो.

## श्रीउपेन्द्रगिरामृत.

[ प्रथम तथा द्वितीय परिवाह. ]

આ ગ્રન્થમાં જ્ઞાનનાં, અનુભવનાં, ભક્તિનાં, કર્ત્તવ્યનાં, એમ વિવિધ ભાતનાં વિસ્મયકારક લાલિત્યવાળાં પદોનો સમાવેશ કર્યો છે. **શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીની અદ્ભુત કાવ્યશક્તિની ઝાંખી આમાં સહજે જ થઇ શકે છે.**

મૂલ્ય પરિવાહ-૧ ના રૂ. ૧-૮-૦, પરિવાહ-૨ ના રૂ. ૧-૮-૦, પોસ્ટેજ જૂદું.

---

## रसदर्शन.

શ્રી ઉપેન્દ્રજયન્તીમહોત્સવપ્રસંગે દર વર્ષે આ પુસ્તક તૈયાર કરવામાં આવે છે. એ ઉત્સવના પ્રસંગે સંવાદરૂપે ભજવવાને માટે કેટલાક સંવાદો પ્રતિવર્ષ તૈયાર થતા. તે રચવા માટે શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીને પ્રાર્થનાપૂર્વક વિજ્ઞપ્તિ કરવામાં આવતી હતી. તે એટલા બધા આકર્ષક હોય છે કે તેને જોનાર એની મુક્તકંઠે મુગ્ધભાવથી પ્રશંસા કરે છે. એવા લેખોનો આમાં સમાવેશ થાય છે. તે ઉપરાંત બાલોપયોગી કાવ્યો વગેરે નવીન શૈલીનું અત્યંત રસવાળું અને અદ્ભુતસરખું સુન્દર સાહિત્ય પણ આમાં પ્રસિદ્ધ થાય છે. એમાં સ્ત્રીઓને ખાસ ઉપયોગી થઇ પડે તેવા નૂતન શૈલીના ગરબાઓ પણ હોય છે. આમાંના સંવાદો અનેક સ્થળે ભજવાય છે. આમાંના ગરબા વગેરે કાવ્યો પણ અનેક સ્થળે ગવાય છે. આ પુસ્તકોમાં તમે કેવળ નવી પદ્ધતિનું અપૂર્વ સાહિત્ય જોશો. અત્યારસુધીમાં ૨૦ ભાગ પ્રસિદ્ધ થયા છે.

દરેકનું મૂલ્ય ૬ થી ૧૦ આના, પોસ્ટેજ જૂદું.

## मातृहृदयवेदन.

મૂલ્ય: રૂા. ૦-૮-૦, પોસ્ટેજ જૂદું.

## नित्य-सन्देश.

પુષ્પજેવું મધુર સુવાસભર્યું, નિષ્કલંક જ્યોતિજેવું ઉજ્જવલ, સર્વોત્તમ શક્તિઓથી અલંકૃત જીવન હોય એ કોને ન ગમે ? છતાં એવું જીવન શી રીતે સરળતાથી બનાવી શકાય એમ સઉને પ્રશ્ન ઉઠે છે: એ પ્રશ્નનો જવાબ **નિત્ય-સંદેશ** બહુ સુંદર રૂપમાં આપે છે. જીવનને સુવાસભર્યું, નિષ્કલંક જ્યોતિજેવું ઘડવાના સરળ રસ્તા બતાવે છે. આબાલવૃદ્ધ સર્વને આ ગ્રન્થ અત્યંત ઉપયોગી છે. મૂલ્ય: રૂા. ૧-૦-૦, પોસ્ટેજ જૂદું.

## विद्युत्लेखा.

આ નવીન પુસ્તકમાં તેના નામને અનુરૂપ સુન્દર વિદ્યુત્‌ના ચમકારજેવા નાના લેખો છે. શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીની કેવલ નવીન શૈલીનાં તેમાં દર્શન થાય છે. સાહિત્ય, કલા અને રસના અપૂર્વ સંયોગ વાચકહૃદયમાં અપૂર્વ રસાનંદ જાગ્રત્ કરે છે. મૂલ્ય: રૂા. ૧-૮-૦, પોસ્ટેજ જૂદું.

## श्रीसद्‌बोधमन्दार.

શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીએ શ્રેયસ્સાધકો તથા સજ્જનો પ્રતિ લખેલા પત્ર-સંગ્રહનો આ નવીન ગ્રન્થ છે. તેમાં આરોગ્યના, વેદાન્તના, માનસિક પ્રગતિના, આબાલવૃદ્ધને ઉપયોગી વિચારો રસભરી શૈલીથી જણાવ્યા છે. આ ગ્રન્થ વાંચનાર મુક્તકંઠે તેની પ્રશંસા કરે છે. ગ્રન્થમાં તેઓશ્રીની સુન્દર ત્રિરંગી પ્રતિમા તથા હસ્તાક્ષર મૂકવામાં આવ્યા છે.

જીવનમાં વિકાસ, ઉચ્ચ સુખ તથા આનંદ અનુભવવા હોય તો આ પુસ્તક તત્કાલ મંગાવો. મૂલ્ય: રૂા. ૨-૦-૦, પોસ્ટેજ જૂદું.

## श्रीविश्ववंद्यविभूतिवैभव.

શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી તથા શ્રીમતી જયંતીદેવીની રસભરી મનોહર શૈલીથી શ્રીવિશ્વવંદ્યનું ( શ્રીમાન્ છોટાલાલ જીવનલાલનું ) ચરિત-દર્શન

તેમ જ તેમના જીવનસ્પર્શી પ્રસંગોનું કાવ્યાદિમાં આલેખન કરતો આ અપૂર્વ નવીન ગ્રન્થ છે. અવશ્ય આ ગ્રન્થ વાંચશો. મૂલ્યઃ રૂા. ૨–૦–૦, પોસ્ટેજ જૂદું.

## कीर्तनमञ्जरी.

આ કીર્તનનું પુસ્તક દર વર્ષે શ્રીસાધનસમારંભના ઉત્સવ ઉપર પ્રસિદ્ધ થાય છે. તેમાં શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીનાં, તથા શ્રીમતી જયન્તી દેવીનાં અત્યંત દિવ્યસરખાં કીર્તનો પ્રકટ થતાં હતાં, તથા હાલ પણ શ્રીમતી જયન્તી દેવીનાં પ્રકટ થાય છે. તેમ જ શ્રેયસ્સાધક અધિકારી વર્ગના બીજા લેખકોનાં સુન્દર કાવ્યો પણ તેમાં હોય છે. દરેક વર્ષના છૂટક વિભાગનું મૂલ્યઃ રૂા. ૦–૩–૦ થી રૂા. ૦–૮–૦ સુધીનું હોય છે. પોસ્ટેજ જૂદું.

## चिन्तनगीता.

આ નાના સરખા પુસ્તકમાં કેટલાંક ચિન્તન કરવા યોગ્ય બહુમૂલ્ય વાક્યોનો સમાવેશ કર્યો છે. થોડા નવરાશનો વખત મળતાં આ વચનો વાંચવા–વિચારવાથી મનને બહુ શુભ ચિન્તન મળે છે. હરતાં ફરતાં વાંચવા-યોગ્ય આ લઘુ પુસ્તક ગજવામાં રાખી શકાય એવું છે. મૂલ્યઃ રૂા. ૦–૪–૦, પોસ્ટેજ જૂદું.

## श्रीमती जयन्तीदेवीना रचेला ग्रन्थो.

### श्रीजयन्तीपद्यपीयूष.

આ ગ્રન્થ પ્રાસાદિક કાવ્યોથી ભરપૂર છે. એમાં ભક્તિનાં, જ્ઞાનનાં, કર્ત્તવ્યનાં, ઉપદેશનાં, સ્તુતિનાં અને એવાં અનેક પ્રકારનાં કાવ્યો વિલક્ષણ શૈલીથી લખાયાં છે. સ્ત્રીઓને સવિશેષ ઉપયોગી અનેક પદો એમાંથી મળી આવે છે. સરળ છતાં, સુન્દર છતાં, ભાવપૂર્ણતા એ આ ગ્રન્થમાં કાવ્યોની વિશિષ્ટતા છે. મૂલ્યઃ રૂા. ૧–૦–૦, પોસ્ટેજ જૂદું.

## श्रीउपेन्द्रभगवत्स्तोत्र.

શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીના અપૂર્વ મહિમાને જાગ્રત્ કરનાર વસંતતિલક વૃત્તમાં લખાયલું આ સુન્દર સ્તોત્ર પ્રકટ થયું છે. મૂલ્યઃ રૂા. ૦–૬–૦, પોસ્ટેજ જૂદું.

## मातृहृदयवेदन.

મૂલ્ય: રૂા. ૦–૮–૦, પોસ્ટેજ જૂદું.

## नित्य-सन्देश.

પુષ્પજેવું મધુર સુવાસભર્યું, નિષ્કલંક જ્યોતિજેવું ઉજ્જ્વલ, સર્વોત્તમ શક્તિઓથી અલંકૃત જીવન હોય એ કોને ન ગમે? છતાં એવું જીવન શી રીતે સરળતાથી બનાવી શકાય એમ સઉને પ્રશ્ન ઉઠે છે: એ પ્રશ્નનો જવાબ **નિત્ય–સંદેશ** બહુ સુંદર રૂપમાં આપે છે. જીવનને સુવાસભર્યું, નિષ્કલંક જ્યોતિજેવું ઘડવાના સરળ રસ્તા બતાવે છે. આબાલવૃદ્ધ સર્વને આ ગ્રન્થ અત્યંત ઉપયોગી છે. મૂલ્ય: રૂા. ૧–૦–૦, પોસ્ટેજ જૂદું.

## विद्युत्लेखा.

આ નવીન પુસ્તકમાં તેના નામને અનુરૂપ સુન્દર વિદ્યુત્‌ના ચમકારજેવા નાના લેખો છે. **શ્રી**મદ્ ઉપેન્દ્રાચાર્યજીની કેવલ નવીન શૈલીનાં તેમાં દર્શન થાય છે. સાહિત્ય, કલા અને રસના અપૂર્વ સંયોગ વાચકહૃદયમાં અપૂર્વ રસાનંદ જાગ્રત્ કરે છે. મૂલ્ય: રૂા. ૧–૮–૦, પોસ્ટેજ જૂદું.

## श्रीसद्बोधमन्दार.

**શ્રી**મદ્ ઉપેન્દ્રાચાર્યજીએ શ્રેયસ્સાધકો તથા સજ્જનો પ્રતિ લખેલા પત્ર-સંગ્રહનો આ નવીન ગ્રન્થ છે. તેમાં આરોગ્યના, વેદાન્તના, માનસિક પ્રગતિના, આબાલવૃદ્ધને ઉપયોગી વિચારો રસભરી શૈલીથી જણાવ્યા છે. આ ગ્રન્થ વાંચનાર મુક્તકંઠે તેની પ્રશંસા કરે છે. ગ્રન્થમાં તેઓશ્રીની સુન્દર ત્રિરંગી પ્રતિમા તથા હસ્તાક્ષર મૂકવામાં આવ્યા છે.

જીવનમાં વિકાસ, ઉચ્ચ સુખ તથા આનંદ અનુભવવા હોય તો આ પુસ્તક તત્કાલ મંગાવો. મૂલ્ય: રૂા. ૨–૦–૦, પોસ્ટેજ જૂદું.

## श्रीविश्ववंद्यविभूतिवैभव.

**શ્રી**મદ્ ઉપેન્દ્રાચાર્યજી તથા **શ્રી**મતી જયંતીદેવીની રસભરી મનોહર શૈલીથી શ્રીવિશ્વવંદ્યનું ( **શ્રી**માન્ છોટાલાલ જીવનલાલનું ) ચરિત–દર્શન

તેમ જ તેમના જીવનસ્પર્શી પ્રસંગોનું કાવ્યાદિમાં આલેખન કરતો આ અપૂર્વ નવીન ગ્રન્થ છે. અવશ્ય આ ગ્રન્થ વાંચશો. મૂલ્ય: રૂ. ૨-૦-૦, પોસ્ટેજ જૂદું

---

## कीर्तनमञ्जरी.

આ કીર્તનનું પુસ્તક દર વર્ષે શ્રીસાધનસમારંભના ઉત્સવ ઉપર પ્રસિદ્ધ થાય છે. તેમાં **શ્રીમદ્** ઉપેન્દ્રાચાર્યજીનાં, તથા **શ્રીમતી જયન્તી દેવીનાં** અત્યંત દિવ્યસરખાં કીર્તનો પ્રકટ થતાં હતાં, તથા હાલ પણ **શ્રીમતી જયન્તી દેવીનાં** પ્રકટ થાય છે. તેમ જ શ્રેયસ્સાધક અધિકારી વર્ગના બીજા લેખકોનાં સુન્દર કાવ્યો પણ તેમાં હોય છે. દરેક વર્ષના છૂટક વિભાગનું મૂલ્ય: રૂ. ૦-૩-૦ થી રૂ. ૦-૮-૦ સુધીનું હોય છે. પોસ્ટેજ જૂદું.

---

## चिन्तनगीता.

આ નાના સરખા પુસ્તકમાં કેટલાંક ચિન્તન કરવા યોગ્ય બહુમૂલ્ય વાક્યોનો સમાવેશ કર્યો છે. થોડો નવરાશનો વખત મળતાં આ વચનો વાંચવા-વિચારવાથી મનને બહુ શુભ ચિન્તન મળે છે. હરતાં ફરતાં વાંચવા-યોગ્ય આ લઘુ પુસ્તક ગજવામાં રાખી શકાય એવું છે. મૂલ્ય: રૂ. ૦-૮-૦, પોસ્ટેજ જૂદું.

---

## श्रीमती जयन्तीदेवीना रचेला ग्रन्थो.

### श्रीजयन्तीपद्यपीयूष.

આ ગ્રન્થ પ્રાસાદિક કાવ્યોથી ભરપૂર છે. એમાં ભક્તિનાં, જ્ઞાનનાં, કર્ત્તવ્યનાં, ઉપદેશનાં, સ્તુતિનાં અને એવાં અનેક પ્રકારનાં કાવ્યો વિલક્ષણ શૈલીથી લખાયાં છે. સ્ત્રીઓને સવિશેષ ઉપયોગી અનેક પદો એમાંથી મળી આવે છે. સરળ છતાં, સુન્દર છતાં, ભાવપૂર્ણતા એ આ ગ્રન્થમાં કાવ્યોની વિશિષ્ટતા છે. મૂલ્ય: રૂ. ૧-૦-૦, પોસ્ટેજ જૂદું.

---

### श्रीउपेन्द्रभगवत्स्तोत्र.

**શ્રી**મદ્ ઉપેન્દ્રાચાર્યજીના અપૂર્વ મહિમાને જાગ્રત્ કરનાર વસંતતિલક વૃત્તમાં લખાયલું આ સુન્દર સ્તોત્ર પ્રકટ થયું છે. મૂલ્ય: રૂ. ૦-૬-૦, પોસ્ટેજ જૂદું.

---

## શ્રીઉપેન્દ્રલીલામૃત.

શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીની દિવ્ય મહિમાભરી જીવનલીલાને દર્શાવતું આ નાનું સરખું પદ્યાત્મક પુસ્તક ખાસ શ્રીશ્રેયસ્સાધકઅધિકારીવર્ગને અત્યંત ઉપયોગી છે. મૂલ્યઃ રૂા. ૦–૬–૦, પોસ્ટેજ જૂદું.



## શ્રીભારતીપ્રતિભા.

શ્રીમતી ભારતી દેવીએ લઘુ વયમાં રચેલાં સુન્દર ભાવવાહી કીર્તનોનો આ લઘુ સંગ્રહ છે. મૂલ્યઃ રૂા. ૦–૮–૦, પોસ્ટેજ જૂદું.



## રસાંજલિ.

આ પુસ્તકમાં શ્રેયસ્સાધક વર્ગ તરફથી પ્રસિદ્ધ થએલા અનેક લેખકોના કાવ્યના ગ્રન્થોમાંનાં થોડાં થોડાં પ્રસાદીરૂપ કાવ્યોનો સમાવેશ કરવામાં આવ્યો છે. તેમાં દોઢસો ઉપરાંત કીર્તનો છે. આ પુસ્તક જોવાથી એ વર્ગના કીર્તન-સાહિત્યની કાંઈક રૂપરેખા જાણી શકાય છે. કીર્તનના રસવાળાઓએ આ પુસ્તક અવશ્ય સાથે રાખવા જેવું છે. મુલ્યઃ રૂા. ૦–૧૨–૦, પોસ્ટેજ જૂદું.



## શ્રીશ્રેયસ્સાધકવર્ગના અત્યન્ત સમર્થ લેખક શ્રીમાન્ છોટાલાલ જીવનલાલના રચેલા રસપૂર્ણ ગ્રન્થો.

## योगिनीकुमारी.

[ प्रथम तथा द्वितीय भाग ]

ગુજરાતી સાહિત્યમાં આ એક નવલકથા છે કે જેમાં અપૂર્વ રસ સાથે વાચકની સર્વ પ્રકારની વ્યવહાર પરમાર્થની ઉન્નતિમાં ઉપયોગી અનેક કર્તવ્યને સરલપણે, સ્પષ્ટપણે અને સચોટ રીતે જણાવેલાં છે. હજારો સ્ત્રીપુરુષોએ તેને ઉત્સુકતા, રસ અને પ્રીતિસહિત વાંચી છે, વાંચે છે અને હજીપણ વાંચવાને અનેક તત્પર છે. તેમાં એક તરફથી વાર્તાનો ભાગ એટલો તો રસમય છે કે જે વાંચનારનું ચિત્ત સહજ સ્વભાવથી જ પોતાના તરફ આકર્ષી રાખે છે; જ્યારે તેમાં બીજા કેટલાક બોધક પ્રસંગો ગૂઢ છતાં એટલા તો ઉપયોગી, સરલ અને રસપૂર્ણ રીતે લખાયા છે કે લખનાર તેને, તે ને તે જ

ત્ખતથી, પોતાના જીવનમાં ઉતારવા લલચાયા વિના રહેતો નથી. ગ્રન્થના વાર્તાભાગ સાથે બીજાં ઉપયોગી જીવનસહાયક ચિન્તનોને એવી તો સુન્દર રીતે ગુંથ્યાં છે કે જેમાં લેખકના અસાધારણ બુદ્ધિવિભવસંબંધી વાચકને અહોભાવ થયા વિના રહેતો નથી.

જીવનમાં ઉચ્ચ આનન્દ અને ઉત્કર્ષ અનુભવવો હોય તો આ પુસ્તક તત્કાળ જ મંગાવો. મૂલ્ય: ભાગ-૧ના રૂ. ૨-૮-૦; ભાગ-૨ના રૂ. ૩-૪-૦, પોસ્ટેજ જૂદું.

---

## श्रीसुधास्रोतस्विनी.

[ પ્રથમ ભાગ ]

આ પુસ્તકમાં જ્ઞાનનાં, વૈરાગ્યનાં, ભક્તિનાં અને બોધનાં ઉત્તમ પદોનો સમાવેશ કર્યો છે. મૂલ્ય રૂ. ૦-૫-૦, પોસ્ટેજ જૂદું.

---

## श्रीसुधास्रोतस्विनी

[ દ્વિતીય વિભાગ ]

આ પુસ્તકમાં અત્યન્ત સુન્દર કાવ્યો છે. ભક્તિ, જ્ઞાન, ઉપદેશ, અનુભવ વગેરેનાં ઘણાં સમર્થ વિચારપૂર્ણ કીર્તનો બીજે ભાગ્યે જ જોવામાં આવશે. જેમણે જેમણે તે વાંચ્યાં છે તેમણે મુક્તકંઠે તેની સ્તુતિ કરી છે. ( હાલમાં સિલકમાં નથી. ) મૂલ્ય: રૂ. ૧-૮-૦, પોસ્ટેજ જૂદું.

---

## विज्ञाननी रसिक वार्त्ताओ.

વાર્ત્તાઓનાં નામવાળાં અનેક પુસ્તકો તમે વાંચ્યાં હશે, પણ આ પુસ્તકની અંદર આવેલી વાર્ત્તાઓ તેનાથી કેવળ જૂદી જ છે. આજકાલની વાર્ત્તાસંબંધી તમારો કદાચ હલકો અભિપ્રાય હોય, પણ આ પુસ્તક વાંચ્યા પછી તમારો તે અભિપ્રાય આ પુસ્તકમાટે જરૂર બદલાશે. હાલનું વિજ્ઞાન-સાયન્સ જે સિદ્ધાન્તો સ્થાપે છે. તેને વાર્ત્તાના રૂપમાં એવા અદ્દભુત રૂપમાં લખવામાં આવ્યા છે કે જે વાંચવાથી મનુષ્યને પોતાનો વિકાસ સાધવામાં બલવાન્ વેગ અને આશા પ્રકટે છે. માનસશાસ્ત્રના શુષ્કસરખા સિદ્ધાન્તો આ વાર્ત્તાઓ વાંચવાથી અતિ સરલપણે અને રસભરી રીતે સ્પષ્ટપણે સમજાય

છે. આ વાર્તાઓ ખાલી કપોલકલ્પનાઓ નથી, પણ સાચા સિદ્ધાન્તને દર્શાવનાર અપૂર્વ દૃષ્ટાંતરૂપ છે. આ ગ્રન્થ માટે ફક્ત એટલું જ કહેવું બસ છે કે—વાંચો—જરૂર વાંચો. મૂલ્ય: રૂા. ૦-૧૨-૦, પોસ્ટેજ જૂદું.

---

## मंगलप्रेरितसन्देशा

अथवा

दूरदर्शक तरुनुं अद्‌भुतप्रकाशन.

આ પુસ્તક સુન્દર વાર્તાના રૂપમાં છતાં માત્ર તે વાર્તા નથી, કેવલ રસપૂર્ણ વાર્તા નથી, પણ તેને માટે એક જ શબ્દ કહેવો પડશે; તે **અદ્‌ભુત** વાર્તા છે. જે રીતથી આ વાર્તા લખાઇ છે, એ રીતથી હજી સુધી ગુજરાતી સાહિત્યમાં એક પણ વાર્તાનું પુસ્તક લખાયું નથી. એની વિલક્ષણતા વાંચ્યાથી જ સમજાય તેમ છે. જ્યાં સુધી આ પુસ્તક વાંચ્યું નથી ત્યાં સુધી બીજી વાર્તા કરતાં આ ગ્રન્થનો જે ભેદ પડે છે તે બીજી કોઇ રીતે સમજાય તેમ નથી. મૂલ્ય: રૂા. ૧-૦-૦, પોસ્ટેજ જૂદું.

---

## अध्यात्मबलपोषक ग्रन्थमाला-प्रथम अक्ष.

[ નવીન આવૃત્તિ ]

અધ્યાત્મબલ સર્વોપરિ બલ છે, એ સર્વ કોઈ સ્વીકારે છે. તે બલ શી રીતે પ્રાપ્ત કરવું તે આ ગ્રન્થમાં વર્ણવવામાં આવ્યું છે. આ બલ પ્રાપ્ત કરવાની ક્રિયા એટલી સરળ છે કે સામાન્ય બુદ્ધિમાન્, વૃદ્ધ, યુવાન્ ને બાળક સ્ત્રી અથવા પુરુષ સર્વ તે સાધી શકે છે. આ ગ્રન્થ વાંચતાં તમારી બુદ્ધિમાં તત્કાળ ઉંચો ફેરફાર થયા વિના રહેતો નથી.

ગ્રન્થમાં **શ્રીમન્નૃસિંહાચાર્યજી**ની તથા **શ્રી વિશ્વવંદ્ય**ની સુન્દર છબીઓ મુકવામાં આવી છે. મૂલ્ય: રૂા. ૧-૮-૦, પોસ્ટેજ જૂદું.

---

## विद्यार्थीनो साचो मित्र.

[ નવીન આવૃત્તિ ]

ગુજરાતીમાં આ પ્રકારનો ગ્રન્થ આ એક જ છે. તે એકલા વિદ્યાર્થી-ઓને માટે છે એમ નથી, પણ શરીરનું આરોગ્ય સાચવવા ઇચ્છનાર પ્રત્યેક

મનુષ્યને તે અત્યંત ઉપયોગી છે. તેને વાંચનાર સેંકડો મનુષ્યોએ તમાકુનું વ્યસન છોડી દીધું છે. તમારા કોઇ મિત્ર અથવા સંબંધીને આ વ્યસન હોય તો આ પુસ્તક તેને ભેટ આપવાથી તમે તેનું નિરન્તરનું કલ્યાણ સાધશો. મૂલ્યઃ રૂા. ૧-૦-૦, પોસ્ટેજ જૂદું.

---

## बंधकोशनो उपाय.

મૂલ્યઃ રૂા. ૦-૨-૦, પોસ્ટેજ જૂદું.

## बालकोने केवी रीते केळववां ?

પ્રજાવાળાં તથા પ્રજાવિનાનાં સર્વ સ્ત્રી-પુરુષોએ આ ગ્રન્થને અવલોકન કરવાની અત્યન્ત અગત્ય છે. ઘણા ધારે છે કે આ ગ્રન્થમાં બાળકોને વિદ્યા કેમ ભણાવવી તે લખ્યું હશે, પરન્તુ તેનો મુખ્ય વિષય બાળકોને કેવી રીતે સદ્‌ગુણી કરવાં તે છે. બાળકોના દોષોથી કંટાળી ગયેલાં માબાપોને તે ટાળવાના નવીન ઉપાયોનું આ પુસ્તક જ્ઞાન આપે છે. મૂલ્યઃ રૂા. ૦-૫-૦, પોસ્ટેજ જૂદું.

---

## ब्रह्मचर्य.

આ લોકપ્રિય લઘુલેખમાળાનો પ્રથમ અંક છે. વિદ્યાર્થીના હાથમાં આપવા યોગ્ય આના જેવું બીજું પુસ્તક તમને ભાગ્યે જ જડશે. મૂલ્યઃ રૂા. ૦-૨-૦, પોસ્ટેજ જૂદું.

---

## रोग टाळवाना उपायो.

[ નવીન આવૃત્તિ ]

લોકપ્રિય લઘુલેખમાળાનો આ બીજો અંક છે. ઔષધ વિના આરોગ્યના નિયમો પાળવાથી તથા જલોપચારથી વ્યાધિઓ કેવી રીતે ઘેર બેઠે મટાડી શકાય છે તે આ અંકમાં ઉત્તમ પ્રકારે વર્ણવવામાં આવ્યું છે. મૂલ્યઃ રૂા. ૦-૧-૬, પોસ્ટેજ જૂદું.

---

## प्लेगथी बचवानो कोइ उपाय नथी शुं ?

લોકપ્રિય લઘુલેખમાલાનો આ ત્રીજો અંક છે. સર્વ પ્રકારના વ્યા-

ધિઓ તથા દુઃખથી બચવા માટે સદ્વિચારમહિમા આ અંકમાં બહુ રસ ભરેલી રીતે વર્ણવવામાં આવ્યો છે. મૂલ્ય રૂા. ૦-૧-૬, પોસ્ટેજ જૂદું.

## ईश्वरनी भक्ति मनुष्योए शा माटे करवी?

[ નવીન આવૃત્તિ ]

આ લોકપ્રિય લઘુલેખમાળાનો ચોથો અંક છે. પ્રત્યેક મનુષ્યના હાથમાં આપવા યોગ્ય આના જેવું બીજું પુસ્તક તમને ભાગ્યેજ જડશે.

મૂલ્યઃ રૂા. ૦-૨-૦, પોસ્ટેજ જૂદું.

## श्रेयस्साधक अधिकारी वर्ग ए शुं छे?

લોકપ્રિય લઘુલેખમાળાનો આ પાંચમો અંક છે. તેમાં શ્રેયસ્સાધક-અધિકારી વર્ગ એ શું છે, તેના સિદ્ધાન્તો કેવા છેઃ તેમાં કોને દાખલ કરવામાં આવે છે વગેરે વિષયો વિષે વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે.

મૂલ્યઃ રૂા. ૦-૦-૬, પોસ્ટેજ જૂદું.

## मूर्तिपूजानूं खंडन करनारा मूर्तिपूजाना खरा रहस्यथी केटला अज्ञान छे?

લોકપ્રિય લઘુલેખમાળાનો આ છઠ્ઠો અંક છે. એમાં મૂર્તિપૂજા ખરી હોવાનાં કારણો, તથા તેથી કેવા લાભ થાય છે, તે સ્પષ્ટ રીતે દર્શાવવામાં આવ્યું છે.

મૂલ્યઃ રૂા. ૦-૧-૬, પોસ્ટેજ જૂદું.

## दुग्धोपचार अथवा दुधना सेवनवडे सघळा रोगो टाळवानो उपाय

[ દ્વિતીય આવૃત્તિ ]

લોકપ્રિય લઘુલેખમાળાનો આ સાતમો અંક છે. દુધના સેવનવડે સઘળા રોગો કેવી રીતે મટાડી શકાય છે, તેનું તેમાં બહુ ઉત્તમ પ્રકારે વર્ણન કરવામાં આવ્યું છે. મૂલ્યઃ રૂા. ૦-૨-૦, પોસ્ટેજ જૂદું.

### धनवान् थवानी अमोघ कळा

બે અને બેનો સરવાળો જેમ ચાર થયા વિના રહેતો જ નથી, તેમ આ પુસ્તકમાં લખેલા નિયમે વર્ત્તનાર મનુષ્ય ધનવાન્ થયા વિના રહેતો જ નથી. ભલે તમારી પાસે વ્યાપાર કરવાની પાંચ રૂપૈયાની પણ મુડી નહિ હોય, તોપણ આ પુસ્તક તમારી ઇચ્છામાં આવે તેટલું ધન પણ કેવી રીતે મેળવવું તે પણ શીખવશે. હવે તમે નિર્ધનતાની એક ક્ષણ પણ વધારે વાર ફરિયાદ કરશો તો તેમાં તમારો જ દોષ છે. ગંગા બતાવતાં છતાં તરસ ન છીપાવનારને કેવો કહેવો! ન પાળી શકાય એવા કઠણ નિયમો આ પુસ્તકમાં હશે, એવું ધારશો નહિ. સામાન્ય બુદ્ધિવાળો ગમે તે મનુષ્ય તેમનું પાલન કરી શકે એમ છે. ધનવાન્ થવાની આ એક જ કળા છે. તે વિના બીજી કળા છે નહિ અને હોવી સંભવતી નથી. પાકું પુઠું; સોનેરી અક્ષરો.
( હાલ સિલકમાં નથી ) મૂલ્યઃ રૂા. ૧-૦-૦, પોસ્ટેજ જૂદું.

## શ્રીશ્રેયસ્સાધકઅધિકારીવર્ગના લેખકોના ગ્રન્થો.

### श्रीभारती-अर्चन-अञ्जलि.

**શ્રી**મતી **ભા**રતીદેવી નિમિત્ત ઉત્તરાર્ચન સંમેલનપ્રસંગે તેમના ગુણ-ચિન્તનને દર્શાવતા લઘુ લેખોનો આ લઘુ સંગ્રહ છે. **શ્રી**મતી **ભા**રતી દેવીની બાલ્યાવસ્થાથી પરિચયમાં આવેલા શ્રેયસ્સાધકોનાં આ ભાવસ્મરણો છે. મૂલ્યઃ રૂા. ૦-૮-૦, પોસ્ટેજ જૂદું.



### हृदयनिवेदन.

આ નાનો સરખો નિબંધ સમર્થ વિદ્વાન્ **શ્રી**યુત **ન**ર્મદાશંકર દેવશંકર **મ**હેતાનો રચેલો છે. અનેક જાણવાયોગ્ય મહત્ત્વના વિચારોથી ભરપૂર છે. મૂલ્યઃ રૂા. ૦-૪-૦, પોસ્ટેજ જૂદું.

### पुरुष अने स्त्री.

આ પુસ્તકના બે વિભાગ છે. એમાં સ્ત્રીપુરુષને જાણવા યોગ્ય ઘણી બાબતો છે. સરલ રૂપમાં તે લખાયા છે, અને અત્યન્ત જીવનોપયોગી છે. આ પુસ્તકો વિદ્વદ્વર **શ્રી**યુત **કૌ**શિકરામ વિઘ્નહરરામ **મ**હેતાનાં રચેલાં છે. મૂલ્યઃ રૂા. ૧-૦-૦, પોસ્ટેજ જૂદું.



## सद्बोधस्रवन्ता.

આમાં શ્રીયુત કણિયા શ્રીયુત નર્મદાશંકર, શ્રીયુત કૌશિકરામ તથા શ્રીયુત સંઘવી એમના નવીન નિબંધોનો સમાવેશ કર્યો છે.

મૂલ્યઃ રૂા. ૦-૪-૦, પોસ્ટેજ જૂદું.

## श्रीसदुपदेशश्रेणी

શ્રી શ્રેયસ્સાધકઅધિકારી વર્ગના પ્રતિવર્ષના ઉત્સવોમાં જે વ્યાખ્યાનો થયાં છે, તે સર્વનો અને તે ઉપરાંત વિશેષ લેખોનો આ પુસ્તકમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. આજ સુધીમાં તેના ૭૬ ભાગ પ્રકટ થઇ ચૂકયા છે. તેમાંથી ૬૨ થી ૭૬ સુધીના દરેક વિભાગમાં જે જે વિષયો આવ્યા છે તે નીચે જણાવવામાં આવ્યા છે. તેમાં વિદ્વાનોના અનેક પ્રકારના વિષયના લેખો એટલા તો મહત્ત્વના છે કે તેના જેવું બહુમૂલ્ય અને વિવિધતાવાળું સાહિત્ય તમને ગુજરાતી ભાષામાં બીજું ભાગ્યેજ મળશે. દરેકનું છૂટું મૂલ્ય નીચે જણાવ્યું છે.

૬૨ થી ૭૬ સુધીના બધાએ ભાગ એક સામટા લેનારને તેની કિંમત ઉપર દસ ટકા કમિશન આપવામાં આવશે.

### श्री सदुपदेशश्रेणी–६२ मो सदुपदेश.

૧ શ્રેયસ્સાધકોના અભ્યાસની કલા ... ... ..( ન૦ દે૦ મહેતા )
૨ ઉત્સવનું એક લક્ષ્ય ... ... ... ...( ભો૦ જ૦ ઓઝા )
૩ આત્મશ્રદ્ધા ... ... ... ... ...( સુ૦ જ૦ ઓઝા )
૪ સદ્વિચારશતક ... ... ... ...( શ્રી ૩૦ )
૫ આત્માનુભવ ... ... ... ...( કૌ૦ વિ૦ મહેતા )
૬ કીર્તનો ... ... ... ... ... ... ...

મૂલ્યઃ રૂા. ૦-૧૦-૦, પોસ્ટેજ જૂદું.

### श्री सदुपदेशश्रेणी–६३ मो सदुपदेश.

૧ ઉપનિષદ્સાહિત્યના મુખ્ય પ્રવર્તકો ... ...( ન૦ દે૦ મહેતા )
૨ સેશ્વર ઉપનિષદોનો ત્રિવિધ બ્રહ્મભાવ ... ...( ન૦ દે૦ મહેતા )
૩ બ્રાહ્મી સ્થિતિ ... ... ... ...( કૌ૦ વિ૦ મહેતા )

૪ કીર્તનો ... ... ... ... ... ... ...

મૂલ્ય: રૂા. ૦—૮—૦, પોસ્ટેજ જૂદું.

### શ્રી સદુપદેશશ્રેણી—૬૪ મો સદુપદેશ.

૧ શાક્તસંપ્રદાયસંબંધી કેટલુંક ... ... ... ( ન૦ દે૦ મહેતા )
૨ જીવ અને શરીર ... ... ... ... ( ન૦ દે૦ મહેતા )
૩ બ્રાહ્મી સ્થિતિ ... ... ... ... ( કૌ૦ વિ૦ મહેતા )
૪ કીર્તનો ... ... ... ... ... ... ...

મૂલ્ય: રૂા. ૦—૮—૦, પોસ્ટેજ જૂદું.

### શ્રી સદુપદેશશ્રેણી—૬૫ મો સદુપદેશ.

૧ અન્તઃકરણની ચિકિત્સા ... ... ... ( ત્રિ૦ તીર્થ )
૨ ઔપનિષદ વિદ્યાની પશ્ચિમમાં અસર ... ... ( ન૦ દે૦ મહેતા )
૩ જપમાર્ગના સાધકે લક્ષમાં રાખવાના
કેટલાક મુદ્દાઓ ... ... ( ન૦ દે૦ મહેતા )
૪ નરકદ્વાર અને શાસ્ત્રશરણ ... ... ... ( કૌ૦ વિ૦ મહેતા )
૫ કીર્તનો ... ... ... ... ... ... ...

મૂલ્ય: રૂા. ૦—૧૨—૦, પોસ્ટેજ જૂદું.

### શ્રી સદુપદેશશ્રેણી—૬૬ મો સદુપદેશ.

૧ હિન્દુધર્મને.. કરેલો ઉપકાર ... ... ... ( નર્મદ )
૨ લૌકિક જન્મ અને દિવ્ય જન્મ ... ... ... ( નર્મદ )
૩ નરકદ્વાર અને શાસ્ત્રશરણ ... ... ... ( કૌ૦ વિ૦ મહેતા )
૪ કીર્તનો ... ... ... ... ... ... ...

મૂલ્ય: રૂા. ૦—૬—૦, પોસ્ટેજ જૂદું.

### શ્રી સદુપદેશશ્રેણી—૬૭ મો સદુપદેશ.

૧ આ વિશ્વ માયામય કેમ ગણવું ?... ... ... ( ન૦ દે૦ મહેતા )
૨ પંચાયતનપૂજનરહસ્ય ... ... ... ... ( ન૦ દે૦ મહેતા )

૩ અન્તઃકરણચિકિત્સા ... ... ... ... ( ત્રિવિક્રમતીર્થ )
૪ અધ્યાત્મમઞ્જરી ... ... ... ... ( ચુ૦ જ૦ ઓઝા )
૫ શબ્દનો ઘા ... ... ... ... ( કૌ૦ વિ૦ મહેતા )
૬ કીર્તનો ... ... ... ... ... ... ...

મૂલ્ય: રૂા. ૦-૧૦-૦ પોસ્ટેજ જૂદું.

## શ્રી સદુપદેશશ્રેણી-૬૮ મો સદુપદેશ.

૧ મંત્રશાસ્ત્રની દષ્ટિએ શ્રી ભ૦ ગી૦નો અભ્યાસ ... ( ન૦ દે૦ મહેતા )
૨ પરમાત્માને લગતા યોગનો સમન્વય ... ... ( ન૦ દે૦ મહેતા )
૩ યોગ ... ... ... ... ... ( ત્રિવિક્રમતીર્થ )
૪ અધ્યાત્મમઞ્જરી ... ... ... ... ( ચુ૦ જ૦ ઓઝા )
૫ શ્રીદુર્ગાસપ્તશતીરહસ્ય ... ... ... ( કૌ૦ વિ૦ મહેતા )
૬ સુખપ્રાપ્તિ ... ... ... ... ( શ્રી૦ ઉ૦ )
૭ કીર્તનો ... ... ... ... ... ... ...

મૂલ્ય: રૂા. ૦-૧૦-૦, પોસ્ટેજ જૂદું.

## શ્રી સદુપદેશશ્રેણી-૬૯ મો સદુપદેશ.

૧ ચિત્તશોધનના ઉપાયો... ... ... ... ( ન૦ દે૦ મહેતા )
૨ આપણી અન્તઃપરીક્ષા ... ... ... ( ન૦ દે૦ મહેતા )
૩ ઉપાસના ... ... ... ... ... (સ્વામીત્રિવિક્રમતીર્થ)
૪ અધ્યાત્મ-મઞ્જરી ... ... ... ... ( ચુ૦ જ૦ ઓઝા )
૫ શ્રીદુર્ગાસપ્તશતીરહસ્ય ... ... ... ( કૌ૦ વિ૦ મહેતા )
૬ કીર્તનો ... ... ... ... ... ... ...

મૂલ્ય: રૂા. ૦-૧૦-૦, પોસ્ટેજ જૂદું.

## શ્રી સદુપદેશશ્રેણી-૭૦ મો સદુપદેશ.

૧ બ્રહ્મવિદ્દ્રસિકતા ... ... ... ... ( ન૦ દે૦ મહેતા )
૨ બુદ્ધવચનની બ્રાહ્મણો ઉપર થયેલી અસર... ... ( ન૦ દે૦ મહેતા )

૩ સ્પર્શમણિની પ્રાપ્તિ અથવા સાધનસત્રની સિદ્ધિ ... (સ્વામીત્રિવિક્રમતીર્થ)
૪ કીર્તનો ... ... ... ... ... ... ...

મૂલ્ય: રૂા. ૦-૧૦-૦, પોસ્ટેજ જૂદું.

### શ્રી સદુપદેશશ્રેણી-૭૧ મો સદુપદેશ.

૧ વૃદ્ધાવસ્થા સત્વર શાથી આવે છે? ... ... (વિશ્વવંદ્ય)
૨ જ્ઞાનવૈચિત્ર્ય અને સત્ય ... ... ... (જે૦ જે૦ કણીયા)
૩ ધર્મ અને પરલોક ... ... ... (કૌ૦ વિ૦ મહેતા)
૪ અધ્યાત્મ-મઞ્જરી ... ... ... (સુ૦ જ૦ ઓઝા)
૫ શ્રેયસ્સાધકોપ્રતિ ... ... ... (શ્રી ગુરુદેવ)
૬ કીર્તનો ... ... ... ... ... ... ...

મૂલ્ય: રૂા. ૦-૧૦-૦, પોસ્ટેજ જૂદું.

### શ્રી સદુપદેશશ્રેણી-૭૨ મો સદુપદેશ.

૧ સામર્થ્યવાળું જીવન ... ... ... ... (વિશ્વવંદ્ય)
૨ પ્રભુને વન્દના ... ... ... ... (કૌ૦ વિ૦ મહેતા)
૩ આન્તરક્ષોભ સર્વ અવ્યવસ્થાનો જનક છે... ... (જે૦જે૦ કણિયા)
૪ કીર્તનો ... .. ... ... ... ... ...

મૂલ્ય: રૂા. ૦-૮-૦, પોસ્ટેજ જૂદું.

### શ્રી સદુપદેશશ્રેણી-૭૩ મો સદુપદેશ.

૧ પ્રત્યેક મનુષ્યે સ્વાશ્રયી થવું જોઇએ ... ... (વિશ્વવંદ્ય)
૨ અધ્યાત્મ-મઞ્જરી ... ... ... ... (સુ૦ જ૦ ઓઝા)
૩ ધ્યાન આપો ... ... ... ... (જે૦ જે૦ કણીયા)
૪ કીર્તનો ... ... ... ... ... ... ...

મૂલ્ય: રૂા. ૦-૮-૦, પોસ્ટેજ જૂદું.

### શ્રી સદુપદેશશ્રેણી-૭૪ મો સદુપદેશ.

૧ પ્રભુને વન્દના ... ... ... (કૌ૦ વિ૦ મહેતા)
૨ શ્રીસદ્‌ગુરુદ્વારે ... ... ... (ભો૦ જ૦ ઓઝા)
૩ અધ્યાત્મબલપોષક મંડલમાં પ્રવેશેલા સાધકોપ્રતિ પત્ર (વિશ્વવંદ્ય)

૪ આરોગ્ય—તે કેમ પ્રાપ્ત થાય ? ... ( વિશ્વવંદ્ય )
૫ પત્રવ્યવહાર—વિશ્રાન્તિ ... ... ( વિશ્વવંદ્ય )
૬ કીર્તનો ... ... ... ... ...

મૂલ્ય: રૂા. ૦-૮-૦, પોસ્ટેજ જૂદું.

## શ્રી સદુપદેશશ્રેણી-૭૫ મો સદુપદેશ.

૧ અન્તઃકરણની અખંડ પ્રસન્નતા ઉન્નતિની સત્વર સાધક થાય છે ... ... ... ( વિશ્વવંદ્ય )
૨ પ્રતિકૂલતામાં પરમાર્થ સાધી શકાવો સંભવે છે ? ( વિશ્વવંદ્ય )
૩ પ્રભુને વન્દના ... ... ... ... ( કૌ૦ વિ૦ મહેતા )
૪ બ્રહ્મનું લક્ષણ શું છે ? ... ... ... ( જે૦ જે૦ કણિયા )
૫ પ્રગતિમાન્ રહો ... ... ... ... ( શ્રી૦ જ૦ દેવી )
૬ કીર્તનો ... ... ... ... ... ...

મૂલ્ય: રૂા. ૦-૧૦-૦, પોસ્ટેજ જૂદું.

## શ્રી સદુપદેશશ્રેણી-૭૬મો સદુપદેશ.

૧ અધ્યાત્મબલપોષકમંડલપ્રતિ દ્વિતીય પત્ર ... ( વિશ્વવંદ્ય )
૨ ,, ,, ,, તૃતીય પત્ર ... ( ,, )
૩ પ્રારબ્ધ અને પ્રવૃત્તિ ... ... ... ( જે૦ જે૦ કણિયા)
૪ મન-મીમાંસા ... ... ... ... ( કૌ૦ વિ૦ મહેતા )
૫ સદ્વિચારશતક ... ... ... ... ( શ્રી ઉ૦ )
૬ કીર્તનો ... ... ... ... ...

મૂલ્ય: રૂા. ૦-૧૦-૦ પોસ્ટેજ જૂદું.

**સૂચીપત્રમાં જણાવેલાં પુસ્તકો મળવાનું સરનામું :**

**વ્યવસ્થાપક, ચારિત્ર્ય-મન્દિર, વડોદરા.**

